દાંપત્ય જીવનની રસકથા



# જીવનસાથી

ખંડ ૧-૨-૩ સાથે

કર્તા

ડુંગરસી ધરમસી સંપટ

સોલ એજંટ

એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ : પબ્લીશર્સ :

૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨.

# 'જીવનસખી'ના સર્જકો

કર્તા

ડુંગરસી ધરમસી સંપટ

પ્રસ્તાવના લેખક
રમણલાલ વ. દેસાઈ

સુશોભનકાર
કનુ દેસાઈ

પ્રકાશક
'સંદેશ' લિમિટેડ વતી
નંદલાલ ચુનીલાલ બોડીવાળા
અમદાવાદ





'સંદેશ'નું પ્રથમ પ્રકાશન

## આ જ લેખકનાં બીજાં પુસ્તકો

૧ ભાટિયા વહાણવટાનો ઈતિહાસ
૨ ભાટિયાઓમાં બેકારીનિવારણના ઉપાયો
૩ હિમાલયના પુણ્યપ્રદેશમાં
૪ કચ્છનું વેપારતંત્ર
૫ હિંદની ગરીબાઈ
૬ હિંદીઓની બેકારી
૭ ૧૮ પેન્સનું હૂંડિયામણ
૮ સ્ત્રીઓનું આરોગ્ય
૯ મહારાજ્યોની યુદ્ધશક્તિ
૧૦ પ્રતાપી પૂર્વજો
૧૧ કેમ અને ક્યારે ?
૧૨ જાપાન
૧૩ સંસ્કારલક્ષ્મી
૧૪ હુન્નર, ઉદ્યોગ અને વેપાર
૧૫ ડચ ટાપુઓ
૧૬ સિંગાપુર
૧૭ ઓસ્ટ્રેલિયા
૧૮ હિંદ : વિશ્વયુદ્ધના વમળમાં
૧૯ કચ્છની લોકવાર્તા
૨૦ ઘરની રાણી
૨૧ સ્વતંત્ર ભારત



## અર્પણ

સ્વર્ગસ્થ માતુશ્રી રતનબાઈની
પુણ્યસ્મૃતિને

ડુંગરશી



# પ્રસ્તાવના

રોજિંદા પત્ર "**સંદેશને**" જન્મ આપી આખા ગુજરાતભરમાં પ્રસિદ્ધ કરનાર ભાઈ **નંદલાલ બોડીવાળા-નો** લાંબો પરિચય ગુજરાતને આપવાની ભાગ્યે જ જરૂર હોય. એ સાહસિક ભાઈ સ્વતંત્ર, નીડર તેમજ રાજકીય સંસ્થાની ગતાનુગતિક દોરવણી વગરના છતાં રાષ્ટ્રવાદી વિચારો ધરાવનારા ગૃહસ્થ છે એમ તેમનું પત્ર "**સંદેશ**" આપણને રોજ કહી જાય છે; પરંતુ તેઓ એક કુશળ ધંધાદારી છે. સિનેમા સૃષ્ટિમાં પણ બહુ ઉજળું નામ ધરાવે છે અને અમદાવાદના જાહેરજીવનમાં પણ એક અગ્રગણ્ય વ્યક્તિ તરીકે બહુ ઊંચું સ્થાન લઈ શક્યા છે એટલો અત્રે

નિર્દેશ કરવો જ બસ થશે. કુશળતાભરી કાર્યપ્રણાલિકા એ તેમના સાફલ્યની કૂંચી છે.

એ સાહસિક ભાઇએ પુસ્તક પ્રકાશનના ક્ષેત્રમાં પણ પ્રવેશ કર્યો છે અને "**જીવનસખી**" નામની નવલકથાનું એક પુસ્તક પ્રગટ કરીને એ કાર્યમાં તેમણે પહેલું પગલું માંડ્યુ છે. લેખકોને જેમ પોતાની ફરિયાદો હોય છે તેમ પ્રકાશકોને પણ પોતાની બહુ સાચી ફરિયાદો હોય છે, એ લેખકોએ વિસરવા જેવું નથી. પુસ્તક પ્રકાશનનું સાહસ ભંડોળ માગે છે, લોકરુચિનો અભ્યાસ માગે છે, લેખકો સાથેનો મીઠો સંબંધ માગે છે, તેમજ વાંચકોના જુદાજુદા વર્ગમાં પ્રવેશ પામવાની કુનેહ પણ માગે છે. રા. નંદલાલ સાથેનો મારો લાંબા સમયનો પરિચય એટલું કહેવા તો પ્રેરેજ છે કે રા. નંદલાલ જેવા શકિતશાળી પ્રવૃત્તિશોખીન ગુજરાતીમાં એ બધા ગુણ રહેલા છે અને પત્રકાર તરીકે તેમને ફતેહ મળી છે; તેમ પ્રકાશક તરીકે પણ તેમને સફળતા મળશેજ.

કોઈપણ કાર્યનો પ્રારંભ કાર્યની સફળતાનો સૂચક હોય છે. પહેલું પગલું એ ઘણીવાર આખી પ્રવૃત્તિનું મંડાણ બની રહે છે. પ્રથમ પગલામાં તેઓ ગુજરાતના એક સુપ્રસિદ્ધ અને આપણી નજરે સતત્ પડતા લેખક **શ્રી. ડુંગરસી ધરમસી સંપટની** રચેલી "**જીવનસખી**" નામની નવલકથા ગુજરાતને આપે છે. શ્રી. ડુંગરસીભાઈનો મને અંગત પરિચય નથી. સુખી સ્થિતિના એ વ્યાપારી ગૃહસ્થ કરાંચીમાં નિવૃત્તજીવન

ગાળે છે, અને એ નિવૃત્તજીવનમાં ભારેમાં ભારે પ્રવૃત્તિમય લેખકો કરતાં પણ ઘણું વધારે લખે છે, એટલું તો હું તેમને ઓળખતો ન હોવા છતાં પણ જાણું છું. તેમનો વિદ્યા-વ્યાસંગ બહુવિધ પ્રકારનો છે અને અર્થશાસ્ત્રના શુષ્ક વિષયથી માંડી નવલકથાના રસમય લેખન સુધીની તેમની લેખન પ્રવૃત્તિ પ્રશસ્ત છે, એ પણ ચાલુ ગુજરાતી સાહિત્યનો અલ્પ પણ પરિચય સાધનારને ખબર પડ્યા વગર રહે તેમ નથી.

માસિકો, દૈનિકો તેમજ અઠવાડિક પત્રોમાં કોઈ અને કોઈ વિષય ઉપર શ્રી. ડુંગરસીભાઈનો લેખ તો હોયજ, અને તે એવા વિષય ઉપર કે આપણને તેમના બહુશ્રુતપણા માટે જરૂર માન ઉત્પન્ન થાય. વહાણવટું, હુંડિયામણ, વેપારતંત્ર, આરોગ્ય, પ્રવાસ, માહિતી, વાર્તા તેમજ સંસ્કારવર્ધન જેવા જુદા જુદા વિષયો ઉપર તેમની લેખિની ફરી વળે છે, અને રુચિકર તેમજ નિદાન ધ્યાન ખેંચે એવું સર્જન તો કરેજ છે.

સંપત્તિની દ્રષ્ટિએ લખાણમાં આટલી બધી મહેનત કરવાની તેમને જરૂર તો નથીજ—અને લખાણ ગુજરાતી સાહિત્યકારોને કેટલી સંપત્તિ આપે છે તે ગુજરાતી સાહિત્યકારો જ જાણે. પત્રકારિત્વમાં પાંગળુ પોષણ પામતા લેખકોને બાદ કરતાં અન્ય સાહિત્યકારોને, હાથે ચઢે તે ધંધા, ગુજરાન માટે લઈ લેવા પડયા છે એ જાણીતી વાત છે. શ્રી. ડુંગરસીભાઇને ધનની જરૂર નહિ હોય છતાં ધનની તૃષ્ણા વગરે આટઆટલો લેખન વ્યવસાય કરનાર ધનિક ગૃહસ્થ ખરેખર સન્માન અને આદરને પાત્ર છે. ધનિકો સંસ્કાર

સ્વામીઓ પ્રત્યે તિરસ્કાર નહિ તો તિરસ્કાર કરતાં પણ વધારે ક્રૂર લાગતી ઉદાસીનતા તો સેવે જ છે. સંસ્કાર પ્રત્યે મોહ ધરાવતા માનવીઓ ધનિકો પ્રત્યે ચોક્કસ તિરસ્કાર સેવે છે.

સંસ્કાર અને ધન એ બે સામસામાં ત્રાજવાંમાં તોળીયે તો કોનું પલ્લું નીચું નમે એ કહેવાની જરૂર નથી જ. ધન વગરનો સંસ્કાર ઝળકાટ વગરનો કદાચ હોય છતાં એની સૌરભ સજીવન રહે છે. સંસ્કાર વગરનું ધન જેને ગમતું હોય તે ભલે મેળવે; એવું ધન ખોટા ઝળકોષ કરતાં વધારે કિંમતી નથી. ધનને સંસ્કારથી શોભાવતા, ધનને સંસ્કાર-વર્ધનના એક ઉપાય તરીકે યોજતા ઘણાજ ઓછા ધનિકોમાં ભાઈ ડુંગરસીનું નામ અગ્રસ્થાને છે. એ ખરેખર પ્રશંસનીય છે. એમનો સાહિત્યવ્યવસાય જીવનભર ધન મેળવીને પણ વધારે ધન મેળવવાનાં હવાતિયાં મારતા અનેક ધનિકોને દૃષ્ટાંતરૂપ છે. શ્રી. ડુંગરસીભાઈની અન્ય પ્રવૃત્તિઓ પણ તેમને એક માનનીય નેતા તરીકે આપણી સમક્ષ રજૂ કરે છે. તેમને સ્વતઃ નેતા થવાની આતુરતા ન હોવા છતાં, લગભગ પચીસેક પુસ્તકો તો શ્રી. ડુંગરસીભાઇનાં બહાર પડ્યાં હશે અને કદાચ બીજાં એટલાંજ પુસ્તકો બહાર પાડવા જેટલી સામગ્રી તેમની પાસે હોય તો તેમાં નવાઇ નથી.

આવા એક નિઃસ્પૃહી સાહિત્યકારને હાથે લખાયેલી નવલકથાથી ભાઈ નંદલાલે શરૂ કરેલું પ્રકાશનકાર્ય બહુ સૂચક છે અને પ્રકાશનકાર્યના પગલા તરીકે આવકારને પાત્ર

છે. શ્રી. નંદલાલ જેવા બાહોશ કાર્યકર્તા અને શ્રી. ડુંગરસી સરખા નિઃસ્પૃહી લેખક એ બેના સંયોગમાં શ્રી. નંદલાલે ઉપાડેલા પ્રકાશનકાર્યની ભાવી સિદ્ધિ હું જોઈ રહ્યો છું. ગુજરાતના સંસ્કારને સમૃદ્ધ કરતાં અનેક પ્રકાશનો ભાઈ નંદલાલના હસ્તે થાય એમ હું ઇચ્છું છું.

*

વાર્તા તો બહુ વિસ્તૃત ફલક ઉપર ફેલાયલી છે. ગુજરાતના સંખેડા જેવા અન્તરંગ વિભાગમાં આવેલા ગામથી શરૂ થઈ વાર્તાનો વિસ્તાર સંયુક્ત પ્રાન્તો, પંજાબ, નેપાળ વાયવ્ય સરહદ તેમજ અફગાનિસ્તાન સુધીના પ્રદેશ ઉપર ફરી વળે છે. પાત્રોની ગૂંથણીમાં પણ ગુજરાતથી અન્ય પ્રાંતોમાં ગયેલાં ગુજરાતી કુટુંબો અને તેમના જે તે પ્રાન્તના વ્યવહારોના વાણાતાણા વણેલા જેવામાં આવે છે. સંન્યાસીથી માંડી સોસ્યાલીસ્ટ અને કમ્યુનીસ્ટ પાત્રો ખેતી, જમીનદારી, નવીન કેળવણી અને સિનેમાના ધંધા સુધીના કાર્યમાં રત રહેલાં ચિતરાયેલાં છે. જૂના, વચગાળાના, અને ઝડપથી ફરતા ચાલુ જમાનાનાં પડ શ્રી. ડુંગરસીભાઇએ આ વાર્તામાં ઉકેલ્યાં છે એટલે હિંદના જીવનમાં—ખાસ કરી હિંદુ હિંદનાં જીવનમાં રસભર્યું પરિવર્તન થઈ રહ્યું છે તેની છાપ—અગર છબી બહુ સારી રીતે પાડી લીધેલી છે એટલે મને અત્યારનું વાંચન વિચારતાં એમ તો લાગે જ છે કે આ પુસ્તક લોકપ્રિય થઈ પડશે એટલુંજ નહિ પણ વધારે લોકમાનસ ઘડવામાં ઉપયોગી પણ થાય એ બહુ સંભવિત છે.

વાર્તા લેખનનો ઉદ્દેશ તો શ્રી ડુંગરસીભાઇએ પોતાના આમુખમાં દર્શાવ્યોજ છે. આર્ય સ્ત્રીઓ માટે અત્યંત સન્માન હોવું, સંયુક્ત કુટુંબની ખૂબીઓ સમજવી, મધ્યમ વર્ગીય સમાજમાં વધ્યે જતી ગરીબી ટાળવી–એ બધા ઉદ્દેશો ખરેખર સારા છે અને વર્તમાન ઘર્ષણમાં એ આદર્શોના સ્વરૂપમાં શા શા ફેરફાર થતા જાય છે એ આપણા જુદાજુદા વિચારકો અને કલાનિરૂપકો પાસેથી જાણવું એ પણ જરૂરી છે. નિદાન એ રસભર્યો વિષય તો છે જ એટલે રસભર્યા ઉદ્દેશવાળી વાર્તા રસભરી થઇ શકશે એમ લાગે છે.

ઘણું લખી ચુકેલા ભાઇ ડુંગરસીની કલમ કસાયલી છે છતાં અતિ ઝડપી છે એમ પણ દેખાઇ આવે છે. એક વિનંતિ કરું? શ્રી ડુંગરસીભાઈ ઝડપ ઓછી રાખે અને પોતાના લેખનું આવર્તન વધારે કરે તો ભાષા છે તેના કરતાં વધારે ઘાટદાર અને વધારે ચોટદાર બને એવો આ પુસ્તક વાંચનથી મને ભણકાર સંભળાયો છે.

*

એક મહત્વની ભૂલ તરફ લક્ષ ખેંચું છું. ગાયકવાડી રાજ્યમાં આવેલું સંખેડા ગામ વાર્તાના મુખ્યધામ તરીકે મહત્વ પામ્યું છે એથી વડોદરા રાજ્યના પ્રજાજન તરીકે મને જરૂર આનંદ થાય; પરંતુ એ સંખેડાને ઓર નદીને બદલે નર્મદા કિનારે મૂકી દેવામાં એક ભૌગોલિક ભૂલ

થઈ છે એમ કહેવાવાનો સંભવ છેજ. છતાં નવલકથા આખીજ જો કલ્પના હોય તો આ કલ્પિત સંખેડા નર્મદા નદીને કિનારે કલ્પી લેવામાં બહુ હરકત આવે એમ મને લાગતું નથી. સંખેડાની એ નદી છેવટે મળે છે તો નર્મદાનેજ.

અંતમાં ભાઇ નંદલાલના સાહસ અને શ્રી. ડુંગરસી-ભાઈના પુસ્તકને હું હૃદયપુર્વક આવકાર આપું છું અને બન્નેને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું. આશા રાખું છું કે ગુજરાત આ બન્નેને વધાવી લેશે.

વડોદરા
તા. ૪-૯-૪૩





# લેખકનું નિવેદન

**આપણી** સ્ત્રીઓ માટે મારા હૃદયમાં અત્યન્ત સન્માન છે. હું આપણી માતા, બ્હેનો, પુત્રીઓની આર્યભાવનાના આદર્શનો પક્ષપાતી છું. જે આર્યભાવના સીતાજી, દ્રૌપદી, સત્યભામા, મૈત્રેયી, અનસૂયા, અરુંધતી, સાવિત્રી અને બીજી અનેક પ્રાચીન આર્ય સ્ત્રીઓએ વિકસિત કરી હતી, તે ઉન્નત અને સુંદર ભાવનાની આપણી આધુનિક સ્ત્રીઓ વારસદાર છે. આપણે અનેક પ્રજાઓના સંસ્કાર અને સંબંધ વચ્ચેથી પસાર થયા છીએ. શકો, પાર્થીઅનો, હૂણો, યવનો (ગ્રીકો) અને ઈરાનીઓની સંસ્કૃતિના વેગ આપણી આર્યભાવનાની જ્યોતિની જરા પણ ઝાંખી કરી શક્યા નથી. તુર્કો, અફ્ઘાનો, મોગલો અને બીજા મુસ્લીમ પ્રવાહો પણ આ ઉન્નત આર્યભાવનાને મોળી બનાવી શક્યા નથી. હવે યુરોપિયન સંસ્કૃતિ અત્યંત વેગથી આપણા

સ્ત્રીજીવનના સંસ્કારોને આવરી રહી છે, પરંતુ હૃદયમાં રહેલું અને હજારો વર્ષોના પ્રવાહોએ પ્રબળ બનાવેલું સુંદર આર્યત્ત્વ સ્ત્રીઓનાં હૃદયમાંથી કયારે પણ અસ્ત પામશે નહિ.

હું આર્યનારીઓમાં અજબ શ્રદ્ધા ધરાવું છું. એમના ગુણોનો હું પૂજક છે. એમનાં હૃદયોનાં પુષ્પોની સૌરભથી મારું મન પ્રસન્નતા અનુભવે છે. ગમે તેવા સંયોગોમાં. દુઃખમાં, શોકમાં, પીડનમાં, રુદનમાં, જુલમમાં, અત્યાચારમાં અને અપવિત્ર સંયોગોમાં પણ એના આર્યત્ત્વનો દીપક ઝાંખા પડે છે પણ બુઝાતો નથી. આર્યત્ત્વની આ ભાવના આપણી સ્ત્રીઓનાં હૃદયમાં પ્રફુલ્લિત રહે એ જોવાનું કામ આપણું છે.

આ પરિવર્તનશીલ જગતમાં સૌ બદલાય છે. આપણી સ્ત્રીઓનો પહેરવેશ, ભાષા, આહારવિહાર, ભોજન, ધર્મનીતિ, સમાજના નિયમો, રીતરિવાજો, રહેણીકરણી, રૂઢિઓ, વિચારો, વાણી, વિદ્યા—એ સર્વે બદલાતાં જાય છે. પરંતુ કુટુંબની સેવા, પોતાનાઓ માટે આત્મભોગ, દયા, કૃપાળુતા, ઘરરખુપણું એ જે આર્યત્ત્વના ઉચ્ચ આદર્શો છે, તે કદી બદલાતા નથી. સમયના પ્રવાહો અને સંયોગો એ આર્યત્ત્વને કયારેક અંધકાર અને અજ્ઞાનનાં વાદળાંઓ નીચે જરૂર ઢાંકી દે છે, પરંતુ એમના આર્યત્ત્વને શિક્ષણ, સૌજન્ય, પ્રેમ અને ઉચ્ચ આદર્શમય દોરવણીથી પ્રકાશમાં લાવનાર માટે એનો પ્રયાસ નિષ્ફળ જતો નથી. આ આર્યત્ત્વનો વિકાસ કેવી રીતે થઈ શકે તેના કાંઈક માર્ગદર્શન માટે જ

આ લઘુ પ્રયાસ છે. ગુજરાતની સન્નારીઓને આવા દિશાસૂચક પ્રયત્નો કાંઈક ઉપકારક થાય તો જ મારા હૃદયને સંતોષ થશે. આપણા ગૃહજીવનને ઉન્નત, પવિત્ર, ઉચ્ચ સંસ્કારોવાળું અને સંસારમાં સ્વર્ગ જેવું આપણે પોતે જ બનાવી શકીએ છીએ. આપણે જ સુંદર સંસારના સૃષ્ટા થઈ શકીએ છીએ.

નારી એ આપણા સંસાર અને ભાગ્યની અર્ધાંગના છે. એના સહકારથી જ આપણો જીવનપથ દિવ્ય બને છે. એ સહકાર સુંદર ભાવનાઓથી ઝીલવો એ આપણું કામ છે. આ નવા યુગનાં બળોમાંથી પણ સુંદર, શ્રેષ્ઠ અને ઉન્નત ભાવો આપણે ગ્રહણ કરી આપણી આર્યભાવનાને પુષ્ટ કરી શકીએ, તો સોનું અને સુગંધ બંને ભેગાં મળ્યાં ગણાય. હજારો વરસોથી જીવતી આપણી સંસ્કૃતિ હમેશાં નવાનવા સુંદર ભાવો ગ્રહણ કરતીજ આવી છે. આપણી આર્યસંસ્કૃતિ અનેક આક્રમણો છતાં એવી જ શુદ્ધ રહી છે. ક્યારે ક્યારે એના ઉપર યોગ્ય સમય માટે મલિનતાનાં પડળો ચઢે છે. નાના પ્રમાણની શસ્ત્રક્રિયાથી આ પડળો દૂર થાય છે. આ પડળો દૂર કરવાની ક્રિયાઓ બતાવવાનો આ પ્રયત્ન માત્ર છે. ગુજરાત એને આવકારશે તો આ દિશામાં વધુ પ્રયાસ કરી આપણા સંસારજીવનના અનેક ગૂંચવણીભરેલા પ્રશ્નોની ગૂંચ ઉકેલવાના કામ માટે મારી કલમ યથાશક્તિ પ્રયત્નો કરશે. સંસારના ગૂઢ પ્રશ્નો અને કોયડા

આપણા આર્યત્વના સંસ્કારોને અનુકૂળ રહીને ઉકેલવા માટે મારું મન હમેશાં આતુર રહે છે.

આપણું પ્રાચીન જીવન વેદોના સમયથી જ સંયુક્ત કુટુંબને આવકારતું હતું. આપણે ત્યાં એ સંયુક્ત કુટુંબની પદ્ધતિને અનુકૂળ વાતાવરણ હજારો વર્ષોથી ચાલુ રહ્યું હતું. કુટુંબની દરેક વ્યક્તિ પોતાની ફરજનું બરાબર પાલન કરી એ કુટુંબવૃક્ષને સારી રીતે પોષતી હતી. હજારો વર્ષો પહેલાંનું સંયુક્ત જીવન અનેક વાતાવરણોમાંથી પસાર થયું છે. એના ઉપરથી તોફાનો, ઝંઝાવાતો અને બીજાં કષ્ટો પસાર થયાં છે, છતાં એ જીવ્યું છે. સંયુક્ત કુટુંબ એકતા, પ્રેમ, માધુર્ય અને સુખપૂર્વક રહે એવી તાલીમ હજારો વર્ષોથી આપણા વડીલોને વંશપરંપરાથી મળતી હતી. એ કુટુંબના સ્તંભ તરીકે રહેવાની દરેક કુટુંબીને પણ વંશપરંપરાથી તાલીમ મળતી હતી. તેથી આખા સંયુક્ત કુટુંબના તંબૂરામાંથી અનેક તારો હોવા છતાં એક જ સંગીતની લહેર નીકળતી હતી. સંયુક્ત કુટુંબ એ એક હોડી છે. બધા ખલાસીઓ બરાબર હલેસાં મારે તો સંયુક્ત કુટુંબનું નાવ જળમાં માર્ગ કાપી આગળ વધે છે. આગલા સમયમાં કુટુંબના ખલાસીઓને સરખાં હલેસાં મારવાની તાલીમ અપાતી હતી.

આપણા સંયુક્ત કુટુંબની પ્રથા ઉપર પાશ્ચિમાત્ય સંસ્કૃતિના મોટા ઘા હવે પડવા લાગ્યા છે. તાલીમ અને શિસ્ત વગરના વ્યક્તિસ્વાતંત્ર્યે એનું સ્થાન લેવાનું શરૂ

કર્યું છે. પાશ્ચિમાત્ય સંસ્કૃતિને આપણા જીવનને અનુકૂળ બનાવ્યા સિવાય માત્ર વાંદરનકલથી તેનું અનુસરણ સમાજને અનુકૂળ પડશે નહિ. પાશ્ચિમાત્ય સંસ્કૃતિના પ્રવાહોમાંનાં સ્વતંત્રતા, પ્રગતિ, વિજ્ઞાન, વિદ્યાજ્ઞાન અને મહત્ત્વાકાંક્ષાને આપણા સંયુક્ત કુટુંબની પદ્ધતિમાં જરૂર આવકારી શકાય છે. સંયુક્ત કુટુંબ એટલે સંગઠન. સંયુક્ત કુટુંબ એ એક સહકારી સંસ્થા છે. વ્યક્તિજીવન એ એકલવાયું જીવન છે. સંયુક્ત કુટુંબ એ એક સાંસારિક શિક્ષણશાળા છે. એમાં પ્રેમ, સોસાયટી, શિસ્ત, તાલીમ, સહકારતત્ત્વ, સેવા, આત્મભોગ, નિઃસ્વાર્થતા બધું છે. સંપ અને વિચારોની સહનશીલતા વગર સંયુક્ત કુટુંબ પ્રગતિશીલ થઈ શકતું નથી. મને સંયુક્ત કુટુંબ તરફનો પક્ષપાત મારા જીવન ઉપરથી જ મળ્યો છે.

હિંદમાં, ગુજરાતનાં શહેરોમાં સંયુક્ત કુટુંબની ભાવના મોળી થાય છે, પરંતુ આપણાં ગામડાંઓ જેમાં ૮૦ ટકા પ્રજા વસે છે, તેમાં સંયુક્ત કુટુંબની સંસ્થા આજે પણ મોટે ભાગે વિદ્યમાન છે. એનો, પાશ્ચિમાત્ય પ્રવાહો કદી પણ નાશ કરી શકશે નહિ. મલબારના ત્રાવણકોર અને કોચીનની પ્રજાઓમાં સંયુક્ત કુટુંબની ભાવના ચાલી આવે છે. સેંકડો વરસોનાં સંયુક્ત કુટુંબો હજી ત્યાં અસ્તિત્વમાં છે. એ સામાજિક પદ્ધતિથી કુટુંબનું આર્થિક હિત પણ સચવાય છે, છતાં ત્યાં પણ પશ્ચિમના વ્યક્તિગત કુટુંબનો પવન ફૂંકાયો છે, છતાં તેનો વેગ બહુ ધીમો છે. ચીનમાં સંયુક્ત કુટુંબની ભાવના સુંદર રીતે રક્ષાઈ છે.

આપણી સ્ત્રીઓના શિક્ષણનો પ્રશ્ન પણ આપણે ઉકેલવો રહ્યો. હમણાં આપણી સ્ત્રીઓ ગ્રેજ્યુએટો થાય છે, પરંતુ તેમના શિક્ષણના લગભગ ૫૦ ટકા વિષયો સ્ત્રીઓના જીવનમાં ઉપયોગી થતા નથી. સ્ત્રીઓને જીવનમાં નિરુપયોગી વિષયો શીખવવાને બદલે ગૃહોદ્યોગો જેવાં કે વણવું, રમકડાં બનાવવાં, ગૂંથવું, સાદડીઓ બનાવવી, સાબુ બનાવવો, ગંજીફરાક તૈયાર કરવાં, મોજાં ગૂંથવાં, પોતાના કુટુંબનાં વસ્ત્રો સીવવાં, ચિત્રો બનાવતાં શીખવું, સંગીત શીખવું, કપડાંઓ રંગતાં શીખવું, લેસ બનાવવો વગેરે અનેક ગૃહોદ્યોગો આપણી સ્ત્રીઓ શીખી શકે છે. નવરાશનો વખત આ ઉદ્યોગોમાંથી કોઈ પણ ઉદ્યોગને આપી કુટુંબના ભરણપોષણમાં સ્ત્રીઓ પોતાનો ફાળો આપી શકે છે. આમાં પણ જો પરસ્પરના સહકારથી કોઈ મંડળ સ્થાપીને સહકારી ધોરણે આવા ગૃહોદ્યોગો દાખલ કરવામાં આવે, તો આપણી પ્રજાને ઘણો લાભ થાય. કાચો માલ લેવો પણ સહકારી મંડળ દ્વારા અને વેચવો પણ સહકારી મંડળો દ્વારા. એ સહકારી તત્ત્વથી પ્રજાની આર્થિક ઉન્નતિ થશે.

આપણી પ્રજા ઘણી ગરીબ છે. ગુજરાતની લગભગ ૭૦–૭૨ ટકા પ્રજા અતિશય ગરીબ છે, કરજવાળી પણ છે. આપણી પ્રજામાં પુરુષોમાં માત્ર ૧૫–૨૦ ટકા અને સ્ત્રીઓમાં ૧૦ ટકા ભણેલાં હશે. આખા ગુજરાતની એક કરોડની પ્રજામાંથી એકસો ગ્રેજ્યુએટ સ્ત્રીઓ અને ૧૦૦૦ મેટ્રિક પસાર થયેલી સ્ત્રીઓ મુશ્કેલીથી મળશે. એટલે આપણી સુધારણાનું મૂળ અક્ષરજ્ઞાનના વિકાસમાં છે.

આપણી ખરી પ્રજા ગામડાંઓની છે, જેમાં ૮૦ ટકા પ્રજા વસે છે. થોડા અને અતિ અલ્પ સંખ્યાવાળા અંગ્રેજી ભણેલા વર્ગ (એક કરોડમાંથી માત્ર આશરે દશ હજાર)ને બાદ કરતાં બાકીના માટે સંયુક્ત કુટુંબ, અક્ષરજ્ઞાન અને ગૃહોદ્યોગો એ ત્રણેય ઉપકારક વસ્તુઓ છે. એક મેટ્રિક કરતાં એક ગૃહોદ્યોગ જાણનારનો દરજ્જો મોટો છે. આ ત્રણની આપણી પ્રજાને મુખ્ય જરૂર છે.

આપણા ગુજરાતનાં આશરે ૨૦ લાખ કુટુંબોમાંથી માત્ર આશરે એક હજાર કુટુંબો અતિ ધનવાન, પાંચ હજાર કુટુંબો મધ્યમ પ્રમાણમાં ધનવાન અને એક લાખ કુટુંબો સાધારણ જીવનનિર્વાહ ચલાવવાને યોગ્ય સાધનો ધરાવે છે, પરંતુ બાકીની પ્રજાનાં ૧૮ાા લાખ કુટુંબો માંડમાંડ પોતાના જીવનનાવને કિનારે પહોંચાડી શકે છે. ધનવાન અને મધ્યમ વર્ગોના સ્વાસ્થ્ય અને આરોગ્ય માટે ઘણું કરવાનું છે. ગામડાંઓની ૮૦ ટકા પ્રજાના સ્વાસ્થ્ય માટે પણ ઘણું કરવાનું છે. ધનવાનોને ક્ષય, દમ અને અજીરણના વ્યાધિઓ મુખ્યત્વે થાય છે. ગ્રામપ્રજામાં મેલેરિયા, કૅાલેરા, ઇન્ફ્લ્યુએન્ઝા અને બીજા રોગો ભારે નુકસાન કરે છે. તે મનુષ્યશક્તિને હણી નાખે છે. સ્ત્રીઓમાં કસુવાવડો, યુવાનીમાં થતાં મરણો, અને બાળમરણોનું પ્રમાણ ભારે છે, માટે આપણે ત્યાં સ્વચ્છતા, આરોગ્ય અને નૈસર્ગિક ચિકિત્સાનું જ્ઞાન પણ હોવાની જરૂર છે. ભયંકર અજ્ઞાન, વહેમો અને રોગચાળો એ આપણી પ્રજાના મોટા શત્રુઓ છે.

આ સર્વે પ્રશ્નો સાથે સામાજિક પ્રશ્નોની યોગ્ય ચર્ચા અને છણાવટને આવાજ કોઈ બીજા પુસ્તકમાં ગૂંથવાનો વિચાર છે. ગુજરાતને ચરણે મારી અલ્પ સેવા ધરવા માટે મારા હૃદયનો તલસાટ છે, જે પરમાત્માની કૃપાથી જ પરિપૂર્ણ થશે.

આ પુસ્તક લખવાનું ઉત્તેજન આપવા માટે મારી પૌત્રી સીતાબાઈ મૂળરાજનો હું આભાર માનું છું.

આ પુસ્તક પ્રકટ કરી મારા હૃદયના વિચારોને અને આદર્શોને ગુજરાત સમક્ષ મૂકવાની સગવડ આપવા માટે ' **સંદેશ** 'ના મેનેજિંગ ડિરેક્ટર શ્રીયુત નંદલાલ બોડીવાળાનો હું આભારી છું.

સં. ૧૯૯૯ જન્માષ્ટમી કરાંચી. } કુંવરજી ધરમસી સંપટ





# પ્રકાશકના બે બોલ

સને ૧૯૨૩ના ઓગસ્ટની ૨૩ મી તારીખે 'સંદેશ'નો જન્મ થયો. હું ભૂલતો ન હોઉં તો આખા હિંદુસ્તાનમાં એ પ્રથમ અને એકલું પૈસા પત્ર હતું. એ ખૂબજ નાનકડું હતું અને કેટલાક તો એને કટાક્ષમાં ફરફરિયું કહેતા હતા, એટલુંજ નહિ પણ દૈનિક પત્ર તરીકે એનો સ્વીકાર કરવાની પણ ના પાડતા હતા.

ઇશ્વરકૃપાથી એજ 'સંદેશે' આજે ગુજરાત–કાઠિયાવાડની પ્રજાના લાડીલા અને માતબર પત્ર તરીકે ગૌરવથી પોતાનું અનોખું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

આ પરિસ્થિતિ પ્રાપ્ત કરવામાં મારે કોઇનો પણ આભાર માનવાનો હોય તો પ્રજાનોજ માનવાનો છે.

વીસ વર્ષની કારકિર્દી દરમ્યાન 'સંદેશ' અનેક ઝંઝાવાત અને ઉલ્કાપાત અનુભવ્યા છે. આમ છતાં કદીપણ તે પોતાના નિશ્ચયથી અને નિયત કરેલા માર્ગથી ડગ્યું નથી, કે નથી પીછેહઠ કરી. અને શ્રીકૃષ્ણ ભગવાનના સૂત્ર

'स्वेस्वे कर्मण्य भिरतः
संसिद्धि लभते नरः ॥

મુજબ અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરી છે અને જનતાના હૃદયમાં તેણે પોતાનું સ્થાન નિયત કરી દીધું છે.

*

૧૯૪૧ ની ૩૧ મી મેએ કાર્યાલયમાં હું કામ કરી રહ્યો હતો એ વખતે મારા પર પક્ષાઘાતનો ભયંકર હુમલો થયો. મારા ડૉકટરોએ મારા જીવનની આશા છોડી દીધી હતી. આમ છતાં 'સંદેશ' મારફત પ્રજાની યત્કિંચિત્ સેવા કરવાનું મારા માટે બાકી હશે એટલે મને નવું જીવન પ્રાપ્ત થયું છે અને છેલ્લા છ–આઠ માસથી તો હું ધીમે ધીમે 'સંદેશ'નું સુકાન ફરી સંભાળી રહ્યો છું.

મારી આ બીમારીમાં કેટલાક અવનવા અનુભવો અને નગ્ન સત્યો મારી આંખ આગળ બની ગયાં જે પરથી 'સંદેશ' કે જે અત્યાર સુધી મારી સ્વતંત્ર માલિકીનું હતું તેને ચિરસ્થાયી બનાવવા માટે એને એક સંસ્થાની માલિકીનું બનાવવાનો મારે નિશ્ચય કરવો પડયો.

ગયા માર્ચ મહિનામાં મેં 'સંદેશ'ને જાહેર લિમિટેડના રૂપમાં ફેરવી નાંખ્યું અને મને સ્વપ્નમાં પણ કલ્પના ન્હોતી એવી અપૂર્વ સિદ્ધિ એને ત્રણ જ દિવસમાં પ્રાપ્ત થઇ. કોઇ પણ પ્રકારની જાહેરાત વિના પ્રજાએ એની આખીયે થાપણ માત્ર ત્રણ જ દિવસમાં ભરી દીધી, અને લગભગ ૬૦ થી ૭૦ હજાર રૂપિયાના શેરો માટેની અરજીઓ મારે નકારવી પડી.

'સંદેશ' માટે આ ભારે ગૌરવની વાત હતી; છેલ્લા વીસ વર્ષથી 'સંદેશ' પ્રજાની જે સેવા કરતું આવ્યું હતું એની પ્રજાએ આ રીતે પૂરેપૂરી કદર કરી એ માટે હું ખૂબ જ આનંદિત છું.

*

'સંદેશ'ની આ સિદ્ધિ પછી આજે હું બીજી દિશામાં પગ માંડું છું. સાહિત્યના ક્ષેત્રથી અત્યાર સુધી 'સંદેશ' અલિપ્ત હતું. પરંતુ હવે તેણે એ ક્ષેત્રમાં ઝંપલાવવાનો નિર્ણય કર્યો છે.

ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરે, 'સંદેશ' માફક **ઘેર ઘેર 'સંદેશ'નાં પ્રકાશનો વંચાય** અને જનતાને સરળ ભાષામાં શિષ્ટ, રસમય અને જુદા જુદા ક્ષેત્રો જેવાં કે:— ધાર્મિક, સામાજિક, રાજકીય, આર્થિક, વ્યાપારિક, ઐતિહાસિક વગેરે વિવિધ વિષયો પર પ્રજાને ઉપયોગી તેમજ બને એટલાં સસ્તાં અને માહિતીપૂર્ણ પુસ્તકો અપાય એ મારી

અભિલાષા છે. અને મને સંપૂર્ણ આશા છે કે પ્રજાએ જેમ 'સંદેશ'ની મારી પ્રવૃત્તિ પાછળ જે અગાધ પ્રેમ, મમતા અને સહકાર દાખવ્યાં છે એવો જ પ્રેમ અને સહકાર મારી આ સાહિત્યપ્રવૃત્તિ પાછળ પણ બતાવશે. મારી આ પ્રવૃત્તિ પ્રજાના એ પ્રેમથી જ ટૂંક વખતમાં જ ફૂલશે-ફાલશે એવી મને સંપૂર્ણ શ્રદ્ધા છે.

આવી આત્મશ્રદ્ધાથી જ આ મારી નવી પ્રવૃત્તિમાં 'જીવનસખી' નામનું દરેકને ઉપયોગી બને એવું શિષ્ટ અને સુંદર પુસ્તક જનતા સમક્ષ રજૂ કરું છું.

આ પુસ્તક '**સંદેશ**' **ગ્રંથમાળાનું** પ્રથમ પુસ્તક છે અને ઘણીજ ઉતાવળથી તૈયાર થયું છે એટલે કદાચ વાંચકને અહીંતહીં ત્રુટીઓ જણાય એ સ્વાભાવિક છે. પરંતુ એકંદરે જોતાં એ પુસ્તક ઉપયોગી નીવડશે એવી મને ખાત્રી છે.

'**સંદેશ**'ના ગ્રાહકો એનો પૂરેપૂરો લાભ લઈ શકે એ માટે ૧૫૦૦ પાનાનું શિષ્ટ સાહિત્યનું વાંચન માત્ર વિજ્યાદશમી સુધીમાં ગ્રાહક થનાર '**સંદેશ**' '**આરામ**' '**સેવક**' અને '**ગુજરાતી પંચ**'ના ગ્રાહકોને રૂપિયા સાતમાં આપવાનું મેં જાહેર કર્યું હતું. હવેથી એના વાર્ષિક લવાજમના રૂા. ૧૦ રખાયા છે.

હાલની અસહ્ય મોંઘવારી, કાગળની અછત, આર્ટપેપર, શાહી, છીંટ વગેરેના પાંચ-પાંચ ગણા વધેલા ભાવો ધ્યાનમાં લેતાં દસ રૂપિયા લવાજમ એ પણ ઓછું જ ગણાશે. જ્યાં

સુધી હું જાણું છું ત્યાંસુધી દસ રૂપિયામાં પણ ક્રાઉન સોળ પેજી ૧૫૦૦ પાનાનું વાંચન આપનાર 'સંદેશ'નું સાહસ અપૂર્વ છે. મારી ખાત્રી છે કે, 'સંદેશ'નું આ પ્રથમ પ્રકાશન જોયા પછી ગ્રંથમાળાના ગ્રાહકો મોટી સંખ્યામાં, મારી આ યોજનાનો લાભ ઉઠાવશે.

આ યોજના સંબંધી વિસ્તૃત માહિતી પત્ર લખનારને મોકલી આપવામાં આવશે.

*

'સંદેશ' ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક **'જીવનસખી'** ગુજરાતના જાણીતા સાક્ષર **શ્રી. ડુંગરસી ધરમસી સંપટનું** મેળવવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે.

**શ્રી. ડુંગરસીભાઈ** ગુજરાતથી અજાણ્ નથી. ગુજરાતી સાહિત્યસંસારમાં એમણે અપૂર્વ નામના મેળવી છે. છેલ્લાં કેટલાંક વર્ષો થયાં એમણે આખું જીવન માતા શારદાને ચરણે અને શરણે મૂકી દીધું છે. ગુજરાતી ભાષાના તેઓ પ્રખર વિદ્વાન છે, લેખક છે, અને સુચતુર વ્યવહારિક વીર નર છે, આમ કહેવામાં કાંઈજ વધુપડતું નથી.

તેમના શુભ હસ્તે અત્યારસુધીમાં અનેક પુસ્તકો પ્રગટ થયાં છે અને લોકપ્રિય બન્યાં છે. ઘણાં પુસ્તકોની ફરીફરીને આવૃતિઓ પણ થઈ છે. **'સંસ્કાર લક્ષ્મી'** અને **'ઘરની રાણી'** એમનાં છેલ્લાં પ્રકાશનો છે.

અત્યારસુધીમાં એમણે લગભગ પચીસેક પુસ્તકો જુદા જુદા વિષયનાં બહાર પાડ્યાં છે. અત્યારસુધીમાં જુદા જુદા પત્રોમાં તેમણે લગભગ બે હજાર લેખો લખ્યા છે. આમાં રાજકારણ, ધર્મકારણ, વ્યાપાર અને સામાજિક પ્રશ્નો વગેરે બાબતો આવી જાય છે.

એમની વય મારી માહિતી મુજબ અત્યારે લગભગ ૬૦–૬૧ વર્ષની છે. ઘણા માણસો આ ઉમ્મરે હતાશ થઈ જાય છે અને જિંદગી પૂરી કરે છે; જ્યારે **શ્રી. ડુંગરસીભાઇ** આજે પણ ભલભલા જુવાનને દિગ્મૂઢ બનાવી દે એવું મજબૂત મનોબળ અને કાર્યશક્તિ ધરાવે છે. અને અત્યારે પણ તેઓશ્રી દરમાસે ગુજરાતી વર્તમાનપત્રોમાં લગભગ ૪૫ લેખો લખી મોકલે છે. અત્યારસુધીમાં એમનાં અનેક અંગ્રેજી લખાણો પણ પ્રગટ થયાં છે.

પ્રભુકૃપાએ તેઓ શ્રીમંત છે, અને સાથે સાથે દિલના ઉદાર છે. તેઓ માત્ર વિદ્વાન જ છે એટલું જ નહિ, સાર્વજનિક હિતો માટે તેમણે હજારો રૂપિયાની સખાવતો કરી છે. આખા હિંદુસ્તાનનો તેમણે પ્રવાસ કર્યો છે. જાહેર પ્રવૃત્તિઓમાં પણ તેઓ ભાગ લે છે.

આવા બહુશ્રુત, અનેકવિધ ક્ષેત્રોમાં અનુભવી અને પીઢ સાક્ષરની કલમે આ પુસ્તક લખાયું છે.

આપણી સંયુક્ત કુટુંબની પ્રથા, પાશ્ચિમાત્ય શિક્ષણ અને સંસ્કારની આપણા પર તેમજ આપણી માતાઓ,

બહેનો અને પુત્રીઓ પર કેવી અસર થાય છે; સુખી અને સંયુક્ત કુટુંબમાં એ કેવાં ઝંઝાવાત જગાવે છે ત્યાંથી માંડી જૂના, વચગાળાના અને અત્યારના નવા જમાનાના પડ, એકેએક પ્રસંગ દૃષ્ટિ સમક્ષ રાખી, શ્રી. સંપટે અહીં ઉકેલ-વાનો પ્રયાસ કર્યો છે. વાંચકોને આ વાર્તા ગમી જશે એમ હું માનું છું.

શરૂઆતના બે વિભાગોમાં આદર્શ જીવન જીવવા મથતા પ્રત્યેક સ્ત્રીપુરૂષને માર્ગદર્શક થઈ પડે તેવા, વેદ અને આપણા મહાપુરુષોએ ઉચ્ચારેલા સૂત્રો, ઘરવૈદું, સાચી ગૃહિણી બનવા જીવનસખીએ પાળવા જોઈતા કેટલાક નિયમો, બાળઉછેર તેમજ ભારતની આદર્શ સન્નારીઓની જે અભ્યાસપૂર્ણ માહિતી અપાઈ છે તે બહેનોને માર્ગદર્શક અને પ્રેરણાદાયી બનશે એમ હું માનું છું.

તદ્દન નિઃસ્પૃહભાવે **શ્રી. સંપટે** આ પુસ્તક લખી આપ્યું છે. એટલુંજ નહિ પણ બીજી પ્રવૃત્તિઓને કોરાણે મૂકી યથા સમય લખાણ પૂરૂં પાડયું છે એ માટે હું એમનો આભારી છું.

આપણી પ્રાચીન સંસ્કૃતિ અને સંયુકત કુટુંબની પ્રથાના શ્રી. સંપટ પૂજક છે. આપણી માતાઓ, બહેનો કે પુત્રીઓમાં ઉચ્ચ સંસ્કાર રેડવાની અને લોપ થતી જતી આપણી પ્રાચીન સંસ્કૃતિને સજીવન કરવાની એમની નેમ

આ પુસ્તકથી ફળશે અને હરેક સંસ્કારી કુટુંબોમાં સ્ત્રીઓમાં તેમજ પુરુષોમાં એ રસપૂર્વક વંચાશે એવી મને શ્રદ્ધા છે.

*

આ સુંદર પુસ્તકને વધુ સુંદર બનાવવામાં ગુજરાતના સિદ્ધહસ્ત કલાકાર **શ્રી. કનુ દેસાઇનો** સંપૂર્ણ સહકાર મેળવવા હું ભાગ્યશાળી થયો છું. **શ્રી. કનુ દેસાઇની** બીજી ઘણીજ ભારે જવાબદારીઓ અને રોકાણ હોવા છતાં તેમણે આખાય પુસ્તકનો ચિત્રવિભાગ ખૂબજ પરિશ્રમપૂર્વક તૈયાર કર્યો છે અને મને ખાત્રી છે કે, વાંચકોમાં તે અત્યંત રસમય નીવડશે. એમણે આપેલા સહકાર માટે હું એમનો આભાર માનું છું.

આ નવલકથાની પ્રસ્તાવના ગુજરાતના જાણીતા સાક્ષર **શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇએ** લખી છે. શ્રી. રમણલાલનું જીવન અત્યારે ભારે વ્યવસાયી છે. તેઓ વડોદરા રાજ્યમાં એક અત્યંત જવાબદારી ભરેલી જગ્યા ઉપર છે અને તેમને બિલકુલ સમય ન હોવા છતાં મારી વિનંતિને માન આપી આખા ય પુસ્તકને ઝીણવટથી તપાસ્યા પછી એમની કિંમતી પ્રસ્તાવના લખી આપી છે એ માટે એમનો હું ઋણી છું.

આ ઉપરાંત ‘**જીવનસખી**’નું સંપાદન અને ગેટ-અપ પાછળ મારે ત્યાં વર્ષોથી કામ કરતા ‘**સંદેશ**’ના

ઉપતંત્રી **શ્રી. રતિલાલ ત્રી. સરખેજીએ** જે જહેમત ઉઠાવી છે અને **કામદારોએ જે શ્રમ લીધો છે** એની પણ હું અહીં નોંધ લઉં છું.

*

આ પુસ્તકની ઉપયોગિતા અને સુંદરતા તો એટલાપરથી જ અંકાશે કે તેના માત્ર થોડા ફર્મા જોઇને જ મુંબઇના પ્રસિદ્ધ બુકસેલર **શ્રી. એન. એમ. ઠક્કરે** માત્ર મારા ગ્રાહકોને આપવાની નકલો બાદ કરી તમામ પુસ્તકો ખરીદી લીધાં છે. આજે મારી પાસે '**જીવનસખી**'ની એક પણ નકલ વેચવા માટે નથી. આને હું '**સંદેશ**'ની આ નવીન પ્રવૃત્તિના શુભ ચિહ્ન તરીકે ગણું છું અને '**સંદેશ**'ની એ ભારે સફળતા છે એમ માનું છું.

*

ઉત્તરોત્તર સુંદર પુસ્તકો આપવાના મારા આ સાહસમાં મહાગૂજરાતના સમર્થ લેખકો, ઉગતા લેખકો અને લેખિકા બ્હેનોને તેમની કિંમતી સૂચના અને સહકાર આપવા હું વિનંતિ કરું છું. એકેએક લેખકને યોગ્ય પુરસ્કાર આપવાની યોજના આ ગ્રંથમાળામાં રહેલી છે જ. એટલે જે જે લેખકમહાશય '**સંદેશ**'ની આ પ્રવૃતિમાં સક્રિય સાથ આપી શકે તેમ હોય તેઓ મારી સાથે પત્રવ્યવહાર કરે એવી મારી તેમને નમ્ર વિનંતિ છે.

અંતમાં 'સંદેશ'ના હજારો વાંચકોને મારી આ નવીન પ્રવૃત્તિમાં બની શકે તેટલો સહકાર આપવા અને 'સંદેશ'ની જેમ તે પણ ભવ્ય સફળતા પ્રાપ્ત કરે તેવા હરેક પ્રયત્નો કરવા મારી વિનંતિ છે.

'સંદેશ' માફક મહાગૂજરાતની જનતાનો મારી આ પ્રવૃત્તિમાં સહકાર મળો અને જનતાને સસ્તું શિષ્ટ સાહિત્ય પૂરું પાડવાની મારી અભિલાષા ફળો એવી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે મારી અંતઃકરણપૂર્વક પ્રાર્થના છે.

નંદલાલ બોડીવાળા.
મેનેજીંગ ડિરેક્ટર
'સંદેશ' લી.



## ● સાહિત્ય અને કલા

પાના

| | |
|---|---|
| પ્રથમ ખંડ : | ૧૧૮ |
| દ્વિતીય ખંડ : | ૮૦ |
| તૃતિય ખંડ : | ૨૩૮ |
| | ૪૩૬ |

ચિત્રો

| | |
|---|---|
| ત્રિરંગી (બોક્સ સાથે) | ૪ |
| દ્વિરંગી (ટાઇટલ સાથે) | ૧૬ |
| પ્રસંગચિત્રો તેમજ | |
| સુશોભન ચિત્રો | ૭૫ |
| | ૯૫ |

*

અ નુ ક્ર મ

## ખંડ પહેલો



## ખંડ બીજો

# ખંડ ત્રીજો



## જીવનસખી

(નવલકથા)

અનુક્રમ

# ચિત્રો

# ખંડ પહેલો





# અર્ધનારીશ્વર

દેવાધિદેવ શંકર અને જગદ્ધાત્રી ઉમા વચ્ચે પરસ્પર એટલું અદ્વૈત હતું—એટલી એકતા હતી કે ઉમા શ્રી શંકરના અંગમાંજ સમાઇ ગયાં અને શ્રી શંકર અર્ધનારીશ્વર રૂપે પ્રતિષ્ઠા પામ્યા. એ અર્ધનારીશ્વરનું અર્ધું અંગ પુરુષનું છે, અર્ધું સ્ત્રીનું છે. દંપતીજીવનનો એ પરમ આદર્શ છે; સ્ત્રીની સમાનતાનો એ આદર્શ છે. નારીમાં રહેલી ઇશ્વરી વિભૂતિનું આ પ્રતિક છે.

*

સુશીલ સ્ત્રી ઈશ્વરનો સૌથી ઉત્તમ પ્રકાશ છે અને તેના થકી જ તે સંસારની શોભા વધારી રહે છે.

—સ્વ. રવિન્દ્રનાથ ટાગોર

*

સ્ત્રીઓ એ સાક્ષાત્ ક્ષમા, દયા અને સ્નેહની દૈવી મૂર્તિઓ છે.

—બંકીમબાબુ

*

સદાચારી સ્ત્રી ઈશ્વરસૃષ્ટિનું સર્વોત્તમ રત્ન છે.

—હુરમૂજ

*

જ્યારે હું કોઈ દેવીને જોઉં છું ત્યારે હું જાણે ઈશ્વરની સન્મુખ હોઉં એમ મને લાગે છે. ઈશ્વરે આ સંસારમાં તારાઓને બનાવ્યાને લાખો વર્ષ વીતી ગયાં, પણ સ્ત્રી જાતિ તો તેની છેલ્લામાં છેલ્લી (શ્રેષ્ઠ) કૃતિ જણાય છે.

—એલેકઝાંડર સ્મિથ

*

ભારતવર્ષનો ધર્મ ભારતવર્ષના પુત્રોથી નહિ પણ પુત્રીઓથી સ્થિર છે. ભારતીય સ્ત્રીઓએ પોતાનો

ધર્મ છોડયો હોત તો ભારતવર્ષ ક્યારનોયે નષ્ટપ્રાય થયો હોત.

—સ્વામી દયાનંદ

*

સ્ત્રીનું પુસ્તક તો સંસાર છે. તે સંસારના જેટલું પુસ્તકોથી નથી શીખી શકતી.

—રૂસો

*

એવી કઇ ઉંચાઈ છે કે જ્યાં સ્ત્રી ન ચઢે? હજારો અપરાધો તેને ક્ષમા આપી શકે છે. કોઇ પણ વાતમાં તે એકવાર નિશ્ચય કરી લે એટલે સંસારની કોઈપણ વ્યક્તિ કે શક્તિ તેને રોકી શકે તેમ નથી.

—કાલીર્ટન

*

વિધાતાએ સ્ત્રીને સુંદર બનાવી છે, તેથી નહિ પણ એટલા માટે પૂજનીય માનું છું કે મનુષ્યનું મનુષ્યત્વ તેનેજ આભારી છે.

—ડૌવીલ

*

સ્ત્રી એ પરમાત્માનું સૌથી મહાન જાદુ છે.

—આરકરમાઇલ્ડ

*

કોઇ પણ સ્રીનું સ્રીત્વ ભંગ કરતાં પહેલાં મરી જવું એજ ઉત્તમ કર્મ છે. કોઈ પણ સ્રીને પાપકર્મમાંથી બચાવી લેવી એ સૌથી મહાન તીર્થ છે.

—મહાત્મા ગાંધી

*

જે સ્રી પોતાના પતિ તથા બાળકોને નિરંતર આનંદમાં રાખે છે, તેની પાસે આખા જગતની સમ્રાજ્ઞીનો વૈભવ તુચ્છ છે.

*

સ્રી તો કાંટાળી ઝાડીને પણ ફૂલવાડીમાં ફેરવી શકે છે. અરે, ગરીબમાં ગરીબ ઘરને પણ એ સંસારનું સ્વર્ગ બનાવી દે છે.

—ગોલ્ડસ્મિથ

*

# માતૃસ્નેહ

કોઈ કહે છે, કે માતા મોટી છે; ત્યારે કોઈ કહે છે કે, બાપ મોટા છે. મારા મત મુજબ તો માતા જ મહાન છે; કેમકે, સંતાનોના પાલન-પોષણ જેવું કઠિન કાર્ય કરવા છતાં પણ તેનું મુખ અને ચિત્ત પ્રસન્ન દેખાય છે.

—મહાભારત

*

જગતમાં ઈશ્વરનું સર્વશ્રેષ્ઠ દાન હોય તો તે માતૃસ્નેહ છે.

—શરદબાબુ

*

પત્ની કરતાં જગતમાં જો કોઈ વસ્તુ વધારે ઉત્તમ હોય તો તે એકજ છે અને તે માતા છે.

—શેફર

*

ત્રાજવાનાં એક પલ્લામાં આખા વિશ્વને મૂકો અને બીજા પલ્લામાં મારી માતાને મૂકો તો આખા વિશ્વવાળું પલ્લું હલકું ગણાશે.

—લૉર્ડ લેંગડેલ

*

મારામાં જે કંઈ છે તે મારી માતાએ મને આપ્યું છે.

—એડમ્સ

*

તારું સ્વર્ગ તારી માતાના ચરણો નીચે છે.

—હજરત મહંમદ પયગંબર સાહેબ

*

મારી માતાએ મારા પર નજર રાખીને, ખરાબ સહચરોના બૂરા પ્રભાવથી બચાવ્યો.

—દાદાભાઈ નવરોજજી

*

મારા સૂક્ષ્મ વિચારોનું મૂળ મારી જનનીના હાલરડામાં છે.

—જોન્સન

*

મનુષ્યને દૂરદર્શિતા માતાથી અને વીરતા પિતાથી વારસામાં મળે છે.

—શોપન હોર

*

એક આદર્શ જનની સો ઉસ્તાદો કરતાં પણ શ્રેષ્ઠ છે.

—જ્યોર્જ હર્બર્ટ

*

હું જે કાંઇ કરી શકું છું અને થઈ શકું છું તે દૈવી પ્રકૃતિવાળી માતાની પ્રસાદી છે.

—અબ્રાહમ લીંકન

*

દરેક દેશ, ધર્મ અને જાતિની સર્જક એની માતા છે.

—એડમંડ વરટી

*

કોઇ પણ બાળકની ભાવી ઉન્નતિ અથવા અવનતિનો આધાર તેની માતા પર છે. હું મારી કર્તવ્યનિષ્ઠા અને ધૈર્ય માતાના ખોળામાંથી શીખ્યો છું.

—નેપોલિયન

*

હું મારી તમામ ઉન્નતિ અને વિજયોમાં મારી માતાનો દેવાદાર છું.

—બિશાબેટ

*

મને મારા દેશ પ્રત્યે જે શુદ્ધ પ્રેમ છે અને જેણે મને મારા અભાગી દેશબંધુઓના આત્મારૂપ બનાવ્યો છે, તેનો આરંભ જ્યારે હું મારી માતાને દીનજનો પ્રત્યે સહાનુભૂતિ બતાવતી અને દુઃખીયા લોકો પ્રત્યે દયા કરતી જોતો ત્યારથી થયો છે.

—ગેરીબાલ્ડી

*



સ્ત્રીઓએ પુષ્પ માફક પોતાના હૃદયના ઉચ્ચ ગુણોની ચારે તરફ સુવાસ ફેલાવવી. ઘરને, શરીરને અને મનને સ્વચ્છ રાખવાં, કોઈના તરફ દોષદૃષ્ટિથી જોવું નહિ. સત્ય બોલવું, સત્ય આચરવું, સાદાઈ અને શીલને જીવનમાં ઉતારવાં. પોતાની આસપાસ સુંદર કળા અને સંસ્કૃતિનું વાતાવરણ ઊભું કરવું.



સ્ત્રીઓએ પોતાના ઘરને સાદું છતાં સ્વર્ગસમાન
સુખી અને પવિત્ર વાતાવરણવાળું બનાવવું.

# વચનામૃતો

[ આદર્શ જીવન જીવવા મથતા પ્રત્યેક સ્ત્રી-
પુરુષ માટે માર્ગદર્શક અને પ્રેરણાદાયી સૂત્રો ]





कीर्तिः श्री वाक् च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ।

યશ, સંપત્તિ, વાણી, સ્મૃતિ, બુદ્ધિ, ધીરજ અને ક્ષમા રૂપે હું સ્ત્રીઓમાં રહું છું. (શ્રી ભગવદ્ગીતા)

## વેદોમાંથી વચનામૃતો

आत्मैवेद् मग्र आस्मीत पुरुषविधः
स वै नैव रेमे
स द्वितीय मैच्छत्
ततः पति श्च पत्नी चा भवताम:

પુરુષ અને પ્રકૃત્તિરૂપે આત્મા એકજ હતો.
અન્ય રમણ કાંઈ નહતું.
પોતાથી ભિન્ન પ્રકૃતિને પુરુષે ઇચ્છી.
પતિ અને પત્નીભાવ પ્રગટ્યાં.

भर्तृपूज्या वरारोहा सा भवेद् धर्मचारिणी ।
दरिद्रं व्याधितं दीन मध्वना परिकर्षितम् ॥

જે સુંદર પત્ની પતિથી સન્માન પામે છે, તેજ ધર્મનુ આચરણ કરવાવાળી છે. જે નારી અતિથિ, દરિદ્ર, પીડિત, દીન, દુઃખી, થાકેલાને આશ્રય આપે છે તેજ ધર્મચારિણી છે.



सुप्रिता च विनीता च सा नारी धर्मभागिनी ।
बिभर्त्यन्नं प्रदानेन कुटुम्बं चैव नित्यदा ॥

જે નારી અતિશય સ્નેહવાળી તથા વિનીત અને રોજ અન્નદાન કરી કુટુંબનું પાલન કરનારી છે તેજ ધર્મચારિણી છે.



अद्वैतं सुख दुःखयो रनुगुणं सर्वस्ववस्थासु यत् ।

સર્વે અવસ્થાઓ વિષે સુખદુઃખનું ઐક્ય ગણી પરસ્પર વિશુદ્ધ પ્રેમ રાખવો એ આદર્શ ગૃહસ્થાશ્રમ છે.



એક નીતિનો શ્લોક કહે છે :

कार्येषु मंत्री करणेषु दासी ।
भोज्येषु माता शयनेषु रम्भा ॥
मनोनुकुला क्षमया धरित्री ।
गुणैश्च भार्या कुल मुद्धरन्ती ॥

જે પત્ની કાર્યો કરવામાં પ્રધાનની પેઠે સલાહ આપે છે, સેવામાં જે દાસી જેવી ચતુર છે, જમાડવામાં જે માતા જેવી પ્રેમાળ છે, જે પતિને રીઝવી જાણે છે, પતિને અનુકૂળ થઈને વર્તે છે, અને પૃથ્વીની જેવી કૃપામયી છે, તે ભાર્યા (સંસારનો ભાર વહન કરનારી) ગુણો વડે કુળને ઉદ્ધારે છે.



શ્રી મનુભગવાન કહી ગયા છેઃ

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।

જ્યાં સ્ત્રીઓનો આદર થાય છે ત્યાં દેવતાઓ પ્રસન્ન રહે છે.





**यावन्न विन्दते जायां तावदर्धोऽभवत्पुमान**

સ્ત્રી મેળવ્યા વગરનો પુરુષ અર્ધો છે.



**ॐ यदेतत् हृदयं तव तदस्तु हृदयं मम ।**
**यदिदं हृदय मम तदस्तु हृदयं तव ॥**

તારો દેહ અને આત્મા એ મારાજ છે. તારું હૃદય મારુંજ થાઓ.



यथा भर्ता च भार्या च परस्पर वशानुगौ ।
तथा धर्मार्थ कामानां त्रयाणांमपि संगतं ॥

જેમ જેમ પતિપત્ની પરસ્પર વિશુદ્ધ પ્રેમ ધરાવે તેમ તેમ ધર્મ અર્થ અને કામ–ત્રણે પુરુષાર્થોની ઉન્નતિ થાય છે.



નીતિશાસ્ત્રમાં જણાવાયું છે કે:

तपस्वीनां तपः सर्वं व्रतीनां यत्फलं व्रज ।
दानं फलं यद् भ्रातृणां तत्सर्वं तासु संततम् ॥

હે નંદ! તપસ્વીઓનું જે કાંઈ તપ છે, વ્રત ધારણ કરવાવાળાના જે વ્રતો છે, બંધુઓના દાન વિષે જે કાંઈ ફળ છે તે સર્વે સ્ત્રીઓના વિષે રહ્યાં છે.



ॐ मम व्रते ते हृदयं दधामि ममचित्त मनुचित्तं तेऽस्तु । मम वाचा मेकमना जुषस्व प्रजाप्रतिष्ठतु वा मियुनकृतु मह्यम्॥

આ સંસારરૂપી જીવન શરીરમાં હું તારા હૃદયને ધારણ કરું છું. મારું ચિત્ત તારા ચિત્તને, મારી વાણી તારી વાણીને અનુસરશે. ઉભય એક બીજાના જીવનમાં પ્રતિષ્ઠા ભરો.



**या कुक्षि विवरे कृत्वा स्वयं रक्षति सर्वतः ।**
**नमामि जननी देवीं परां प्रकृति रुपिणीम् ॥**

જે પોતાના ગર્ભમાં બાળકને ધારણ કરીને તેનું પોતે જાતે રક્ષણ કરે છે, તે જનની દેવીને નમસ્કાર કરૂં છું. તે પરા પ્રકૃતિ રૂપે પૂજવા યોગ્ય છે.

(ભ. પુ. મ. પ. અ. ૬ શ્લો ૯૯)



**नित्य स्नाता सुगन्धा च नित्यं च प्रियवादिनी ।**
**अल्पभुङ् मित वक्त्री च देवता सा न मानुषी ॥**

હમેશાં સ્નાન કરવાવાળી, નિત્ય મધુર બોલનારી, મિતાહાર અને મિતવાણી બોલનારી તે સ્ત્રી દેવી છે, મનુષ્ય નથી.





**ॐ ध्रुवमसि ध्रुवाहम् । पतिकुले भूयासम् ।**

તું નિશ્ચલ રહેજે હું ચોક્કસ રીતે પતિકુલમાં વસીશ.

**सुस्वभावा सुवचना सुवृता सुखदर्शना ।**
**अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणी ॥**

સારા સ્વભાવવાળી, સારા વચનો બોલવાવાળી, દેખાવમાં કલ્યાણમૂર્તિ, અનન્ય ચિત્ત પરોવી કામ કરનારી, સારા દર્શન-વાળી—આવી પત્ની ધર્મચારિણી છે. (મ. અનુશાસન પર્વ)



**सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।**
**सुसंस्कृतोपस्करणया व्यये चामुक्तहस्तया ॥**

સદા પ્રસન્નમુખી, ગૃહકાર્યમાં ચતુર, ઉચ્ચ સંસ્કૃતિવાળી, ઘરમાં કરકસર કરનારી નારી શ્રેષ્ઠ છે. (મનુ અ. ૫, શ્લોક ૧૫૦)



**सर्वेषामपि पूज्यानां पिता वंद्यो महान गुरुः ।**
**पितुः शत गुणैर्माता गर्भधारणपोषणात ॥**

સર્વે પૂજ્ય સન્માનીઓમાં પિતા મહાગુરૂ તરીકે નમવા યોગ્ય છે. ગર્ભધારણ અને પોષણથી માતા, પિતા કરતા સો ગણી વધારે પૂજનીય છે.

(બ્ર. વૈ. પુ. કૃ. ખં. ઉ. અ. ૭૨, શ્લો. ૧૧૦)





**ॐ अन्नपाशेन मणिना प्राणसूत्रेण पृश्निना ।**
**बध्नामि सत्यग्रन्थिना मनश्च हृदयं च ते ॥**

અન્ન સાથે પ્રાણને, પ્રાણ સાથે અન્નને, અને પ્રાણ સાથે અન્નનો અંતરિક્ષ સાથે જેવો અરસપરસ સંબંધ છે, તેવો સંબંધ આપણા મન અને હૃદયનો થશે.



**ॐ सम्राज्ञी श्वशुरे भव श्वश्र्वां भव ।**
**ननान्दरि सम्राज्ञी अधिदेवृषु ॥**

સાસરાના કુળમાં સમ્રાજ્ઞી થા, પક્ષપાત રહિત સમ્રાજ્ઞી થઈ રહે, મારા ભાઈબહેનો અને નણંદો વચ્ચે રાણી થઈ રહે. મારું સર્વસ્વ તારું થાઓ.

यस्य भार्या शुचिर्दक्षा भर्तारमनुगामिनी ।
नित्य मधुरवक्त्री च सा रमा न रमा रमा ॥

જેની પત્નિ પવિત્ર, ચતુર, ભર્તાને અનુકૂળ, નિત્ય મધુર બોલનારી હોય તેજ સ્ત્રીને સ્ત્રી કહેવાય. (સુભાષિત રત્નાકર)



महा कुलीनाभिरपापिकाभिः स्त्रीभिः
सतीभिस्तव सख्य मस्तु ।
चण्डाश्च शौण्डाश्च महाशनाश्च
चौराश्च दुष्टाश्च पलाश्च वर्ज्या ॥

મહાકુલીન, નિષ્પાપી સતીઓ સાથે તમે મૈત્રી બાંધજો. ક્રોધી, દુશ્ચરિત્રવાળી, ભૂખાળી, ચોર, દુષ્ટ અને ચંચળ સ્ત્રીઓની સોબત તજવા યોગ્ય છે. (મ. વનપર્વ અ. ૨૩૪ શ્લો. ૧૧)

સ્ત્રી જેવું કોઈ સુંદર ઔષધ નથી. સર્વે દુઃખોનું એ ઔષધ છે તે હું સત્ય કહું છું. (મ. વનપર્વ અ. ૬૧ શ્લો ૨૯)



अनुकुलां विमलाङ्गी कुलजां कुशलां सुशील संपन्नाम् ।
एतादृशीं सुभार्यां पुरुषः पुण्योदया लभते ॥

સદા અનુકૂળ રહેવાવાળી, સુંદર અંગોવાળી, કુલીન, ચતુર, સુશીલ, આવી સ્ત્રીઓ પુરુષ પુણ્ય થકી મેળવે છે.

(સુભાષિત રત્ન પૃ. ૧૭૧ શ્લો. ૭૫૩)





**अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।**
**शौचे धर्मेऽन्नपंकत्यां च पारिणा ह्यस्यवेक्षणे ।**

ધનના સંગ્રહ માટે, ધન વાપરવા માટે, પવિત્રતા માટે, ધર્મ મેળવવા માટે સરસ ભોજન માટે તથા પ્રેમ માટે સ્ત્રીઓની યોજના છે. (મ. ૯ શ્લોક)



**पूजनीया महाभागाः पुण्याश्च ग्रहदीमयः ।**
**स्त्रियः श्रियो गृहस्योक्ता, स्तस्माद्रक्ष्याः विशेषतः ॥**

સન્માન કરવા યોગ્ય, ભાગ્યશાળી, પુન્યવતી ગૃહલક્ષ્મી સ્ત્રી ઘરની લક્ષ્મીરૂપ છે, તેથી વિશેષપણે રક્ષા કરવા યોગ્ય છે.

(મહા. ઉ. અ. ૩૮ શ્લો. ૧૧)



**पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरै स्तथा ।**
**पूज्या भूषियितव्याश्च बहु कल्याण मिप्सुभिः ॥**

પિતામાતા તરફથી, ભાઇઓ તરફથી, પતિઓ તરફથી, દિયરો તરફથી, સ્ત્રીઓનું સન્માન કરવું. પોતાના બહુ કલ્યાણ વાંચ્છુઓએ આમ વર્તવું. (મહા. ઉદ્યોગ પર્વ અ. ૩૮ શ્લો. ૧૧)



**तस्मा देताः सदा पूज्या भूषणाच्छादना शनैः ।**
**भूतिकामैर्नरै नित्यं सत्कारेषुत्सवेषु च ॥**

તેથી સ્ત્રીઓ સદા સન્માનયોગ્ય છે. ભૂષણોથી, અલંકારોથી સુંદર ભોજનોથી સત્કારથી, ઉત્સવથી સ્ત્રીઓને કલ્યાણ વાંચ્છુઓએ સદા સન્માનવી જોઇએ. (મનુ. અ. ૩, શ્લો. ૫૯)



**सा भार्या या गृहे दक्षा, सा भार्या या प्रजावती ।**
**सा भार्या या पतिप्राणा, सा भार्या या पतिव्रता ॥**

તે પત્ની છે જે ઘરકામમાં દક્ષ છે, તે પત્ની છે જે સારા પુત્રપુત્રીઓ ઉત્પન્ન કરે છે. તેજ પત્ની છે જે પતિને પ્રિય છે. તેજ પત્ની છે જે પતિવ્રતા છે.





મહાભારત વદે છેઃ

**नास्ति भार्यासमो बन्धु नास्ति भार्यासमागतिः ।**
**नास्ति भार्या समो लोकः सहायो धर्म संग्रहे ॥**

પત્ની સમાન બીજો મિત્ર નથી. પત્ની સમાન બીજી ગતિ નથી. પત્ની સરખો આ જગતમાં ધર્મકાર્યોમાં બીજો સહાયક નથી.



**अर्धम् भार्या मनुष्यस्य भार्या श्रेष्टतमः सखा ।**
**भार्या मूलम् त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतिः ॥**

તેજ પત્ની છે જે પતિની અર્ધાંગના છે. પતિનો પત્નીથી કોઈ વધારે ઉત્તમ મિત્ર નથી. પત્ની જ ધર્મ અર્થ અને કામ દેવાવાળી છે. પત્નીના સહકારથી સંસારસાગર તરાય છે.



**संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।**
**यस्मिन्नेव कुले निन्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥**

પતિ પત્નીથી સંતોષી છે. પત્ની પતિથી સંતુષ્ટ છે. જે કુલમાં એ રીતે વ્યવહાર ચાલે છે, ત્યાં નિશ્ચય કલ્યાણ વસે છે.



**स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।**
**तस्यांत्वरोचमानायां सर्वमेव न रोचते ॥**

જે ઘરમાં સ્ત્રીઓ સન્માન પામે છે તે કુળમાં પ્રસન્નતા અનુભવાય છે. જે ઘરમાં સ્ત્રીઓને સન્માન નથી ત્યાં સર્વત્ર અપ્રસન્નતા છે.



**अन्योन्यस्याव्यभिचारो भवेदामरणान्तिकः ।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्री पुंसयोः परः ॥**

અન્યોન્ય પરસ્પર મરણ સુધી, અખંડ પ્રીતિ એ પરમધર્મ દંપતીએ આચરવો જોઈએ. (મનુ. ૯ શ્લો. ૧૦૧)



**सम्यग्धर्मार्थ कामेषु दम्पतीभ्या महर्निशम् ।**
**एकचित्ततया भाव्यं समानव्रतवृत्तितः ॥**

ધર્મ, કામ અને અર્થ દંપતીએ હમેશાં મનથી એક થઈને આચરવા, બંનેએ સમભાવથી મત ચલાવી કામો કરવા.

(વ્યાસસ્મૃતિ અ. ૨ શ્લો. ૧૭)





મારા મત પ્રમાણે આદર્શ પત્ની સીતા છે અને આદર્શ પતિ રામ છે.

આપણી પરિસ્થિતિને પ્રતિકૂળ પાશ્ચિમાત્ય રીતરિવાજની નકલથી આપણું કોકડું ઉકલી શકાય તેમ નથી.

બહેનોનું કર્તવ્ય આપણું વાતાવરણ શુદ્ધ રાખવાનું, આપણા નિશ્ચયોમાં દઢતા અને નિશ્ચલતા લાવવાનું, દિગ્મૂઢતાના દોષમાંથી બચવાનું, આપણી સભ્યતા અને સંસ્કૃતિના સર્વોત્તમ તત્ત્વને પોષવાનું અને તેમાંના દોષો દૂર કરવાનું છે.

ખરી સતી પોતાનું સતીત્વ સપ્તપદીના સમયથીજ સિદ્ધ કરે છે. તે સાધ્વી બને છે, તપસ્વિની બને છે, પતિની, કુટુંબની અને દેશની સેવા કરે છે. પોતાના જ્ઞાનમાં વધારો કરે છે, ત્યાગશક્તિ વધારે છે. ને પતિમાં લીન થતા શીખે છે,

—મહાત્માજી





તમારા દંપતીના નવા સંસારની બંને મળી એકમત થઈને રચના કરો.

નૂતન સંસારનાં કલ્યાણમય દ્વારો ખોલી, વિશ્વનું પ્રેમમય આતિથ્ય તમારા વિશાળ મનથી કરી, પુણ્યદીપની દિવ્ય જ્યોતિ જગાવો.

દેવતાઓના નૈવેદ્યની છાબો પૂજા પુષ્પોથી પરિપૂર્ણ થાઓ, ચારે તરફ મંજુલ, ગંભીર, મધુર સંગીત ગુંજશે. રાત્રિદિવસ પરિપૂર્ણ આનંદના સૂરો પુરાશે. મંગલમય શંખધ્વનિથી વાતાવરણ ગાજશે.

—રવિન્દ્રનાથ ઠાકુર

*



**શ્રી મનુ દેસાઇ ગાય છે**

ગરવી ગુણિયલ ગૃહમંદિરે
સ્નેહ સુરભિ વેરે સંસારે
રમતી આત્મ ઓવારે
દીવડે દીવડે જ્યોતિ પૂરતી.

**કવિશ્રી અમરદાર ગાય છે:**

શાણી, શીલવંતી ઠરેલ, ગૃહિણી ગુણકારી,
રૂપ રૂપ ને રંગ રસેલ, અલબેલી ન્યારી.
તેજસ્વી, જાજરમાન, સિદ્ધગુણથી ભરી,
સાગરશી સ્નેહનિધાન, પ્રતાપે હો પૂરી.
લક્ષ્મીથી પુણ્ય ઉદાર, સતી સંયમવતી,
હો સેવાના અવતાર, યુગ યુગ ફોરંતી.
લજ્જાળુ લોચન લોલ, સોહાગણ રંભા;
હો વીર મૈયા અણમોલ, દેવી જગદંબા.



**શકુન્તલાના પાલકપિતા કણ્વઋષિ પુત્રીને સાસરે મુકતાં આશીર્વાદ આપે છે,**

**शुश्रूषस्व गुरून्, कुरु प्रियसखी वृत्तिं सपत्नीजने ।**
**भर्तुर्विप्रकृताऽपि रोषणतया मास्म प्रतीपं गमः ॥**
**भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी ।**
**यान्त्येव गृहिणीं पदं युवतयो वामा कुलस्याधयः ॥**

સાસુ સસરા તથા વડીલની શ્રદ્ધાપૂર્વક સેવા કરજે, દેરાણી જેઠાણી અને કુટુંબની બીજી સ્ત્રીઓ પ્રત્યે હે પ્રિય સખી,



પ્રેમાળ હૃદયે વર્તજે. પતિએ નાખુશી બતાવ્યા છતાં તું રોષ ધારણ કરી ક્રોધ ધારણ કરીશ નહિ, તું તારા હાથ નીચેના નોકરો ઉપર અમીદૃષ્ટિ રાખી એમને ભેટો આપજે. પતિના ભાગ્યમાં અને દુઃખમાં ભાગીદાર બનજે, કુળમાં રત્ન સમાન યુવતીઓ ગૃહિણીપદને આમ લાયક બને છે.

( અભિજ્ઞાન શાકુન્તલ )







પુરુષ જાલિમ નથી ને સ્ત્રી દાસી નથી, પણ બંને એક ઉચ્ચતર આદર્શની સેવાને વરેલાં છે. તેમની વૈયક્તિક વૃત્તિઓને તેમણે એ આદર્શ આગળ ગૌણ માનવાની છે. વિષયવાસનાને ઉચ્ચતર શ્રેણીએ ચડાવી, વિશુદ્ધ બનાવી તેનું રૂપાંતર આત્મ-વિલોપનમય ભક્તિમાં કરવામાં આવે છે. હિંદુ દંપતીને એક-બીજાનો પ્રેમ લગ્નના આરંભમાં સિદ્ધ થયેલો નથી મળતો; એ પ્રીતિયોગ તો તેમણે જીવનભરની સાધના વડે પ્રાપ્ત કરવાનો હોય છે. એકબીજાની સાથે અભિરુચિ અને સ્વભાવ, આદર્શો અને આસ્વાદો-બધી બાબતમાં અભિન્નતાવાળાં સ્ત્રીપુરુષનાં જોડાં નવલકથાઓનાં પાનાં સિવાય બીજે જોવાં નથી મળતાં. એની

વચ્ચે કાંઈ ભેદ તો હમેશાં હશેજ, જેને ટાળી નહિ શકાય. અને આ ભેદોનો ઉપયોગ સુરીલું સંવાદી જીવન પેદા કરવા માટે કરવો એ લગ્ન પ્રથાનું કામ છે, વિવાહીત જીવન ધીરે ધીરે અને બહુ ધીરજપૂર્વક પ્રયત્ન કરીનેજ સુખી બનાવવું જોઇએ, પતિપત્ની વચ્ચે સ્વભાવની વિષમતા એ જો લગ્ન વિચ્છેદનું પૂરતું કારણ ગણાય તો આપણામાંના ઘણાને છૂટાછેડા કરવા વારો આવે સ્ત્રીઓનાં કર્તવ્યો, પુરુષોના કર્તવ્યોથી ભિન્ન ગણ્યાં છે ખરાં પણ સ્ત્રીઓ પુરુષથી હલકી છે એવું સૂચન જરાયે નથી.

—સર રાધાકૃષ્ણ





સ્ત્રીને કેટલાં કામ કરવાં પડે છે તે જુવો. છોકરાંને ઉછેરવાં, કુટુંબના વડીલોનું કામ ઉપાડવું, ચાકરો ઉપર સત્તા રાખવી, ઘરધંધામાં પ્રવીણ રહેવું, ઘરની અને ઘરના સામાનની સંભાળ રાખવી, ઘરમાં આવતા જતાં માણસ આગળ ઘરનું નાક રાખવું, અને તે બધું જાતે મર્યાદા પાળી કરવું; અને દિવસ વીત્યે શૃંગારશાળામાં પતિના ઉપર રાજ્ય ચલાવવું. કે

સાથે લોકના બોલ સહી લેવા, ઘરમાં જુલમ અને અપમાન ખમતાં ગમ ખાઈ જવી, પોતાના દુઃખને ગણવું નહિ, મન અને પેટ બે મ્હોટાં રાખવાં. આમ કરે તે સ્ત્રીને સ્ત્રી કહેવી.

ઊંઘી ઊઠી, મૂકેલો અભ્યાસ પાછો તાજો કરવો, તે પૂરો કરી ઘરનાં છોકરાંને લઇ અર્ધો કલાક દેવદર્શન જઈ આવવું કે ખાધેલું પચે અને પગ છૂટા રહે, કામ કેમ થોડું કરી નાંખવું, કોઈના ઉપર આધાર રાખ્યા વિના કેમ કામ નભી શકે, મોટું મન કેમ રાખવું વગેરે સમજી લઇ એણે ઉદ્યોગ અને આગ્રહથી ઘરકામનું વહાણ ઝડપબંધ આગળ ધપાવ્યું. પોતાની શાંતિ અને ક્ષમાથી સઉ કોઇના મ્હોં શીવી દીધાં. એનું મોટું મન દેખી પારકાનાં મનમાંની અદેખાઇ શરમાઈ સંતાઈ ગઈ અને ભૂખમરાથી મરી ગઈ, એના વહાલ આગળ આખું કુટુંબ એને વશ થઈ ગયું. એણે સર્વેને સ્વતંત્રતા આપી અને જાતે પરતંત્રપણું સ્વીકાર્યું ત્યારે સૌ એના ગુણો આગળ પરતંત્ર થઈ ગયાં, અને એ પોતે સૌની ઉપરી જેવી બની. વિદ્યાચતુર ગુણિયલ ઉપર વહાલ આવતાં કહેતો કે, આનું નામ તે **प्रभुता रमणेषु योषिताम्**.

ઘરના કામમાં વખતની વહેંચણી કરી નાંખી બધું કામ જાતે ઉપાડી લીધું એટલાથી ગુણસુંદરીના ધર્મકર્મની સમાપ્તિ ન થઈ. એ તો કોઇને કંઈ કહેવું ન પડે અને કોઈની આશા રાખવી ન પડે અને ઘરનું ગાડું ચાલ્યું જાય એટલા જ ફળનું સાધક હતું; પરંતુ પરદુઃખભંજન થવું અને સર્વ કુટુંબના અંતર દુઃખ જાણી લઈ તેનો ઉપાય કરવો એ પુરુષકાર્ય પણ ગુણસુંદરીએ માથે લઈ લીધું. સર્વેની દાસી થઈ સર્વેને

દાસ કરી લેવાં, સર્વેનાં મન રંજન કરવા, સર્વના હૃદયને ઉચ્ચ માર્ગે ચડાવવા એ કામ કરવાનું પણ ગૃહિણીએ ઇચ્છયું. પતિનું દ્રવ્ય ઓછું વરે અને કુટુંબનું હિત થાય એવું મનોયત્ન ગૃહપંડિતાએ સાધવા માંડયૂં.

તેણે દિવસે પોતાના અભ્યાસમાં રામાયણ, મહાભારત અને એવા પુસ્તકોનો સમાવેશ કરી રાત્રે કુટુંબ સાથે ઘડી વાર્તા વિનોદનો સમય આવે ત્યારે કુટુંબ કથા અને લોકનિંદાના વિષયને ધીમે ધીમે દેશપાર કર્યાં અને તેને સ્થળે સર્વજ્ઞ જેવા સર્વ સંસારના પંડિત વાલ્મીકિ અને વ્યાસની રસિક ચતુર કથાના પ્રસંગો કહાડી ગુણસુંદરીએ સર્વના મન હરણ કરી લીધાં. આમ ગુરુ જેવી બની ગુણસુંદરી કુટુંબમાં બહુ માન પામી. ધીમે ધીમે એવો પ્રસંગ આવ્યો કે એના મનને ખેદ થાય એવું કરતાં બોલતાં સર્વ કોઈ આંચકો ખાવા લાગ્યું અને બીજા માણસો આજ્ઞા કરી, ક્રોધ કરી, કપટ કરી, બળાત્કાર કરી, શિક્ષા કરી, જે કામ ન કરાવી શકતાં એ કામ ગુણસુંદરીનો એક કોમળ શબ્દ કરાવી શકતો, એની ઇચ્છાથી ઊલટું કામ કરતાં સૌ કોઈ મનમાં ખેદ પામતું અને શરમાઈ જતું અને પારકાનો ઠપકો અવશ્ય પામતું.

—ગોવર્ધનરામ ત્રિપાઠી

(સરસ્વતીચંદ્ર ભા. ૨)





કવિ પૂજાલાલ "પારિજાત"માં લખે છેઃ

મહાલક્ષ્મી સાક્ષાતનું દીન દુઃખી દુનિયા પરેઃ
અમોઘ આશિષ તાહરું, અંતર અમ પર ઝરમરે,
વિષય વારિધિ મોઝાર; સુધાસરિતા રહી રેલી,
દુઃખ દાવાનળ પરે શીત શ્રાવણિયા હેલી.
જીવનરણના ઝરણ પરે નંદન સુખકારી,
ઘોર નિશા—અંધારે ચંદ્રકળા તું ન્યારી.

**શ્રી સ્નેહજ્યોતિ સ્નેહ જગાડતા ગાય છે:**

જીવનવેલી ખેલતી, સુરભિ સુમન પથરાય,
આશા આશ્રિત મોહમાં, પરાગ કે પમરાય.
જીવન વ્યાપાર હૃદયાગારનો સુરાગ આશા,
હૃદયના રાગનો અવિરાગ એ સુવિરામ આશા.
તુજ તેજે છે જીવવું, તુજ સહવાસે વાસ,
યોગ વિયોગ સખી તજ્યો પ્રાપ્તિ દૃષ્ટિ સુવાસ.
મનોબળ વેગની ગતિ વાહિની સંસાર આશા,
સતી સિધ્ધેશ્વરી સંસારનો શૃંગાર આશા.





જે રાષ્ટ્રો કે જે પ્રજાઓ સ્ત્રીઓને માન આપતા નથી, તે કદી મહાન થયા નથી, અને થવાનાં પણ નથી. તમારી પ્રજા આટલી અધોગતિમાં છે એનું મુખ્ય કારણ એ છે કે, તમે આ શક્તિઓની જીવંત મૂર્તિઓ પ્રત્યે જરાયે આદર રાખ્યો નથી. સ્ત્રીઓ જે જગન્માતાઓની સાક્ષાત મૂર્તિઓ છે, તેમનો ઉદ્ધાર નહિ કરો તો તમારા ઉદ્ધારનો બીજો એકે રસ્તો છે એમ નહિ માનતા.

*

જગતમાં સૌથી ઊંચું અને શ્રેષ્ઠ સ્થાન જો કોઈનું હોય તો એ માતાનું છે. સારાયે જગતને નિઃસ્વાર્થપણાના અને ત્યાગના પાઠ જો કોઈ ભણાવતું હોય તો તે માતા છે. સૌથી ચડિયાતો અને શુદ્ધ પ્રેમ જો કોઈનો હોય તો એ માતાનો છે. માતાના પ્રેમથી ચડે એવો જગતમાં એકજ પ્રેમ છે, અને તે ઇશ્વરનો. બાકી બીજા બધાના પ્રેમ માતાના પ્રેમથી ઊતરતા છે.

જે પુરુષ જગતની સ્ત્રી માત્રમાં ઈશ્વરની માતૃત્વશક્તિનાં દર્શન કરે છે એ બડભાગી છે. જે સ્ત્રી જગતના પુરુષમાત્રમાં ઈશ્વરની પિતૃશક્તિનાં દર્શન કરે છે એ બડભાગી છે; અને જે બાળકો પોતાના માતપિતામાં પૃથ્વી ઉપર ઊતરેલી દિવ્યતાનાં દર્શન કરે છે એ સાચા બડભાગી છે.

—સ્વામી વિવેકાનંદજી



**કવિશ્રી લલિતજીએ ગાયું છે**

સુંદર વરતે વિશાળ હૈયે, તું હસમુખી
ઝીલે પ્રેમવર્ષા–રસધાર;
વન્દીયે તને સંસારસ્વામિની.
વીજળીની વેલડી તું, અંતર અભિસારીકા;
તું ઘનશ્યામનો આધાર;
અજવાળે તું, જીવન–યામિની
સર્જન–સોહાગણ; તું, પ્રકૃતિ, પ્રાણેશ્વરી;
મહેશનો માયા અવતાર;
ગૃહિણી ગૌરાંગના; તું મનુવંશવર્ધિની;
ગુણ મધુર ગૌરવ–ભંડાર:
ભવની, તું ભાવભરી ભામિની.
વીર પ્રજાની, તું વિધાત્રી, જનની તું સંતાનની,
ત્હારે સૌભાગ્ય સદાચાર;
ધન્ય; તું સ્વદેશની ગોપાલિની.



**શ્રી જહાંગીર દેસાઇએ જનનીના ગુણો ગાયા છે:**

નહીં પામો હા હા, જનની સમ કોઈ કહિ કદા,
શીળી એની છાંયે અજબ સુખ પામે સહુ સદા.
મીઠાં એનાં દુગ્ધો જગત અમી એનેજ ગણીએ,
અરે દૈવી સુધા નિરસ બહુ જો તોલ કરીએ.
મીઠા શબ્દો 'માતા' 'જનની', વળી;'બા' 'મા' મન ગમે,
કહો ભૂંડો કો છે અવનીભરમાં માત જ દમે ?
દુઃખો વેઠી જાતે શિશુસુખ અહોરાત્ર રટશે;
જુઓ ફાડી એનું ઉર અજબ જ્યોતિ ઝળકશે.



**શ્રી. બોટાદકરનું જનનીનું પ્રસિદ્ધ ગીત:**

મીઠાં મધુ ને મીઠા મેહુલા રે લોલ,
　એથી મીઠી તે મોરી માત રે,
જનનીની જોડ જગે, નહિ જડે રે લોલ. (ટેક)
પ્રભુના એ પ્રેમ તણી પુતળી રે લોલ,
　　જગથી જુદેરી એની જાત રે. જનનીની૦
અમીની ભરેલ એની આંખડી રે લોલ,
　　વહાલનાં ભરેલાં એનાં વેણ રે. જનનીની૦
હાથ ગૂંથેલ એના હીરના રે લોલ,
　　હૈયું હેમંત કેરી હેલ રે. જનનીની૦
દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ,
　　શશીએ સિંચેલ એની સોડય રે. જનનીની૦

જગનો આધાર એની આંગળી રે લોલ,
કાળજામાં કેંક ભર્યાં કોડ રે. જનનીની૦
ચિત્તડું ચઢેલ એનું ચાકડે રે લોલ,
પળના બાંધેલ એના પ્રાણ રે. જનનીનો૦
મંગી આશિષ ઉરે મલકતી રે લોલ,
લેતાં ખૂટે ન એની લ્હાણ રે. જનનીની૦
ધરણી માતાયે હશે ધ્રૂજતી રે લોલ,
અચળા અચૂક એક માય રે. જનનીની૦
ગંગાના નીર તો વધે-ઘટે રે લોલ,
સરખો એ પ્રેમનો પ્રવાહ રે. જનનીની૦
વરસે ઘડીક વ્યોમ વાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે. જનનીની૦
ચલતી ચંદાની દીસે ચાંદની રે લોલ,
એનો નહિ આથમે ઉજાસ રે.
જનનીની જોડ જગે નહિ જડે રે લોલ.



## સ્વ. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયના વિચારો :

સ્ત્રીઓનું સાચું સૌન્દર્ય જોવાની દૃષ્ટિ કેટલી દુર્લભ છે ?

નારીશક્તિનું ખરૂં શિક્ષણ, હૃદયની મહત્તાથી ક્ષમા કરવાની વૃત્તિ છે.

સ્ત્રીના મનમાં પતિના પ્રેમ કરતાં વિશ્વબ્રહ્માંડ પણ વધારે નથી.

કોઈ સ્થાનેથી ભયંકર તાડન, લાંછન, અને અત્યાચાર મળે છતાં બદલામાં નારીહૃદય પ્રેમથી ન્યોછાવર કરી શકે છે.

જગતમાં ઈશ્વરનું સર્વશ્રેષ્ટ દાન હોય તો તે માતૃસ્નેહ છે.

સતીધર્મનું સર્વાંગ સૌન્દર્ય, એની અપૂર્વતા, અસહ્ય કષ્ટો સહન કરવાની શક્તિ, દુઃખના અવસરે પણ તેનો ગગનભેદી સર્વવ્યાપક મહિમા, એ સર્વેના કાંટા વચ્ચે પણ એની કોમળ ઉન્નતતા કલ્પનાતીત છે. સ્ત્રી આથી એકસાથે મહાનમાં મહાન અને લઘુમાં લઘુ બની શકે છે.

સ્ત્રી અને પુરુષના હૃદયની પ્રેમોર્મિઓ ભિન્ન પ્રકારની છે. પુરુષને પસંદ પડે છે, રસિક વિસ્તાર, સ્ત્રી ગંભીર મૂર્તિ બને છે. પુરુષને ઉલ્લાસ જોઈએ છે, સ્ત્રીઓ શાંતિ માટે ઇચ્છા રાખે છે.

ઘરના નોકરોની સેવા ભાડૂતી છે, પરંતુ અન્નપૂર્ણાની પ્રેમમયી મહારાણી ગૃહમાં અમી ફેલાવતી કદાચ વિદેશીઓને

ન દેખાય તો શું આપણા દેશવાસીઓને પણ નહિ દેખાય?

નારીના રોગી, દુર્બળ, ફિક્કા મુખમાંય એક પ્રકારનું ગુપ્ત માધુર્ય હોય છે.

સ્ત્રી સહનશીલતાની સાક્ષાત મૂર્તિ છે.



અંગ્રેજ કવિ ગ્રે કથી ગયો છે:

Lo, where this silent marble weeps,
A friend, a wife, a mother sleeps:
A heart, within whose sacred cell
The peaceful virtues loved to dwell.
Affection warm & faith sincere,
And soft humanity were there.

જુઓ, ત્યાં આ સ્ફટિક શ્વેત શાંત પથ્થર રૂએ છે, ત્યાં એક મિત્ર, એક સ્ત્રી, એક માતા સૂતી છે. એના હૃદયરૂપી પવિત્ર ગુફામાં શાંત સદાચરણો પ્રેમથી વસતાં હતાં. હૃદયનો વિશુદ્ધ હૂંફાળો પ્રેમ, પવિત્ર અપૂર્વ શ્રદ્ધા અને નમ્ર માનવતા એમાં વસતાં હતાં.



કવિ લૉન્ગફેલો કહે છેઃ

Ye who believe in affection that hopes, and endures & is patient,
Ye who believe in the beauty and strength of woman's devotion.

ઉન્નત આશા અને કોડભર્યો પ્રેમ, સહનશક્તિ અને ધૈર્યમાં અવિચલિત રહે છે તેમાં જો તમે માનો છો તો તમે નારીના પ્રેમના સૌંદર્ય અને શક્તિમાં માનો છો.







એક પ્રખ્યાત અંગ્રેજ કવિ ગાઈ ગયા છે:

Sweet stream that winds through yonder glade-
Silent & chaste she steals along,
with guille & prevailing force,
Intent upon her destined course,
Graceful & useful all she does,
Pure, bosomed as that watery glass
And heaven reflected in her face.

આ પર્વતની ખીણમાંથી આ સુંદર ઝરણું સંગીત ગાતું વહે છે. અતિ પવિત્ર અને ઉચ્ચ સંસ્કારી આ રમણી પણ એ ઝરણાની પેઠે સંસાર વનમાં વહે છે. અતિ નમ્ર પણ અકુંઠિત વેગે એની ગતિ વહે છે. તે પોતાના ભાગ્યમાર્ગે

શાંતપણે વહી જાય છે. તે સ્ત્રીની દરેક કૃતિ માધુર્યયુક્ત અને આવશ્યક છે. ઝરણાના સ્વચ્છ જળ જેવી તે પારદર્શક અને શુદ્ધ હૃદયા છે. તેના મુખ ઉપર સ્વર્ગીય ભાવ પ્રતિબિંબિત થયો છે.



The weak and the gentle, the ribald and rude,
She took as she found them, and did them all good.
It always was so with her—see what you have
She has made the grass greener even here-with her

નબળા અને નમ્ર, વ્યસની અને તોફાની એ સર્વે જેમ તેને મળતા તેવા સહજ ભાવે તે તેમને મળતી હતી, પરંતુ તે સર્વેનું ભલું કરતી હતી, એની ભલું કરવાની ટેવજ હતી. તમે હમણા પણ જુઓ, તેની કબર છે તે સ્થળે એણે નીલા તૃણો કેરા પાથર્યા છે.







Her air had a meaning, her movements a grace;
You turned from the fairest to gaze on her face;
And when you had once seen her forehead & mouth,
You saw as distinctly her soul her truth.

તેની હિલચાલ સાર્થક હતી. તેના હલનચલનમાં સૌંદર્ય હતું. કોઈ અનુપમ સુંદરીના સુંદર મુખ ઉપરની તમારી દૃષ્ટિ ફેરવીને તમે તેના મુખ તરફ આકર્ષણ પામશો. એક વખત તેના કપોલ અને મુખ તરફ જોયા પછી તમને તેના આત્મા અને સત્યનિષ્ટાના દર્શન સ્પષ્ટ રીતે થશે.

—Browning.



She never found fault with you, never implied
Your wrong by her right; and yet men at her side
Grew nobler, girls purer, as though the whole town
The children were gladder that pulled at her gown.

તે કદી પણ તમારા દોષો કાઢતી નહોતી, અને તમારી ભૂલો પોતાના ખરાપણા છતાં જરા પણ સૂચવતી ન્હોતી. છતાં એની આસપાસના મનુષ્યો સર્વે ઉચ્ચ આદર્શવાળા બની જતા હતા, અને જે બાળકો તેના સંબંધમાં આવતા તે સુખી થતા હતા.



# ઘરવૈદું



સામાન્ય રોગો માટે વારંવાર ડૉક્ટર કે વૈદ્યને ત્યાં જવાને બદલે નીચેના ઘરગથ્થુ ઉપચારો કરો. એ 'ઘરના વૈદ'ની ગરજ સારશે.

૧. નાગરમોથને ધાવણમાં ઘસીને આંખે આંજવાથી ફૂલું મટે છે.

૨. કપૂરને મધમાં મેળવી આંજવાથી ફૂલું મટે છે.

૩. આવળનાં ફૂલ અને રક્તચંદન ઘસી, પાણીમાં વાટી આંખમાં લગાડવાથી આંખોની રતાશ મટે છે.

૪. નાના બાળકની આંખ દુઃખતી હોય તો બકરીના દૂધમાં પોતાં ભીંજવીને આંખ ઉપર રાખવાં.

૫. મોટા માણસની આંખ દુઃખતી હોય ત્યારે હરડેછાલ, ફટકડી, અફીણ અને હળદર વાટી આંખે લેપ કરવાથી આરામ થાય છે.

૬. સ્ત્રીના ધાવણનું ટીપું નાખવાથી કોઈપણ જાતનો આંખોનો દુઃખાવો મટી જાય છે.

૭. તલના ચોકખાં તેલમાં લસણની એક કળી કકડાવીને ટીપું કાનમાં નાખવાથી ચસકા તથા કાનમાં પડેલી ધાક મટી જાય છે.

૮. દાંતમાં પરૂ થયા કરતું હોય તો, દાંત સાફ રાખવા. દિવસમાં ચાર વખત, જમ્યા પહેલાં બે વખત તથા સવારે અને રાત્રે મીઠાના પાણીના કોગળા કરવા. સડેલા સિવાયના દાંત પડાવશો નહિ.

૯. ખસખસને દૂધની અંદર સારી પેઠે વાટીને તેનો મસ્તક ઉપર લેપ કરવાથી માથાનો દુઃખાવો શાંત થઈ મટે છે.

૧૦. ગોખરૂ અને તલનાં ફૂલો સરખે વજને લઈ ચૂર્ણ કરી અને ઘી સરખે ભાગે મેળવી પછી તેનો ( માથા ઉપર ) લેપ કરવામાં આવે તો વાળ સારી રીતે વધે છે.

૧૧. તલ, આંબળા, કમળનું કેસર અને જેઠીમધ એ ઔષધો એક તોલો લઈ, તેને ચોકખું મધ લઇ તેમાં વાટીને લગાડવાથી વાળ લાંબા તેમજ કાળા અને ચમકદાર થાય છે.

૧૨. જીરૂ, શાહજીરૂં, કાળા તલ, સરસવ એ સઘળાં સરખે ભાગે લઈ દૂધ સાથે વાટયા પછી મુખ ઉપર ચોપડવાથી મુખ ચંદ્ર સમાન બને છે.

૧૩. ગોરોચન અને મરી એ બંને ઔષધને સરખે ભાગે લઈ પાણીમાં સારી રીતે વાટીને લેવું. પછી તેનો મુખ ઉપર લેપ કરવાથી ખીલ મટી જાય છે ( રાત્રે હિમજ લેવી ).

૧૪. આદુનો રસ તોલો ૦ા તથા તેનાથી અડધા ભાગનું મધ મેળવી સવાર, બપોર અને સાંજે પીવાથી સળેખમ મટે છે.

૧૫. ચાર તોલા કરીયાતાને ચોસઠ તોલા પાણીમાં ઉકાળી ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી, દિવસમાં ત્રણ વખત પીવાથી ગમે તેવો તાવ ચાલ્યો જાય છે.

૧૬. બેઠી ભોંરીંગણી, જીરૂં અને આંબળાં એ ત્રણે એકસરખે વજને લઈ તેનું ચૂર્ણ કરી દિવસમાં ત્રણ વખત સવાર, બપોર, સાંજ મધ સાથે ખાવાથી કોઈપણ જાતનો દમ મટે છે.

૧૭. સૂંઠ એક આનીભાર, બે આનીભાર ગોળ લઇ તેની ગોળી બનાવી સવાર, બપોર અને સાંજે ખાવાથી ખાધેલું હજમ થાય છે.

૧૮. કણેરના મૂળને પાણીમાં વાટીને પછી લેપ કરવાથી ઉપદંશનો રોગ અસાધ્ય હોય તો પણ જલદી મટી જાય છે.

૧૯. જો કાયમી કબજિયાત રહેતી હોય તો તેણે સવારના પાંચ વાગે ઠંડું પાણી કે જે રાત્રે ત્રાંબાના લોટામાં ભરી રાખ્યું હોય તેને પી જવું. પાણી પી શકાય તેટલું પીવું જેથી પેટ સાફ રહે તેમજ તંદુરસ્તી સારી રહે.

૨૦. હરતાલ અને બાવચી સરખે વજને લઇ તેનું ચૂર્ણ કરી પછી તે ચૂર્ણને ગૌમૂત્રની અંદર વાટીને લેપ કરવાથી સફેદ કોઢ મટે છે.

૨૧. કડવા લીમડાની ગળો તેનો રસ તોલો ાા તથા મધ તોલો ા તેને મેળવી દિવસનાં ત્રણ વખત પીવાથી કમળો મટે છે.

૨૨ મીંઢળ અને કડુ એ બંને ઔષધો સરખે ભાગે લઈ તેને દૂધની અંદર વાટી જરા ગરમ કર્યાં પછી તેનો દૂટી પર લેપ કરવાથી પેટમાં શૂળ અને પેટપીડ મટે છે.

૨૩. જવને બાળી તેની કાળી રાખ બનાવી તે રાખને તલના તેલમાં મેળવી કોઈ પણ રીતે બળેલા શરીરના ભાગ ઉપર ચોપડવાથી ચાંદા રૂઝાય છે, અને આરામ પણ થાય છે.

૨૪. ભૂરા કોળાનો રસ તોલો એક સવારે તથા તોલો એક સાંજે, મધ તોલા ા સાથે મેળવી પીવાથી મગજના દરેક જાતના રોગો મટે છે તથા ઘેલછા પણ સુધારે છે.

૨૫. બીલીનાં પાન બાફી તેને દુઃખતા ભાગ ઉપર એરંડિયું લગાડી બાંધી દેવાથી આરામ થાય છે.

૨૬. લીંબુનો રસ લેવાથી અગર જમતી વખતે અનાજ સાથે નીચોવી ખાવાથી, વાયુના રોગો મટે છે. ખાધેલું પાચન કરી રૂચિ કરે છે.

૨૭. હરસિંગાની બીજ તોલો ૧ અને મરી તોલો ૦।, પાણી સાથે ઘૂંટી પાવલીભારની ગોળીઓ વાળી, દરરોજ એક ગોળી ખાવાથી દરેક પ્રકારના હરસ મટાડે છે.

૨૮ ગરમાળાનાં પાતરાનો રસ ટીપાં ૧૦ ગોળમાં મેળવીને આપવાથી હરસ મટાડે છે.

૨૯. ત્રીકટુ, નાગકેશર, હળદર, ઈંદ્રજવ સર્વે સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૦। તોલો ગરમ પાણી સાથે પીવાથી તાવ, નળબંધ, વાયુ, શ્વાસ વગેરે દર્દો મટાડે છે.

૩૦ ઝેરી નારિયેળ (કોપરૂં) વાલ ૨, હરબેદલ વાલ ૩ અને કપૂર વાલ ૧ એ ત્રણેને આદૂના રસમાં પાવાથી કોલેરા મટે છે.

૩૧ આંબાહળદર અને સિંધવ બારીક વાટી ગરમ પાણી સાથે ફાકવું જેથી કૃમિરોગ મટે છે.

૩૨. જેઠીમધનાં મૂળ ખાંડી મધમાં આપવાથી ગરમીની ઉધરસ-વાળાને તરતજ લાભ દેખાય છે.

૩૩. દ્રાક્ષ તોલો ૧, સાકર તોલો એક અને મધ તોલો એક એ સર્વેને એકત્ર કરીને ચાટવાથી પિત્તની ખાંસી મટે છે.

૩૪. લીંડીપીપર ગરમ દૂધ સાથે પીવાથી સ્વરભંગ મટે છે.

૩૫. વડનું દૂધ અને હળદરનું ચૂર્ણ એકત્ર કરી ચોળવાથી ખીલ અને કરોળિયા તેમજ ડાઘા જલદી મટે છે.

૩૬. વડના દૂધમાં ખૂબ ભીજવેલી પટી મારવાથી જૂના ગુમડાના ઘા જલદી રૂઝાય છે.

૩૭. આકડાના દૂધનો લેપ કરવાથી વાળો બહાર નીકળી જાય છે.

૩૮. ગાયનાં છાણના રસમાં નાની પીપર ઘસીને અંજન કરવાથી રતાંધળાપણું મટી જાય છે.

૩૯. ત્રિફળાનું ચૂર્ણ ઘી અને સાકરમાં કેટલાક દિવસ ચાટવાથી આંખોના રોગ મટે છે.

૪૦ મેટનું ચૂર્ણ વાલ ૧, મુખડના ઘસારામાં સવાર સાંજ બે વખત આપવાથી રક્તપ્રદર મટે છે. ખોરાક સાત્વીક રાખવો.



# જીવનસખીને



પ્રત્યેક જીવનસખીએ સૌ પ્રથમ સાચી ગૃહિણી બનવું જોઇએ. એ માટે એણે આજ્ઞાંકિત અને વિનયી બનવું જોઇએ, આ ઉપરાંત ગૃહસંભાળ, બચ્ચાંઓની સંભાળ, વાળની સંભાળ, દાંતોની સંભાળ, નેત્રોની સંભાળ, કાન–નાકની સંભાળ વગેરે અંગે પાળવા જેવી આજ્ઞાઓ અને અનુસરવા જેવી સૂચનાઓ નીચે મુજબ છે:—

## સ્ત્રીનું આરોગ્ય સાચવવાની દશ સૂચનાઓ.

(૧) શરીરને સારૂં રાખવા માટે કસરતની જરૂર છે. ગૃહકામ એ પણ કસરત છે. લુગડાં ધોવાં, પોતાના ઘરને ઝાડીઝૂડી બરાબર સાફ કરવું, રસોઈ કરવી, પાણી ભરવું એ સર્વે કસરતોથી શરીર સારું રહે છે.

(૨) સ્ત્રીઓએ ખુલ્લી હવાનો દરરોજ એકથી બે કલાક લાભ લેવો જોઈએ. ઘરમાં ગોંધાઈ રહેવાથી હવાનો લાભ મળતો નથી.

(૩) સૂર્યસ્નાનનો પણ લાભ લેવો જોઇએ; આથી શરીરમાં ગરમાશ અને લોહીમાં રાતા પરમાણુઓ વધે છે.

(૪) ખાવામાં મિતાહારી બનવું જોઈએ. પોતાના ઉદરની શક્તિ જોઈ ખાવું. વધારે ક્યારે પણ ખાવું નહિ.

(૫) ખારાં, ખાટાં, તીખાં, વાસી, ગંધાતાં, સડેલાં ભોજનો કરવાં જોઇએ નહિ. ભજિયાં, કચોરી, મેંદાના લોટના બનાવેલા ખોરાકના પદાર્થોનો સ્ત્રીઓએ વાજબી ઉપયોગ કરવો—જેમ બને તેમ ઓછો ઉપયોગ કરવો.

(૬) સ્ત્રીઓએ ખૂબ ચાવીને ખાવું. ખાવાને ભલે સમય લાગે પણ ધીમે ચાવીને ખાવું.

(૭) સ્ત્રીઓએ ખૂબ ચોળીને સ્નાન કરવું. ટુવાલથી અંગો પણ ઘસીને લૂછી નાંખવાં. સવારના વહેલાં ઊઠીને સ્નાન કરી લેવું.

(૮) સ્ત્રીઓએ સ્વચ્છ, સાદાં અને ટકાઉ વસ્ત્રો પહેરવાં. પોતાના શરીરને શોભાવવા સારાં વસ્ત્રો, ઋતુને અનુકૂળ રહી કલામય રીતે પહેરવાં.

(૯) ચ્હા, કૉફી અને બીજાં પીણાં પીવાં નહિ. દૂધ, છાશ વિગેરે નિર્દોષ પીણાં પીવાં.

(૧૦) દીર્ઘશ્વાસ લેવાનો અભ્યાસ પાડવો. વહેલાં ઊઠતાં શીખવું. વહેલા સૂઈ જવું. બપોરના આરામ લેવો પણ નિદ્રા લેવી નહિ. હમેશાં આનંદમાં રહેવું. સુઘડ રહેવું. સ્વચ્છતા રાખવી. રોગ થાય તો તેનો ઉપાય તુરત કરવો.

## સ્ત્રીઓને પોતાના ગૃહસંભાળની દશ સૂચનાઓ.

(૧) સ્ત્રીઓએ, જે ઘરમાં હવા અને સૂર્યનો તડકો પૂરતા પ્રમાણમાં હોય તે ઘર ભાડે રાખવું.

(૨) ઘરને હમેશાં ખૂબ સાફ રાખવું. કચરો, ઝીણી ધૂળ સાફસૂફ કરી નાંખવી. ખૂણાઓમાં ધૂળ ભરાય છે એ પણ બરાબર સાફ કરવી. પોતાના રસોડામાં કાળાશ, કરોળિયાનાં જાળાં ન બાઝે તેની સંભાળ રાખવી. રસોડું દરરોજ સાફ રાખવું; એની ભીંતો પણ ચૂનાથી ધોળાવવી.

(૩) નાવણી સાફ રાખી એમાં ચીકાશ થવા દેવી નહિ. ભંડારમાં ઉંદરો દર ન કરે તે માટે તકેદારી રાખવી. બધાં ધાન, રસકસ સાફ રખાવવાં; એમાં જીવજંતુ ન પડે એવી વ્યવસ્થા રાખવી.

(૪) ગાદલાં, ગોદડાં, ઓછાડોને ઉનાળામાં તડકે નાંખી સૂકવવાં. ઓછાડો દર અઠવાડિયે ધોવરાવવાં. પોતે વાસી વસ્ત્ર પહેરવું નહિ.

(૫) ઘરમાં મચ્છરોનો ઉપદ્રવ ન થાય તે માટે સ્વચ્છતા રાખવી. પાણીનું ખાબોચિયું થવા દેવું નહિ. બનતા સુધી કુટુંબીઓ માટે મચ્છરદાની વાપરવી.

(૬) ઘરમાં કોઈ ચીજ ઉઘાડી મૂકવી નહિ. પાણીનાં માટલાં પણ બરાબર ઢાંકવાં. માખીઓનો ઉપદ્રવ વધે એવી બગેરાઈ કરવી નહિ.

( ૭ ) વાસણો બધાં ખૂબ સ્વચ્છ રાખવાં. બહારથી ચળકતાં હોય પણ અંદર બરાબર સારાં ન હોય તો તે આરોગ્ય બગાડે છે. અંદર પણ સર્વ વાસણો સાફ રાખવાં. વાસણો સર્વ વ્યવસ્થાસર ગોઠવીને મૂકવાં. પાણિયારા ઉપર અભરાઈ બનાવી વાસણો સુવ્યવસ્થિત રીતે રાખવાં.

( ૮ ) પાણી બરાબર ગાળીને જ માટલાંમાં ભરવું. તેના ઉપર નીલું કપડું વીંટાળી મૂકવું. ચોમાસામાં નવું પાણી આવે ત્યારે પાણીને ગરમ કરી, ઠંડુ કરીને જ વાપરવું. ગોળા, મટકાં વગેરે બરાબર સાફ કરવાં. વાસણો તૂટે કે તરત સમારી લેવાં.

( ૯ ) બારી, બારણાંઓ, ફર્નિચર ઉપરનો કચરો, ડાઘા વારંવાર કપડાથી સાફ કરી નાંખવાં.

( ૧૦ ) મેલાં વસ્ત્રો પહેરવાં નહિ. ફાટેલાં વસ્ત્રો પણ પહેરવાં નહિ. પરંતુ તેને સાંધી લેવા પછી જ ઉપયોગમાં લેવાં.



સ્ત્રીઓએ દરરોજ માથાના વાળ સારી રીતે ઓળવા.



તેલ નાંખી કલાયુક્ત
અંબોડો બાંધવો.



અંબોડામાં ફૂલ રાખવું. સૌંદર્યનું જતન કરવું.

## વાળની સંભાળ રાખવાની પાંચ સૂચનાઓ.

( ૧ ) સ્ત્રીઓએ દરરોજ માથાના કેશોને કાંસકીથી સાફ કરવાં. તેલ નાંખી કલાયુક્ત અંબોડા બાંધવો.

( ૨ ) બહુ સુગંધી અને હલકી જાતના તેલો વાપરવાં નહિ. પરંતુ ધુપેલ જેવા દેશી તેલનો ઉપયોગ કરવો.

( ૩ ) કેશોને દર ત્રણચાર દિવસના આંતરે ખૂબ ધોઈને સાફ કરવા. એમાં મેલ રહેવા દેવો નહિ. ખારો, અરીઠાથી ધોવાથી વાળ કોમળ રહે છે. સાબુ કોમળતા બરાબર સાચવતા નથી. હલકા સાબુ તો કયારે પણ વાપરવા જ નહિ.

( ૪ ) માથામાં વાળ સારી રીતે ઓળી પછી કલાયુક્ત અંબોડા વાળીને એમાં ફૂલ રાખવું.

( ૫ ) માથામાં જૂ, લીખો અને જીવો ન પડે તે માટે સંભાળ રાખવી. કદાચ પડે તો સ્વચ્છતા રાખી એને દૂર કરવાં.

## દાંતની સંભાળ રાખવાની દશ આજ્ઞાઓ.

( ૧ ) સવારના વહેલા ઊઠીને દાતણ કરી મોઢું સાફ કરવું. રાત્રે પણ દાતણ કરવું. મોઢામાં બરાબર કોગળા કરીને દાંત સાફ રાખવા.

( ૨ ) કાંઈપણ પદાર્થ, દૂધ કે બીજાં કોઈ પીણાં પીધા પછી કોગળા કરવા.

( ૩ ) ખોરાક ખાધા પછી ખૂબ કોગળા કરી દાંત સાફ રાખવા. ઘણા મોઢું બરાબર સાફ રાખતા નથી, તેથી અનેક રોગો થાય છે.

( ૪ ) દાતણ બરાબર કરી દાતણની ચીરીથી જીભ સ્વચ્છ કરવી. જીભ ઉપરની ઊલ બરાબર ન ઉતારવાથી જીભ મેલી રહે છે.

( ૫ ) દાંતની રેખો વચ્ચે ખોરાકી કે બીજા પદાર્થો ભરાઈ જાય તો કોગળા કરી કાઢવા; અથવા બહુજ સંભાળથી કોઈ નરમ વસ્તુથી કાઢી નાખી કોગળા કરવા. પણ દાંતખોતરણીનો ઉપયોગ કરવો નહિ.

( ૬ ) દાંતને માટે બજારૂ દંતમંજનો વાપરવાં નહિ. પરંતુ બદામના ફોતરાંને બાળી સીંધવ અને કપુર તથા માયુની ભૂકી ઉમેરી દંતમંજન કરી વાપરવું.

( ૭ ) દાંતની વચ્ચે પોલાણ હોય તો કોઈ સારા દંતવૈદ્ય પાસે ચાંદી ભરાવી લેવી. પોલાણ રહેવા દેવી નહિ.

( ૮ ) દાંત દુઃખતો હોય અને હાલતો હોય તો તે કઢાવી નાખવો.

( ૯ ) દાંતને બરાબર કામ આપવા માટે એનાથી રોટલા, ખાખરા જેવી સહેજ કઠણ વસ્તુ બહુ ચાવીને ખાવી. પરંતુ અતિ કઠણ વસ્તુ ચાવીને દાંતને ઈજા થાય તેવું કરવું નહિ.

(૧૦) દાંતનાં પેઢાં આંગળીથી દરરોજ ઘસવાં. પેઢાંમાંથી લોહી નીકળતું હોય કે પરુ નીકળતું હોય તો દંતવૈદ્યની સલાહ લેવી. દાંતનો પાયોરીઆ નામે રોગ અતિશય ખરાબ છે. એ પેટના અવયવોને બગાડે છે. બહુ ખારા, તીખા પદાર્થો ખાવાથી દાંત બગડે છે.

## નેત્રની સંભાળ માટે દશ સૂચનાઓ.

(૧) નેત્રરત્નોની સંભાળ એ સર્વ માટે અત્યંત આવશ્યક છે. એને માટે સાદું સ્વચ્છ પાણી આંખો ઉપર છાંટવું; આથી આંખો સ્વચ્છ રહે છે. દરરોજ ઊઠતી વખતે સવારે, બપોરે અને રાત્રે એમ ત્રણ વખત પાણી છાંટવું.

(૨) હરડાં, બહેડાં અને આંમળાંના ભૂકકાને પાણીમાં પલાળીને આંખો ઉપર છાંટવું; એથી આંખોનું તેજ વધે છે. એક દુહો:—

**આંખે ત્રિફળાં, દાંતે લૂણ, પેટ ન ભરીશ ચારે ખૂણ,**
**ડાબુ અંગ દબાવી સૂવે, જમ ન આવે તેને ઘરે.**

(૩) આંખોમાં ખાખરાનો અર્ક આંજવો. એથી પણ આંખો સ્વચ્છ રહે છે.

(૪) બહુ ઝીણા અક્ષરો, ઝીણું ભરત આંખોથી કરવું નહિ. આંખોને પરિશ્રમ પડે અને આંખો કંટાળે એવું કામ કરવું નહિ.

( ૫ ) આંખોની કસરતો કરવી. પાંચવાર ડાબી બાજુ, પાંચવાર જમણી બાજુ જોવું; પાંચવાર ઊંચી, પાંચવાર નીચી, પાંચવાર આડી, પાંચવાર ગોળ એમ આંખની નિયમિત કસરત કરવાથી આંખો સુધરે છે.

( ૬ ) આખોમાં કસ્તર કે કચરો પડે તો પાણીની ધીમી ઝાપટો મારી સાફ કરવી અથવા બીજી આંખ ચોળવી. પણ જે આંખમાં કસ્તર પડ્યું હોય તે કદી પણ ચોળવી નહિ.

( ૭ ) આપણા યોગશાસ્ત્રમાં આંખોનું ત્રાટક કરવા કહ્યું છે. એક સ્થૂલ વસ્તુ ઉપર આંખ ઠેરવવી એટલે સ્થિર દ્રષ્ટિ રાખવી. પછી સૂક્ષ્મ વસ્તુ ઉપર આંખ ઠેરવવાનો અભ્યાસ ધીમે ધીમે વધારવો એને ત્રાટક કહે છે. આનો પા કલાક અભ્યાસ કરવાથી આંખની શક્તિ વધે છે.

( ૮ ) લીલી વસ્તુ–વનસ્પતિનાં લીલાં પાન ઉપર આંખ સ્થિર કરી જોવું.

( ૯ ) લીલા ઘાસ ઉપર ઉઘાડે પગે ચાલવું. સૂર્યના પ્રચંડ તાપમાં આંખો બગડે છે. માથું તપવાથી પણ આંખો બગડે છે. ચોપડી વાંચતાં આંખ ઉપર બત્તીનું તેજ ન પડે તે ધ્યાનમાં રાખવું.

( ૧૦ ) ખરાબ ખોરાકથી, અનિયમિત જીવનથી, વધારે પ્રમાણમાં સિનેમાઓ જોવાથી, મગજનું કામ વધારે પ્રમાણમાં કરવાથી આંખો બગડે છે. ઉજાગરા કરવાથી પણ આંખો બગડે છે. અતિ ક્રોધ કરવાથી પણ આંખો બગડે છે. રાત્રિના સમયનું વધારે પ્રમાણમાં વાંચન આંખોને બગાડે છે.

## કાન, નાકની સંભાળની દશ સૂચનાઓ.

(૧) નાકથી શ્વાસોચ્છ્વાસ લેવાય છે. નાકથી પ્રાણવાયુ લઈ શરીરના બગડેલા વાયુને બહાર કાઢવાની ક્રિયા થાય છે. ફેફસાંને અનુકૂળ હવાવાળું ગરમાશવાળું રાખવાનું કામ પણ નાક કરે છે.

(૨) ફેફસાં માટે નાક હવા લઈ કચરો ફેંકી દે છે. નાકની સંભાળ બરાબર રાખવી.

(૩) નાકમાં હમેશાં તેલનાં ટીપાં નાંખી એની ચામડી કોમળ રાખવી. નાકમાં ટકના ગાંઠા આંગળીથી નહિ કાઢતાં તેલ લગાવી કાઢવાં.

(૩) કપાળમાં ચોટ લાગવાથી, અતિ ઉજાગરાથી, ખરાબ ગંદા પાણીના ઉપયોગથી, નાક બગડે છે. નાકમાંથી ઘણી વખત લોહી વહે છે. મળમૂત્રનો વેગ રોકવાથી, ગુસ્સે થવાથી. બહુ લમણાઝીક કરવાથી પણ નાકના રોગો થાય છે. નાકમાંથી લોહી પડે તો ઠંડા પાણીમાં બોળી નીચોવેલું કપડું તાળવા ઉપર મૂકવું. એને સુકાવા દેવું નહિ.

(૪) નાકનો મોટામાં મોટો પણ સામાન્ય રોગ સળેખમ અથવા શરદી છે. શરદી એ પ્રકૃતિનો રોગ છે. પણ એ વધારે વખત ટકવો જોઇએ નહિ. આરામ, ઉપવાસ, પેટ સાફ, તાજી હવા, ગરમ રાબ, ગરમ ચાહ વગેરે શરદીના ઉપાયો છે. શરદી એ રોગોની માતા છે. નિયમિત કસરત, સ્વચ્છ હવા, પૂરતી ઊંઘ, સાત્ત્વિક ખોરાક અને પવિત્ર જીવનથી શરદી થતી નથી.

( ૫ ) કાન પણ અતિ સૂક્ષ્મ અવયવ છે. એની સંભાળ પણ બહુ ધ્યાનથી રાખવી જોઈએ. આપણી સાંભળવાની ક્રિયા કાનો દ્વારા થાય છે. કાનની અંદર અને બહાર, ભીંજાવેલા વસ્ત્રથી સહેજ નરમ હાથે ઘસી સાફ રાખવું જોઈએ.

( ૬ ) કાનની સંભાળ ન લઈએ તો બહેરાપણું આવે છે. ઘણી વખત કાનમાંથી રસી વહે છે. કાનમાં ચસકા આવે છે. કાનમાં મેલ ભરાય છે. કાનમાં સરસિયા તેલનાં ટીપાં ઉપયોગી છે.

( ૭ ) કાનમાં કચરો ભરાય છે તે કાઢવાને માટે કાંઈ કઠણ પદાર્થનો ઉપયોગ કરવો નહિ. કાનમાં આંગળી પણ નાંખી જોસથી હલાવવી નહિ. કપડું નાખીને મેલ કાઢવો નહિ. પરંતુ તેલનાં ટીપાં નાખવાથી પોતાની મેળે મેલ નીકળી જશે.

( ૮ ) ઘણાં શિક્ષકો કે શિક્ષિકાઓ વિદ્યાર્થીના કાન જોસથી આમળે છે પરંતુ તે રીત ખોટી છે. આથી નુકશાન થાય છે. કાનના યંત્રો ખૂબ નાજુક છે. એમાં તરત ઈજા થાય છે. સ્ત્રીઓએ પણ બાળકોના કાનો મરોડવા જોઈએ નહિ.

( ૯ ) કાનમાં પાણી ભરાવાથી કાન પાકે છે. બહુ ખંજવાળવાથી કાનના પડદાને નુકશાન થાય છે. કાનના દુઃખાવા ઉપર આદુંનો રસ, મધ, સિંધવ અને સરસવનું તેલ એકત્ર કરીને ઉકાળીને કાનમાં ટીપાં નાખવાં.

( ૧૦ ) કાનમાંથી પરુ વહે તો બદામનું તેલ કાનમાં નાખવું. કાન, આંખ, દાંત એ સર્વેનો મગજ સાથે સંબંધ છે. નબળા મગજવાળાને આ રોગો દુઃખ આપે છે.

## ગળું, નખ, પગ, ચામડીની સંભાળની દશ સૂચનાઓ.

( ૧ ) સ્ત્રીઓએ પોતાના ગળાની સંભાળ રાખવી જોઈએ. ગળાના ઘણા રોગો ખાટાં, તીખાં, ગરમ અપથ્ય પદાર્થોના સેવનથી થાય છે. બહુ ઉતાવળે ખાનારને પણ ગળાના રોગો થાય છે. ઘણાનો ગળાનો કાકડો સૂજી આવે છે; માટે સાત્વિક ખોરાકજ ખાવો.

( ૨ ) ગરમ પદાર્થ ખાવાથી ગળું બળે છે. એ સમયે મીઠાના કોગળા ઉપયોગી છે. અજીર્ણથી પણ ગળું બળે છે. એ સમયે અપવાસ ફાયદો કરે છે. ગ્લીસરાઈન પણ ફાયદો કરે છે. ગળું સૂજે છે ત્યારે પણ ગ્લીસરાઈન લગાડાય છે. ગળામાં ઉધરસને લીધે દુઃખાવો હોય તો દૂધમાં આદુંની બે કરચ, થોડું કેસર અને બે ચપટી હળદર નાખી પી જવું.

( ૩ ) પગમાં અનેક સાદા રોગ થાય છે. સ્ત્રીઓ બનતા સુધી પગોમાં બૂટ પહેરતી નથી. હવે ચંપલો પહેરે છે. ઉઘાડે પગે ફરવાથી શિયાળામાં પગ ફાટે છે. તેના ઉપર ગ્લીસરાઈન કે કોકમનું તેલ લગાડવું.

( ૪ ) પગમાં બળતરા થતી હોય તો માખણ કે ઘી ઘસવું.

( ૫ ) પાણીમાં ઉઘાડે પગે સ્ત્રીઓ બહુ ફરે છે; આથી શરદી થાય છે. એજ વખતે પગ બરાબર લૂછી નાખવાથી શરદી થતી નથી. ભીના પગો ઉપર પવન લાગે તો શરદી થાય.

( ૬ ) ગામડાની સ્ત્રીઓના પગમાં કાંટારખાં ન પહેરવાથી કાંટા વાગે છે. એ કાંટા કાઢતી નથી તો પગમાં કપાસી થાય છે, જે મટવા મુશ્કેલ છે.

( ૭ ) ઉંચી એડીવાળા બૂટ સુધરેલી સ્ત્રીઓ પહેરે છે. પરંતુ તે આરોગ્યવર્ધક નથી.

( ૮ ) આંગળીઓના રક્ષણ માટે નખ હોય છે. નખ વધી જવાથી બીજા અંગોમાં જખમ કરે છે. નખથી કરાયલા જખમો ઝેરી કહેવાય છે. વધેલ નખોવાળી સ્ત્રી ફૂવડ કહેવાય છે. નખો વધે છે તો તેમાં મેલ ભરાઈ આંગળાં પાકે છે; અથવા ભોજન સમયે મેલ પેટમાં જાય છે.

( ૯ ) નખને દાંતથી કરડી કાપવા નહિ, પણ નખ કાપવાના યંત્રથી કાપવા. એ બહુ સસ્તું છે. નખ આડાઅવળા કપાય તો બહુ તકલીફ આપે છે અને પાકે છે.

( ૧૦) ચામડીની સ્વચ્છતા રાખવાની ખૂબ જરૂર છે. ચામડીને સ્વચ્છ રાખવા માટે ધીમે હાથે કે નરમ કપડાથી પુષ્કળ ઘસવી જોઈએ. એને ઘર્ષણસ્નાન કહે છે. શરીરમાંથી પરસેવો નીકળે છે તે ઉપર બહારની રજ બાઝે છે, એટલે મેલ બંધાય છે. એ મેલ સાબુ કે ઘર્ષણસ્નાનથી દૂર કરવામાં આવતો નથી તો ખસ, દાદર વગેરે થાય છે. ચામડીના છિદ્રોમાંથી મેલ દૂર કરી એને સ્વચ્છ રાખવી, એથી આરોગ્ય સારૂં રહે છે. ચામડી ઉપર શિયાળામાં તેલ માલિસ કરવું જોઇએ.

## સ્ત્રીઓના વિનયની દશ સૂચનાઓ.

(૧) સાસુ સસરાની ખૂબ મર્યાદા સાચવવી. એમની સેવા કરવી, એમનો ખોટો ઠપકો પણ સહન કરવો. એમને પ્રસન્ન રાખવા આત્મભોગ આપવો.

(૨) પતિ પ્રત્યે ખૂબ પ્રેમ રાખવો. પોતે એના સુખ-દુઃખની ભાગિયણ છે. પતિને પ્રસન્ન રાખવો, તેની સેવા કરવી, એની સાથે માધુર્યથી બોલવું અને વર્તવું. હમેશાં પતિના દુઃખના સમયમાં એને દરેક પ્રકારની મદદ અને સહાનુભૂતિ આપવી.

(૩) જેઠ જેઠાણીને, સાસુ સસરા જેટલો જ આદર આપવો. એમનો મધુર વાણી અને પ્રેમથી સત્કાર કરવો. એમની સાથે સંપથી રહેવું.

(૪) દિયર–દેરાણીને પોતાના નાના ભાઈ–બ્હેન જેવાં માનવાં. એમના ઉપર વાત્સલ્યભાવ રાખવો. એમના દોષો માફ કરવા.

(૫) નોકર ચાકરો સાથે શિસ્ત સાથે સ્નેહથી વર્તવું. એમના વિષે પક્ષપાત રાખવો નહિ. એમના ઉપર દયા રાખવી. આફત પડે તો એમને મદદ આપવી.

(૬) આડોશી પાડોશીઓ સાથે વિવેક અને માધુર્યથી વર્તવું. એમના કજિયા અને ગૃહકંકાસમાં સહકાર દેવો નહિ. પાડોશીઓ સાથે કૂથલી કરવી નહિ. પાડોશીઓનું પોતાથી બને તે કામ કરી આપવું.

(૭) ગરીબો ઉપર દયા રાખવી. એમને પોતાની શક્તિ મુજબ વસ્ત્રો અને અનાજનાં દાન આપવાં. એમને પોતાનાથી બનતી સેવા આપવી.

(૮) સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર વિશાળ છે. એમણે પોતાનો ફુરસદનો સમય સારા પુસ્તકોનું વાંચન, સ્ત્રીઓમાં અક્ષરજ્ઞાનનો ફેલાવો, વહેમો અને અજ્ઞાનતા ઘટાડવા માટે વાપરવો.

(૯) અંધશ્રદ્ધા, ડરપોકપણું રાખવાં નહિ. પોતાના સ્વત્ત્વમાં વિશ્વાસ રાખી નિર્ભયતા કેળવવી. તમાકુ દાંતે ઘસવાનું અને સુંઘવાનું વ્યસન રાખવું નહિ. માટી, કોલસા ખાવાની ટેવ રાખવી નહિ. રોગો છુપાવવા નહિ પણ તરત ઉપાય કરવા જોઈએ.

(૧૦) પોતાના હૃદયના ઉચ્ચ ગુણોની ચારે તરફ સુવાસ ફેલાવવી. બનતા સુધી મન, વચન, કાર્યથી કોઈને દુભાવવું નહિ. ઘરને, શરીરને અને મનને સ્વચ્છ રાખવાં. કોઈના તરફ દોષ-દૃષ્ટિથી જોવું નહિ. સત્ય બોલવું, સત્ય આચરવું. દંભીલા થવું નહિ. ક્રોધ ઉપર અંકુશ મૂકવો.

## સ્ત્રીઓના કાર્યક્ષેત્રની દશ સૂચનાઓ.

(૧) સ્ત્રીઓએ પોતાના ઘરને સ્વર્ગ સમાન સુખી અને પવિત્ર વાતાવરણવાળું બનાવવું. એમણે કદી પણ ઘરમાં અંદાઝ અચોક ખાઈ પ્રવેશ કરવા દેવી નહિ.

(૨) એમણે સ્વદેશી વસ્ત્રો ધારણ કરવાં, સ્વદેશી વસ્તુઓ ખરીદવી, સ્વદેશીના પ્રચાર માટે પ્રયત્નો કરવા.

( ૩ ) સ્ત્રીઓએ વિદ્યા ભણી, ઉચ્ચ સંસ્કૃતિને કેળવવી. વિદ્યા માત્ર સ્કુલમાં મેળવવી નહિ, પરંતુ આખા જીવન દરમ્યાન વિદ્યાનો વ્યાસંગ રાખવો. પોતાની આસપાસ સુંદર કળા અને સંસ્કૃતિનું વાતાવરણ ઊભું કરવું.

( ૪ ) સાધારણ સામાન્ય સ્ત્રીઓ માટે ગૃહકાર્ય, બાળ બચ્ચાંઓની સંભાળ અને કુટુંબીઓની સેવા એ ઉત્તમ કાર્ય છે. પરંતુ જે સ્ત્રીઓ જાહેર કામ માટેની તાલીમ, ફુરસદ અને અભ્યાસ ધરાવતી હોય તેમણે જાહેરનું કાર્ય ઉપાડી લેવું.

( ૫ ) કોંગ્રેસના કાર્યકર્તાઓ સાથે સ્ત્રીઓને કાર્ય માટે મોટું ક્ષેત્ર છે. જાહેર જીવનમાં ભાગ લેવા માટે કોંગ્રેસની સીડી સ્ત્રીઓને માટે સુંદર પ્રગતિશીલ ક્ષેત્ર છે.

( ૬ ) ગૃહકામ સાથે કોઇપણ ગૃહઉદ્યોગ પણ સ્ત્રીઓએ શીખવો જોઇએ. વેતરણ, શીવણ, કાંતણ, વણાટકામ અને બીજો કોઇપણ ઉદ્યોગ શીખી લેવો જોઇએ.

( ૭ ) જાહેર જીવનમાં પણ પક્ષાપક્ષીમાં ઊતરવું જોઇએ નહિ.

( ૮ ) કોઇપણ વાડા અથવા સંપ્રદાયથી પર રહીને ઇશ્વર-ભક્તિ કરવી. કોઇની નિંદા કરવી નહિ, પરંતું શુદ્ધ સત્યમાર્ગે ગમન કરવું.

( ૯ ) પોતાના બાળકોના ઊછેરમાં સંપૂર્ણ ધ્યાન દેવું. ભવિષ્યમાં એમને દેશભક્ત, પ્રજાભક્ત અને ઉચ્ચ સંસ્કૃતિવાળાં બનાવવાં.

(૧૦) સ્ત્રીઓએ થોડું કામ કરવું પણ સારૂં કરવું. બોલવા કરતાં કરી બતાવવા ઉપર ધ્યાન રાખવું. સાદાઇ અને શીલને જીવનમાં ઉતારવાં. કોઇપણ પ્રમાણિક ધંધો કરવામાં શરમિંદા થવું નહિ.

## સ્ત્રીઓ માટે કરકસરની દશ સૂચનાઓ.

(૧) સ્ત્રીઓએ હમેશાં સાદાઇ રાખવી. પોતાના ઘરને, બાળકોને અને પોતાના શરીરને સાદાઇ અને સુઘડતાની તાલીમ આપવી.

(૨) ઊંચાં કિંમતી વસ્ત્રોના ઢગલા પણ સ્ત્રીઓને સંતોષ આપતા નથી. એમની પેટીઓ અને કબાટોજ ઊંચાં વસ્ત્રો પહેરે છે. એક કિંમતી વસ્ત્ર લીધું એટલે બીજા માટે મન થાય છે. પહેરવાથી બગડવાની બીકથી એનો ઉપયોગ બહુ થોડોજ થાય છે.

(૩) હીરામોતીના અલંકારો ફેશનમાં આવી સ્ત્રીઓ કરાવે છે. એમને એનો રસ દિનપ્રતિદિન વધતોજ જાય છે. જૂના અલંકારો તોડાવી નવી નવી ફેશનોના કરાવે છે. સ્ત્રીઓને અલંકારો કરાવવાનો શોખ રોગની પેઠે પીડે છે. એમાં એ પતિના પૈસાનું પાણી કરે છે.

(૪) સમજુ સ્ત્રીએ પતિની કમાણીના પૈસાનો સદુપયોગ કરવો જોઈએ. ઘરરખ્ખુ અને કરકસરપણાના ગુણથી એણે ખોટા ખરચાને કદી પણ ઉત્તેજન આપવું જોઈએ નહિ.

( ૫ ) સમજુ સ્ત્રીએ પોતાના ઘરખરચનું માસિક બજેટ બનાવી તે મુજબ જ ખર્ચ કરવું જોઈએ. બજેટ પ્રમાણેજ ખર્ચ રાખવું જોઈએ. કરકસર પણ પ્રતિષ્ઠા અને વિવેક પ્રમાણે કરવી.

( ૬ ) પતિની કમાણીની ખજાનચી સ્ત્રી છે. એણે અતિથિસેવા, ગરીબસેવા, સ્ત્રીસેવામાં અને બાળકોની સેવામાં થોડું ધન વાપરવું. પોતાની આવકનો દશ ટકા ભાગ ભવિષ્યના વૃદ્ધત્વના માટે રિઝર્વ રાખવો. દશ ટકા ભાગ બાળકોના વધારે અભ્યાસ અને વિવાહાદિક ખર્ચ માટે રાખવો.

( ૭ ) વિવાહના ખર્ચામાં સન્નારીએ ખોટી પ્રતિષ્ઠા પાછળ દોડવું નહિ, પરંતુ વિવેકથી ખર્ચ કરવો. પ્રેતભોજન, બ્રહ્મભોજન એ સમયને અનુકૂળ પ્રસંગો નથી. બીજા વ્યવહારિક કામોમાં પ્રતિષ્ઠાના ખોટા મોહમાં તણાઇ ખર્ચા કરવા નહિ.

( ૮ ) ઘરમાં સાદાઈ રાખવી. જોઈએ તે કરતાં વધારે ફર્નિચર વસાવવું નહિ. ગાડીઘોડા પણ દેખાવ માટે નહિ પણ ઉપયોગ પૂરતાં રાખવાં. નોકરો પણ ઉપયોગ પૂરતા રાખવા.

( ૯ ) ઘર પણ ઉપયોગિતાની દૃષ્ટિથી બંધાવવું. બાળકોનો ઉછેર પણ ખોટા પૈસા ખર્ચી લાડથી કરવો નહિ.

( ૧૦ ) અંધશ્રદ્ધાના કાર્યોમાં સન્નારીએ પૈસા આપવા નહિ. દરેક કાર્યમાં વિવેકથી વિચારીને પૈસા ખર્ચવા જોઈએ. પણ અપાત્રે દાન કરવું નહિ. યાત્રા અને મંદિરોમાં પણ પૈસાનો વ્યય સુંદર હોય તોજ આપવા.

# માતાપિતાએ પોતાના બાળકોને સમજાવવાની પચીશ સૂચનાઓ.

(૧) તમે અને બાળકો રોજ વહેલાં ઊઠો. સૂર્યોદય પહેલાં ઊઠી ૦ા કલાક પણ ખુલ્લી હવામાં કસરત કરો.

(૨) ઊઠતાં વેંતજ મોઢું સાફ કરી એક કે બે પ્યાલા પાણી પી જાઓ. પછી પાયખાને જઇ, દાતણથી દાંતને ધીમે ધીમે ઘસો. દાતણની ચીરીઓથી જીભ ઉપરથી ઊલ ઉતારતાં છોકરાંઓને શીખવો.

(૩) છોકરાંઓને ટાઢે પાણીએ નાહવાનું શીખવાડો. ટાઢે પાણીએ મસળીને કેવી રીતે નાહવું તે એમને શીખવો. સાબુનો દુરૂપયોગ ન કરે તે પણ શીખવો.

(૪) છોકરાંઓને પોતાનાં કપડાં પોતે ધોતાં શીખવો. આત્માશ્રયી બનાવો.

(૫) છોકરાંઓને નાહી અંગો કેમ લૂછવાં તે શીખવો. બરાબર ધીમે હાથે ઘસીને સૂકાં બનાવેલાં અંગોમાં લોહીનું સ્ફુરણ સારી રીતે થઈ શકે છે.

(૬) છોકરાંઓને પાણીમાં તરતાં શીખવો. એ સુંદર કસરત છે. દોડતાં પણ શીખવો.

(૭) છોકરાંઓને નાહવા પહેલાં સરસિયું કે મીઠા તેલનું માલિસ પોતાને હાથે કરતાં શીખવો. તે પછી ખૂબ ઘસીને નાહવું. નાહવા પછી શરીરને ટુવાલથી ઘસતાં શીખવવું.

( ૮ ) નાહવામાં પહેલા ટાઢા પાણીથી માથું ભીન્જાવવું, પછી ડૂંટી, ગુદા, જનનેન્દ્રિય અને તેની પાસેના ભાગોમાંથી મેલ કેવી રીતે કાઢી નાખવો તે શીખવવું.

( ૯ ) છોકરાંઓને સ્નાન કર્યા પછી સૂર્યને અર્ઘ્ય આપતાં અને પરમાત્માની સ્તુતિના શ્લોકો બોલતાં તમે શીખવજો.

( ૧૦ ) બજારમાં વેચાતા હલકા તેલો માથામાં નાંખી વાળો બગાડવા નહિ, એ પણ બાળકોને શીખવજો. બજારના સેન્ટો, અત્તરોનો ઉપયોગ હિતાવહ નથી.

( ૧૧ ) બાળકોને બજારની રાંધેલી ખોરાકની ચાજો ખાવાની ટેવ ન પડે તે ધ્યાનમાં રાખજો. વાસી પૂરી, ભજીઆં, પકોડી, મીઠાઈઓ, આંબલીવાળું બજારૂં બટાટાનું શાક, દહીંવડાં સર્વે વસ્તુઓ રોગનું મૂળ છે, એમ છોકરાંઓને શીખવજો.

( ૧૨ ) છોકરાઓ નિશાળે નિયમિત જાય, નિયમિત પાઠ કરે, નિયમિત રીતે કસરત કરે એ સૌ છોકરાંઓને શીખવજો. એમનું જીવન નિયમિત બનાવજો.

( ૧૩ ) છોકરાંઓ ખોટી રીતે ડરપોક ન બને અને નિડર, સશક્ત રહે તેવી રીતનો ઉછેર કરજો.

( ૧૪ ) છોકરાંઓ પોતાની ભૂલો નિખાલસતાથી કબૂલી લે એવી તાલીમ આપજો.

(૧૫) છોકરાંઓ રમતગમતનાં શોખીન થાય, સમય પ્રમાણે રમતગમતોમાં હોંશિયારી મેળવે તે શીખવજો.

(૧૬) છોકરાંઓને પોતાની વસ્તુઓ પોતે સાચવે, પોતાની ચોપડીઓ સ્વચ્છ અને પૂંઠાવાળી રાખે તે પણ શીખવવું જોઇએ.

(૧૭) છોકરાંઓને, મોઢે ચડાવવા નહિ. અંદરથી પ્રેમ રાખવો પણ બહારથી શિસ્ત રાખવું. બાળકોનું સુંદર પાલન કરવું પણ લાડ લડાવવાં નહિ. એમનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન કરવો.

(૧૮) બાળકોનાં અનુકૂળ સાહસને કદી પણ રોકવાં નહિ. વિદ્યા મેળવવાની જીજ્ઞાસાને ટેકો આપવો. દરેક કામ જાતે કરવાની ટેવ પડે તેમ કરવું.

(૧૯) બાળકોને સારાં સારાં પુસ્તકો આપી જ્ઞાનરૂપી યોગ્ય ખોરાક આપવો. પરંતુ ખરાબ નાટકો, સીનેમાઓના ગાયનો અને હલકી નોવેલો વાંચવા દેવી નહિ.

(૨૦) બાળકોને વિવેકથી જાતીયજ્ઞાન દેવું. જાતીય ભૂલોથી થતાં ગંભીર પરિણામો એમની પાસે મૂકવાં.

(૨૧) બાળકો સત્યનિષ્ઠ, મધુર વાણી બોલનારાં, વિનયી થાય તેવું ધ્યાન આપવું.

(૨૨) બાળકોને પોતાનાં કામો પોતેજ કરે તેવી ટેવ પાડવી. નોકરો ઉપર આધાર રાખતાં થાય નહિ તે જરૂરનું છે.

( ૨૩ ) બાળકોને સારાં ચારિત્રોનાં પુસ્તકો જરૂર વાંચવા દેવાં. મહાત્મા ગાંધીજી, જવાહરલાલ નેહરૂ, દેશબંધુ દાસ, સર પી. સી. રૅાય, રવિન્દ્રનાથ ટાગોરનાં જન્મચરિત્રો જરૂર વંચાવવાં.

( ૨૪ ) બાળકોનાં વિકાસ અને શિક્ષણ માટે તેમને પોતાની માનસયોજના મુજબ પ્રગતિ કરવા દેવી. એમના કામમાં જેમ બને તેમ ઓછું માથું મારવું. પરંતુ તેઓ જો નિયુક્ત માર્ગથી નીચા જાય તો ભયનો વાવટો એમના મુખ પાસે મૂકી દેવો.

( ૨૫ ) બાળકો માતપિતાનું સાચું ધન છે. દરેક બાળકને અકસ્માત કે માંદગી સમે કેવી રીતે વર્તવું તે શીખવવું જોઈએ. બીમારની સેવા પણ શીખવવી જોઈએ. એકાદ ગૃહઉદ્યોગ પણ શીખવવો જોઈએ. નાટક, સિનેમા, ચહા, કૅાફી અને ખરાબ સોબત ન કરે તે ખ્યાલમાં રાખવું જોઈએ.

## ગર્ભવતી સ્ત્રીઓ માટે સૂચનાઓ, પરંતુ બીજી સ્ત્રીઓએ પણ ગ્રહણ કરવી.

(૧) ગર્ભવતી સ્ત્રીએ બંધકોશ થવા દેવો ન જોઇએ. દરરોજ પાયખાનું સાફ આવે તેમ કરવું; ન આવે તો કાળી દ્રાક્ષ પલાળીને ખાવી, અથવા હીમજ તળીને ખાવી.

(૨) ગુદા ધોઇ સાફ રાખવા માટે વધારે પ્રમાણમાં પાણી પીવું.

(૩) બની શકે તેટલાં તાજાં ફળ અને શાકભાજી ખાવાં પણ તે તેલથી રાંધેલાં ન જોઇએ.

(૪) ભજીયાં, પકોડી, દહીંવડાં, બટાટાના તેલવાળાં શાકો, મીઠાઇઓ, ખાટાં, ખારાં તીખાં પદાર્થો, ચાહ, કૉફી, મેંદાના બનાવેલા ખોરાકો, અને ભારે ખોરાકો પાંચ માસના ગર્ભ પછી સ્ત્રીએ ખાવા નહિ.

(૫) રાતનું ભોજન દૂધ, ભાત કે કાંજીનું લેવું. રાત્રે સૂતા પહેલાં બેત્રણ કલાક આગળથી ભોજન લેવું.

(૬) દરરોજ તાજી ખુલ્લી હવામાં ફરવા નીકળવું. ઘરમાં ગોંધાઈ રહેવું નહિ.

(૭) કોઈ વજનદાર વસ્તુ ઉપાડવી નહિ. ઘરમાં સાદુ, બહુ મહેનત વગરનું કામ કરવું. નવરૂં બેસવું નહિ.

(૮) સારાં પુસ્તકો, જેનાથી ઉચ્ચ ચારિત્ર્ય ઘડાય તે વાંચવાં. ધાર્મિક પુસ્તકો ગીતા, રામકથા જરૂર વાંચવાં.

(૯) ઓરડાની બારીઓ ખુલ્લી રાખી સૂવું. ખુલ્લી હવાથી ડરવું નહિ. આઠ કલાકથી ઓછો આરામ લેવો નહિ.

(૧૦) કપડાં ઢીલાં પહેરવાં. તંગ કે કસેલાં કપડાં પહેરવાં નહિ. ઝાઝા દાદરા ઊતરવા ચડવા નહિ.

(૧૧) દરરોજ નાહવું અને છેલ્લા માસોમાં ગરમ પાણીથી સ્નાન કરવું. શરીરને ટુવાલથી સારી રીતે લૂછવું.

(૧૨) કદી ક્રોધ કરવો નહિ, રીસાવું નહિ. જોસથી હસવું નહિ. ઝડપી ચાલે ચાલવું નહિ. વજનદાર વસ્તુ ઊંચકવી નહિ.

(૧૩) સ્વચ્છતા અને સુઘડતા, પોતાનાં વસ્ત્રો, રહેણીકરણી, અને બોલવામાં રાખવી. સદા આનંદમાં રહેવું.

(૧૪) દાંતને ખૂબ સાફ રાખવા. કદી પણ મેલાશ કે પીળાશ થવા દેવી નહિ.

(૧૫) વહેલા સૂવું. વહેલા ઊઠવું. સવારના પ્રાર્થનામાં ચિત્ત પરોવવું. ભજનો ધીમે સાદે ગાવાં. સંગીત આવડતું હોય તો ધીમા હલકથી વાજિંત્ર સાથે ગાવું.

(૧૬) ચિંતાભરેલા પ્રસંગો આવે તો પરમાત્માના ભજનમાં સહી લેવા.

(૧૭) દર બે ત્રણ માસે ડૉક્ટર પાસે પેશાબ તપાસાવવો.

(૧૮) દિવસે આરામ લેવો પણ નિંદ્રા લેવી નહિ. શરદીથી દૂર રહેવું.

## સ્ત્રીઓને સારી ઊંઘ આવવાની થોડી સૂચનાઓ.

(૧) સ્ત્રીઓએ ઊંઘ લાવવાની ખીલવણી કરવી જોઇએ. તેઓએ ઊંઘ આવવાની નથી એવો ખોટો ખ્યાલ મગજમાંથી દૂર કરવો જોઇએ. જેવા તમે બિછાના ઉપર જાવ કે તુરત જ મગજ ઉપરના વિચારોને હાંકી કાઢજો અને ઊંઘી જવાનો મજબૂત પ્રયાસ કરજો અને એ માટે તમારા મગજ પર કાબૂ મેળવવાની કોશીશ કરજો.

(૨) ઊંઘ નહિ આવવાનાં બીજાં કારણોમાં ચા, કૉફી, અને બીજાં પીણાંઓ પણ એક છે. જ્યારે ઊંઘ વગર તમે પીડાતા હો

ત્યારે ચા, કૉફી, અને બીજાં પીણાંથી દૂર રહેવાની કોશિશ કરજો. ચા અને કૉફી મગજને ઉશ્કેરે છે અને ઊંઘ નસાડે છે. ખાસ કરીને સાંજના વખતે ઉશ્કેરનારાં પીણાંથી દૂર રહેજો.

(૩) સવારે અથવા સાંજે તમારી પ્રકૃતિના પ્રમાણમાં કસરત લેવાની ટેવ રાખજો.

(૪) ખાલી પેટે કદી પણ બિછાને જતાં નહિ, તેમજ તમારી હોજરીને બિનજરૂરી ખોરાકના બોજાથી લાદી બિછાને જતાં નહિ. વધુ ભારથી લાદેલી હોજરી તમારી ઊંઘ અને તનમનની શાંતિનો કાતિલ દુશ્મન છે. તમારે ભારે ખોરાક અને મોડી રાતનો ખોરાક તજવાં જોઈએ. ખાણું લીધા પછી તરતજ બિછાને જતાં નહિ.

(૫) જાણીતા તબીબોનો એવો મત છે કે, બિછાને જતાં અર્ધા-કલાક પહેલાં કોકરવરણાં (થોડા) ગરમ પાણીએ નાહવાથી ઘણો સારો લાભ થાય છે. એમ કરવાથી લોહી મગજમાંથી પગ સુધી ખેંચાઈ જાય છે તેથી મગજના તંતુઓમાં લોહીનો ઘટાડો થાય છે અને ઊંઘમાં વધારો થાય છે. સારી ઊંઘ માટે કબજિયાતને પણ દૂર કરવાની જરૂર છે.

( ૬ ) સૂવાના ઓરડામાં તાજી હવાના સારા જથ્થાની ઘણી જરૂર છે. (મચ્છર સતાવતાં હોય તો) ઢોલીઆને મચ્છરદાની હોય તો ઘણું સારું.

## દાંતઃ મનુષ્ય જીવનની અગત્યની વસ્તુ.

૧. હંમેશાં બચપણથીજ કઠણ પદાર્થો ખાવાની ને ખાવા આપવાની ટેવ પાડો, કે જેથી દાંતને ઘટતી કસરત મળે.

૨. અતિશય ઠંડા કે ગરમ પદાર્થો એક પછી એક ખાવા નહિ કારણ કે દાંતનાં મૂળ નિર્બળ થાય છે.

૩. કંઇ પણ ખાધા પછી દાંતને બરાબર સાફ કરવા. બાળકો પાસે આ નિયમ ખાસ પળાવવો.

૪. મોઢામાં સારા દાંત હોવાથી ખૂબસૂરતી સારી રહે છે.

૫. જમ્યા પછી સંતરાં, લીંબુ, મોસંબી, સફરજન વગેરે ચીજો ખાવાથી દાંત બરાબર સાફ થાય છે, માટે બાળકોને જરૂર આ ટેવ પાડો જેથી થોડા ખર્ચમાં તંદુરસ્તી સચવાય.

૬. જ્યાં સુધી બાળક ધાવણ ધાવે ત્યાં સુધી માતાએ દાંત. મોઢું સાફ રાખવાં જોઈએ.

૭. દાંતમાં કંઇપણ ખામી જણાતાં સારા દાંતના ડૉકટરની મદદ લો.

૮. મોઢામાં ચૂસવા માટે બાળકને આંગળી કે અંગૂઠો આપો નહિ, આથી દાંત સાથે ચહેરો પણ ખરાબ થવા પામે છે.

૯. માંસના ખોરાકથી બચો. માંસથી દાંતને કોહવાટ લાગે છે.

૧૦. કહેવાય છે કે, આગળના વખતમાં માણસોને ૪૪ દાંત હતા. ત્યારપછી તંદુરસ્તી ઘટી જતાં ૩૨ રહ્યા. હવે તેથી પણ વધારે તંદુરસ્તી ખરાબ થતાં ૨૮ થઈ જવા આવ્યા છે: માટે દાંતને બરાબર સંભાળો.



# ખંડ બીજો



૧. ભારતની આદર્શ સન્નારીઓ

૨. સ્ત્રી અને પુરુષ

# ભારતની આદર્શ સન્નારીઓ



ભારત એ પવિત્ર, શુદ્ધ-હૃદયી આર્યાઓ માટે પ્રખ્યાત છે. પ્રાચીનકાળથી તે આધુનિક કાળમાં સન્નારીઓના પવિત્ર, ઉજ્જ્વળ મહાકાર્યોથી ગ્રંથોમાં આર્યાઓના જે લક્ષણો આપ્યાં છે તે ઉચ્ચ પ્રકારનાં છે. એ આદર્શો અત્યારના જમાનામાં પણ આપણે પાળવાયોગ્ય છે. મહાકવિ કાલિદાસ પોતાના રઘુવંશના આઠમા સર્ગમાં ઇન્દુમતી રાણીને ઉદ્દેશીને કહેવરાવે છે કે:—

'મંત્રી, મિત્ર, પ્રિયા, શિષ્યા અને લલિત કળાઓમાં કુશળ સ્ત્રીઓને વિદ્વાનો વરની રાણી કહે છે: 'દયારહિત મૃત્યુ'એ આ સર્વ સંબંધોના મધ્યસ્વરૂપ તને લઇને મારૂં શું હર્યું નથી?'

શ્રી ઉત્તર રામચરિતમાં મહાકવિ ભવભૂતિ જણાવે છે કે:—

ગૃહસ્થાશ્રમમાં ઉચ્ચ આદર્શ, પરસ્પરના સુખ દુઃખમાં એક બીજાને એકનિષ્ઠાથી અનુસરવામાં છે. આ ઉચ્ચ આદર્શ સર્વે અવસ્થાઓમાં હૃદયના વિશ્રામરૂપ છે. વૃદ્ધાવસ્થામાં એનો અસલ રસ ક્યારે ખૂટતો નથી.

આપણી પ્રાચીન આર્યાઓ સ્વતંત્ર દેવીઓ હતી. ઉચ્ચ પતિવ્રત ધર્મની સાથે વીરતા, શૌર્ય, આત્મભોગ, પરિશ્રમ, કરૂણા, સત્યનિષ્ઠા જોડાયલાં હતાં. તે વિદ્વાન પણ હતી, પરમાર્થી પણ હતી.

ભારતની સભ્યતાનો પ્રાચીન ઉલ્લેખ ઋગ્વેદમાં મળે છે. તે સમયની આર્યાઓના વૃત્તાંતોથી આપણને ગૌરવ મેળવવાનું કારણ મળે છે. આપણી સંસ્કૃતિનો વૈદિક જમાનો એ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સમય હતો. તે સમયે આપણી સ્ત્રીઓ સંપૂર્ણ સ્વરાજ ભોગવતી હતી. સ્ત્રીઓ સુશિક્ષિત હતી, વ્યવહારકુશળ હતી. સ્ત્રી અબળા નહોતી પણ વીરાંગના હતી. એમને ઉપવીત સંસ્કાર થતો હતો. સ્ત્રીઓ મહાશક્તિની સ્વરૂપ ગણાતી હતી. તત્વજ્ઞાન, ઉપદેશ, વૈદિક સંસ્કાર સ્ત્રીઓ આપી શકતી હતી. સ્ત્રીઓ મંત્રદ્રષ્ટાઓ હતી. ઋગ્વેદમાં વહુને નીચે પ્રમાણે આશીર્વાદ અપાય છેઃ

આ લગ્ન શુકનમાં સસરા ઉપર, સાસુ ઉપર, નણંદ ઉપર, દિયરો ઉપર સામ્રાજ્ય મેળવ. એ સ્વરાજ, વૈદિક સમયમાં સ્ત્રીઓને આપવામાં આવેલ હતું.

ઋગ્વેદના સમયમાં સ્ત્રીઓએ મંત્ર રચ્યા છે. સ્ત્રીઓને વેદનો અધિકાર નથી એમ કહેનારાઓને માટે આ આશ્ચર્યકારક બિના કહેવાશે. ઉપનિષદકાળમાં મૈત્રેયી અને ગાર્ગીએ શુદ્ધ બ્રહ્મજ્ઞાનનો બોધ કરેલ છે.

રામાયણના સમયમાં, મહાભારતના સમયમાં સ્ત્રીઓની સામાજિક સ્થિતિ ઘણી ઉચ્ચ હતી. તેઓ પોતાના ઇચ્છિત પતિને માબાપની સંમતિથી પરણી શકતી હતી. અલબત્ત હિંદુ શાસ્ત્રો પતિને પતિવ્રતા ધર્મ પાળવા માટે ખૂબ આગ્રહ કરે છે તે યોગ્ય છે;

પરંતુ સ્ત્રીઓના કર્તવ્યપાલનનું ક્ષેત્ર બહુ વિશાળ હતું. આર્યાઓ એટલે સુશીલ, સજ્જન અને સ્વતંત્ર સ્ત્રીઓ હતી. આ આદર્શ આપણી સ્ત્રીઓ, પસંદ રાખીને જો પોતાના યોગક્ષેત્રને આગળ વધારશે તો તેમનું અત્યંત કલ્યાણ થશે. કર્તવ્યે ભાર્યા, હૃદયે આર્યા અને બુદ્ધિમાં પણ આર્યા થવું એ આપણી સ્ત્રીઓ માટેનો પરમ આદર્શ છે.



# ૧. અરુંધતી

દક્ષ પ્રજાપતિનાં અરુંધતી પુત્રી હતાં. એઓનો વિવાહ મહર્ષિ વસિષ્ઠ સાથે થયો હતો. વસિષ્ઠ ઋષિ વેદના મંત્રદ્રષ્ટા હતા. અરુંધતી પણ મંત્રદ્રષ્ટા હતાં. સૌ સતીઓમાં એઓ પ્રમુખ છે. આકાશમાં સપ્ત મહર્ષિઓના તારા ગણાય છે, તેમની પૂંઠે એકલો અરુંધતીનો તારો છે. બીજી કોઇ સ્ત્રી સપ્તર્ષિના પદને પામી શકી નથી. માત્ર એકલાં અરુંધતી આ મહર્ષિપદને પામી શકયાં છે. મહાભારતમાં અગ્નિની પત્ની સ્વાહા બધી મહર્ષિઓની પત્નીઓનું સ્વરૂપ લઈ શકયાં છે પરંતુ અરુંધતીનું રૂપ લઇ શકયાં નહોતાં. પ્રાચીન આર્યાઓના કળશરૂપ અરુંધતી ગણાય છે. અરુંધતી પોતાના પતિ સાથે અરણ્યમાં રહેલાં હતાં, તીર્થયાત્રા કરતાં હતાં, તપ આચરતાં હતાં. એમને ધન, ઐશ્વર્યનો બિલકુલ મોહ નહોતો. સપ્તર્ષિઓ હમેશાં તીર્થાટનમાં ભ્રમણ કરે છે, જ્યારે એમની સાથે માત્ર અરુંધતી જ રહે છે એવી વૈદિક કલ્પના છે. એક મોટા દુકાળના સમયમાં તીર્થાટન કરતા હતા તે સમયે વૃષાદર્ભિ નામના નૃપતિએ અરુંધતીને પુષ્કળ ધન આપવા માંડયું. પરંતુ અરુંધતીજીના આગ્રહથી વસિષ્ઠ ઋષિએ એ સ્વીકાર્યું નહિ. 'અમે તો તપોધન છીએ. અમને તપનો વિનાશ કરે એવા ધનની જરૂર નથી.'

અરુંધતીનો સતી તરીકે મહા મહિમા આપણા આર્યાવર્તની સ્ત્રીઓમાં છે. લગ્ન વખતે અરુંધતીના તારાને પાતિવ્રત્યના ઉચ્ચ આદર્શને માટે વર કન્યાને બતાવે છે.

વર—**अरुंधती पश्य**-તું અરુંધતીના તારાને જો.

કન્યા—**अरुंधती अहं पश्यामि**-અરુંધતીના તારાને હું જોઉં છું.

વર—**अरुंधत्यसि**-તું અરુંધતી રૂપે છો.

કન્યા—**त्वया रुद्धाहमस्मि**-હું અરુંધતી રૂપે આપની આજ્ઞાને પાળીશ.

અગ્નિ દેવતાની પત્ની સ્વાહાએ અરુંધતીની સ્તુતિ કરી હતી. હે કલ્યાણિ, સાધ્વી, અરુંધતી, તમને ધન્ય છે. તમેજ એકલાં પાતિવ્રત્ય ધર્મનાં પ્રતિક રૂપ છો. તમારા જેવી પતિવ્રતા જગતમાં નથી. હું તમને વરદાન આપું છું કે જે કન્યાઓ વિવાહ સમયે અગ્નિ અને બ્રાહ્મણની સાક્ષીમાં સ્વામીનો હાથ પકડી તમારૂં સ્મરણ કરશે, તે સુખ, ધન, સંતતિ અને અખંડ સૌભાગ્ય પ્રાપ્ત કરશે.

અરુંધતીને શક્તિ નામના પુત્ર હતા. તેમને વિશ્વામિત્રે મારી નાંખ્યા હતા. શક્તિના પારાશર અને પારાશરના વેદવ્યાસ થયા. વેદવ્યાસના પુત્ર શુકદેવ હતા.



## ૨. અનસૂયા

**અ**નસૂયા કંદર્પ ઋષિનાં પુત્રી હતાં. એમની માતા દેવહૂતિજી હતાં. અનસૂયાના ભાઇ શાંખ્યશાસ્ત્રના કપિલમુનિ હતા. શ્રી ભગવદ્‌ ગીતામાં **सिद्धानां कपिलो मुनिः** 'સિદ્ધોમાં હું કપિલ મુનિ છું,' એવો શ્રી કૃષ્ણ ભગવાને દશમા અધ્યાયમાં ઉલ્લેખ કર્યો છે. શ્રી. અનસૂયા પ્રાચીન આર્યાઓમાં આદર્શ રૂપ સતી ગણાય છે. અનસૂયાજીના પતિ પ્રખ્યાત અત્રિ ઋષિ હતા. એમની કથા રામાયણના અયોધ્યાકાંડમાં આવે છે. અત્રિ ઋષિની લાંબી સમાધિમાં જ્યારે જ્યારે વચ્ચે એમને જાગૃતિ આવતી ત્યારે અનસૂયાજી એમને માટે કંદમૂળ અને જળનું કમંડળ તૈયાર રાખતાં હતા. પરંતુ દૈવયોગે દુકાળ પડ્યો. ક્યાંયે પાણી મળે નહિ. માઇલો સુધી અનસૂયાજી શોધ કરવા પગે ફરે છતાં પાણી તો ક્યાંય મળે નહિ. છેવટે એક તપસ્વિની સ્ત્રીએ એમને એક જગ્યા બતાવી; તે ખોદતાં પાણી નીકળ્યું. આમ પતિની સેવા અનસૂયાજીએ અતિ સાવધાની અને સત્કારથી દુકાળનાં વર્ષોમાં પણ કરી હતી. જ્યાં એમણે પાણી માટે ઝરણું ખોદ્યું તે સ્થળે એક નદી વહી છે તેને અત્રિગંગા કહે છે.

અનસૂયાજીને પેટે ત્રણ પુત્રો જન્મ્યા હતા. તેમનાં નામ શ્રી દત્તાત્રય, શ્રી દુર્વાસા અને શ્રી ચંદ્ર છે. દત્ત ભગવાને ચોવીસ ગુરૂઓ કર્યાં હતા. એમની કથા શ્રીમદ્ ભાગવતમાં આવે છે. ગમે એવા નિકૃષ્ટ પદાર્થમાંથી પણ સાર મેળવી લેવો એ એમની કથાનો રહસ્યભાગ છે. દત્ત ભગવાનની પૂજાનું મહાત્મ્ય મહારાષ્ટ્રમાં ઘણું છે. એ બ્રહ્મજ્ઞાની હતા.

શ્રી કૈકેયીના કહેવાથી શ્રી રામચંદ્ર, સીતાજી અને લક્ષ્મણ સાથે વનવાસ ગયા. તેઓ અત્રિઋષિના આશ્રમમાં અતિથિ તરીકે રહ્યા. એ સમયે શ્રી. અનસૂયાજી, શ્રી સીતાજીને પતિવ્રતા ધર્મનો ઉપદેશ આપે છે. શ્રી તુલસીદાસજીએ એનું વર્ણન રામાયણમાં કર્યું છેઃ

### ચોપાઈ

માત, પિતા, ભ્રાતા હિતકારી, મિત સુખપ્રદ સુનુ રાજકુમારી,
અમિતદાની ભર્તા વૈદેહી, અધમ નારી જો સેવ ન લેહી.

એકે ધર્મ એકવ્રત નેમા, કાય, વચન, મન પતિપદ પ્રેમા,
જગ પતિવ્રતાચારી બિધિ અહહીં, વેદ પુરાણ સંત અરી કહહીં.

હે સીતાજી! પતિવ્રતાના ધર્મો સાંભળો. માતા, પિતા, ભાઈ, હિતપી એ બધાં મર્યાદિત સુખ આપનારાં છે. પરંતુ પતિ એકજ પાર વગરનું સુખ આપનાર છે. જે નારી પતિની સેવા કરતી નથી તે અધમ છે.

સ્ત્રીઓને માટે એક જ ધર્મ, એક જ વ્રત, એક જ નિયમ છે. કાયા, વચન અને મનથી પતિસેવા કરવી. વેદ, પુરાણ અને બધા સંત પુરૂષો એજ ઉપદેશી ગયા છે કે પતિની સેવા કરવી.

ધીરજ, ધર્મ, મિત્ર અરૂ નારી, આપદ કાળ પરખિયે ચારી.

ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રી એ ચારેની પરીક્ષા જ્યારે દુઃખ આવે છે ત્યારે થાય છે.

નર્મદા નામની સ્ત્રીના પતિને શ્રી. અનસૂયાજીએ પોતાના તપના પ્રભાવથી જીવતો કર્યો એવી પુરાણોમાં કથા છે.



# ૩. દમયંતી

મહાકવિ પ્રેમાનંદે એના આખ્યાન ઉપરથી 'નળાખ્યાન' જેવું સુંદર ગુજરાતી કાવ્ય બનાવ્યું છે. દમયંતી વિદર્ભરાજા ભીમની કન્યા હતી. દમયંતીએ નૈષધદેશના રાજા નળ જેને "પુણ્યશ્લોક" કહેતા હતા તેની સાથે સ્વયંવરમાં વિવાહ કર્યો હતો. પ્રેમાનંદ કવિએ નળના રાજ્યનું વર્ણન કર્યું છેઃ—

પ્રજા મૂવે ઉઘાડે બાર, ન કરે ચોરી ચાર ગમાર;
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કો'ને નહિ વ્યાધ.
કનકે ભરીઆ છે કોઠાર, જેવા ધન તેવા દાતાર;
જાચકનાં દારિદ્રય કાપીઆં, નળે મુખ માગ્યાં ધન આપીયાં.

પ્રેમાનંદ કવિ દમયંતીનું વર્ણન કરે છેઃ-

ભૂપ મેં દીઠી ગર્વગ્રેલડી, સખી બે મધ્ય ઊભી અલબેલડી;
કદળી સ્તંભ જુગલ સાહેલડી, વચ્ચે વૈદર્ભી કનકની વેલડી.

નળ દમયંતી પોતાના પરસ્પરના પ્રેમમાં સુખેથી રાજ્ય કરતાં હતાં. એમને ઇંદ્રસેન અને ઇંદ્રસેના નામનાં પુત્ર-પુત્રી હતાં.

કળિ એમની ઉપર વૈરબુદ્ધિ ધરાવતો હતો. નળના ભાઈ પુષ્કરને ઉત્તેજન આપીને એણે નળ સાથે જુગાર રમવા બેસાડ્યો. નળ જુગારમાં હારી ગયા. પુષ્કર રાજ્યનો માલિક થયો. નળના શરીરમાં કળિએ પ્રવેશ કર્યો હતો એટલે એણે કોઈની વાત કે સલાહ માની નહિ. નળ દમયંતીને રાજ્ય ત્યજીને વનવાસ ભોગવવો પડયો. એમણે પોતાના બંને બાળકોને મોસાળ વળાવતાં કહ્યું:—

મોસાળ પધારો રે, મોસાળ પધારો.
મોસાળ પધારો બાલુડાંરે, મારાં લાડકવાયાં બે બાળ.
નમાયાં થઈ વરતજો, સહેજો મામીની ગાળ.
હૃદયા ચાંપે રે, રાણી હૃદયા ચાંપે,
હૃદયા ચાંપે પોતે, એ છે છેલ્લું વહેલું લાડ,
હવે મળવાં દોહ્યલાં રે, મળીએ તો પ્રભુનો પાડ—મોસાળ.

નળરાજાએ રાણીને એને માવિત્રે જવા આગ્રહ કર્યો. પરંતુ વિપત્તિ, દુઃખ અને આપત્તિમાં સ્વામીનો સંગ પતિવ્રતાઓ છોડતી નથી. દમયંતી પણ વનમાં સાથેજ ગયાં.

નળનું વસ્ત્ર એણે પક્ષીઓને પકડવા માટે એમના ઉપર નાંખ્યું. પક્ષીઓ વસ્ત્ર લઈને ઊડી ગયાં. દમયંતીએ પોતાનું અર્ધું વસ્ત્ર ફાડી નળને પહેરવા આપ્યુ.

નળના શરીરમાં કળિયુગ હતો. તે સૂતેલી દમયંતીને મૂકીને એકલો ચાલ્યો ગયો. નિરાધાર દમયંતી વનમાં એકલી રહી. મહાકવિ પ્રેમાનદ એનું વર્ણન કરે છે કે:—

વૈદર્ભી વનમાં વલવલે, અંધારી રાત;
ભામની ભય પામે ઘણું, એકલડી રે જાત.—વૈદર્ભી.

રસ્તામાંયે નામજ નળતણું, મુખ જપતી રે જાય;
શુદ્ધ નથી શરીરની, લાગે કંટક પાય.—વૈદર્ભી.

રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બબ્બે વહે, વહે અંગ રુધિર.—વૈદર્ભી.

હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેશ,
ચાલતી ઊભી રહે, ભરાય કાંટે કેશ.—વૈદર્ભી.

અંગે ઉઝરડા પડયા ઘણા, વહે શોણિત ધાર;
હો નળ! હો નળ! બોલતી, બીજો નહિ વિચાર.—વૈદર્ભી.

ઊંડાં કોતર ઊતરે, ચઢે ગિરિ કરાડ;
અશુધ્યે ઉધડકે નહિ, પાડે વાઘ બરાડ.—વૈદર્ભી.

વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાહ માંહે સાપ ફૂંફવે, ઘણું ઘૂંઘવે ઘોહ.—વૈદર્ભી.

શબ્દ પશુ પંખી તણું, ન પડે કાંઇ પ્રીછ;
વરૂ, વણિયર બિહાવે અરણ્યમાં, ધાયે વળગવા રીંછ.—વૈદર્ભી.

શુકર રોઝ ચિકરડાં ઘણાં, ચિતરા દે ફાળ;
ફાલુનાદ હોય ઘણાં, બહુ બોલે શિયાળ.—વૈદર્ભી.

આંબા આંબલી, લીમડા, અરીઠા અપાર;
શીમળ સમળી સેગઠાં, ન સૂઝે પંથ વિચાર.—વૈદર્ભી.

ખેર ખાખર ને કાંચકી, કંટાળા થુએર;
બાવળિયા બહુ બોરડી, સરગુવા સમેર.—વૈદર્ભી.

આખડી પડતી સુંદરી, પગે વેલા વિંટાય;
છૂટા કેશ કામિની તણા, ઝાંખરે ઝીંટાય.—વૈદર્ભી.

વૃક્ષ અથડાયે અંગશુ, મૂકે કાંટામાં પાય;
શુદ્ધ નથી રે શરીરની. ભજતી નળરાય.—વૈદર્ભી.

દિવસ નિશા પ્રીછે નહિ. એવું ધાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ.—વૈદર્ભી.

અન્ન ઉદક પામી નહિ, નહિ બેસવું શયન;
ત્રણ દિવસ એમ વહી ગયા. ભમંતાં વન.—વૈદર્ભી૦

વળી અરણ્યમાં ભમતી દમયંતીના માટે મહાકવિ લખે છે કેઃ—

ભૂલી ભમે છે ભામિની, નૈષધનાથની નાર રે;
હો નળ! હો નળ! બોલતી. ભીમકરાજ કુમાર રે—ભૂલી૦

ધોવાયું કાજળ આંસુએ, કરી વેદનાએ વ્યાકુળ રે;
અર્ધ ઉઘાડી દેહડી, માથે ફાટયું છે પટકૂળ રે.—ભૂલી૦

એવે દીઠો એક ચીતળો. ધાઈ દમયતી ઉલટ રે;
પૂછે ભાળ નળ ભૂપાળની. છે તારા જેવી કટ રે.—ભૂલી૦

શાર્દુલ દીઠા વાટમાં, વૈદર્ભી પૂછે ધરી વહાલ રે;
નૈષધ નરેશ વાટે મળ્યા. છે તારા જેવી ચાલ રે.—ભૂલી૦

સાવજ થાયે ગાભરા, ભય પામી નાસી જાય રે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુ અરિ કંપાય રે.—ભૂલી૦

પૂછે ઊંચા દ્રુમને, તારી ગગને ગઈ ડાળ રે;
તરુવર જો મારી વતી, કહીં દીસે ભૂપાલ રે.—ભૂલી૦

પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાંય રે;
નૈષધનાથ કયહીં દીઠડા, જુઓ છો વનમાંય રે.—ભૂલી૦

તરુ ઉત્તર આપે નહિ, તેમ તેમ રાણી રોય રે;
પુણ્યશ્લોક જ્યારે પરહર્યા, શત્રુ થયાં સર્વ કોય રે.—ભૂલી૦

અરણ્યમાં ઉન્માદિની દમયંતી આર્તસ્વરે રુદન કરતી ભમે છે. વળી મહાકવિ કહે છેઃ—

વૈદર્ભી ઘણું વલવલે, ઊંચાં ચઢી ગયાં ચક્ષ રે,
કંઠ બંધાઈ કાચકી, મુખ પડીઓ શોષ રે.
મરણ સમે મૂકે નહિ, હૃદે રટના પુણ્યશ્લોક રે.

દમયંતીને અજગર ગળે છે. એક પારધીએ તીર મારીને અજગરના પ્રાણ લીધા. દમયંતી બચી, પણ એનું સુંદર રૂપ જોઈને એ દમયંતી ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો. સતીએ એને પોતાના પતિવ્રતના તેજથી યમસદનમાં મોકલી દીધો. વાણિયાઓના સંઘમાં દમયંતી ચેદી રાજ્યમાં ગઈ. રાજમાતાએ એને દાસી રૂપે રાખી. એ રાજકુમારીની દાસી થઈને રહી. રાજ્યમાતા દમયંતીની માસી થતી હતી. પણ દમયંતી દાસીવેષમાં ઓળખાઈ નહિ.

દમયંતીના પિતા વિદર્ભરાજે પુત્રી અને જમાઈની શોધમાં બ્રાહ્મણને મોકલ્યા. સુદેવ નામે બ્રાહ્મણ ચેદી રાજ્યમાં આવ્યો. એણે દમયંતીને ઓળખી. માસીએ ભાણેજનું યોગ્ય સન્માન કરીને રથમાં બેસાડી વિદર્ભ મોકલી દીધી.

દમયંતી તો નળની ઝંખના કરતી હતી. એના પિતાએ એની શોધ માટે બ્રાહ્મણો મોકલ્યા. તેમના હાથમાં એક શ્લોક મૂકયો. તેનો ભાવાર્થ હતો કે–'શઠ, તમે તમારી પતિવ્રતા સ્ત્રીને મૂકીને કયાં ચાલ્યા ગયા છો? અર્ધું વસ્ત્ર ધારણ કરીને તે તમારા માટે તલસે છે.' બ્રાહ્મણોએ નળની શોધમાં દેશદેશાવરો ખાતે પ્રવાસ કર્યો. કર્કોટક નાગને અગ્નિમાંથી બચાવીને નળ મરજી પ્રમાણે વેશ ધારણ કરવાનું વરદાન મેળવીને અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં સારથી તરીકે બાહુકના નામે રહ્યો હતો. બ્રાહ્મણનો શ્લોક એને સંભળાવવામાં આવ્યો. એણે ખાનગીમાં બ્રાહ્મણને બોલાવીને નીચેના શ્લોકનો ભાવાર્થ કહ્યો.

'સારા કુળની સ્ત્રીઓ વિપત્તિમાં પડવા છતાં ધૈર્ય છોડતી નથી. એઓ પોતાના ધર્મથી પોતાનું રક્ષણ કરે છે. સ્વામી તરફ ગુસ્સે થતી નથી. દમયંતીના હિત માટેજ નળે એનો ત્યાગ કર્યો હતો. રાજ્યભ્રષ્ટ, રૂપહીન નળ દરિદ્રી અવસ્થામાં છે. દમયંતી તેને ક્ષમા આપે.' બાહુકમાં સુદેવ બ્રાહ્મણે નળની વિદ્યાઓ જોઈ.

દમયંતી બાહુક એજ નળ છે એમ સમજી ગઈ. એણે યુક્તિ કરી. સુદેવ ફરી દમયંતીનો પ્રેર્યો અયોધ્યા ગયો. ઋતુપર્ણને એણે જઈને કહ્યું કે, દમયંતી આવતી કાલે બીજીવાર સ્વયંવર કરે છે. નળની પાસે અશ્વવિદ્યા હતી. તે એક જ એક દિવસમાં રથને વિદર્ભ નગરીમાં પહોંચાડી શકે તેમ હતું. ઋતુપર્ણને લઈ નળ રાજા વિદર્ભ દેશ તરફ ગયા. ઋતુપર્ણ રાજાએ અશ્વવિદ્યા શીખીને બદલામાં નળને પાસા રમવાની વિદ્યા શીખવી. આથી કળિ એને છોડી ભાગી ગયો. ત્યાં બાહુક એજ નળ છે. પછી ફરી પતિપત્ની મળ્યાં. એમને એમનું રાજ્ય પણ મળ્યું.



# ૪. સાવિત્રી

ભારતની મહાન સતીઓમાં સાવિત્રીનું સ્થાન ઊંચું છે. સાવિત્રીના સતીત્વની વાત દરેક હિંદુ સ્ત્રી જાણે છે. એ આદર્શ સતી હતી. રાજા અશ્વપતિની એ કન્યા થાય. સાવિત્રીએ પોતાના પતિની પસંદગી કરવા જાતે પ્રવાસ આરંભ્યો. રાજર્ષિ દ્યુમત્સેન શાલ્વ દેશના રાજા હતા. એઓને શત્રુઓના બળથી રાજ્ય છોડી વનવાસ પ્રયાણ કરવું પડયું હતું. એમના પુત્ર સત્યવાન ઉપર સાવિત્રીની પસંદગી ઊતરી. સત્યવાનનું આયુષ્ય ટૂંકું છે, એમ ખબર મળ્યા પછી પણ સાવિત્રી સત્યવાનને પરણ્યાં. એઓ રાજદરબારનો ભપકો છોડીને વનવાસી થયાં. સાસુસસરા દ્રષ્ટિરહિત હતાં. એમની અને પતિની સેવા સાવિત્રીએ એકચિત્તે કરવા માંડી. એણે આશ્રમધર્મનું સરસ રીતે પાલન કર્યું. પોતાના સાસુસસરાની સેવાનો અને ગૃહકાર્યનો બોજો એણે ઉપાડી લીધો.

સત્યવાનના મૃત્યુના દિવસની એને ખબર હતી. એણે ત્રિરાત્ર વ્રત કર્યું. એ વ્રતમાં ઉપવાસ અને દેવપૂજા થાય છે. પતિના જીવનસંરક્ષણને માટે એ વ્રત હતું. આજે પણ ગૃહ

વધૂઓ એ સાવિત્રી ત્રિરાત્ર વ્રત કરે છે. હજારો વર્ષો થયાં એ વ્રતનો મહિમા ચાલે છે. ત્રણ દિવસ સુધી સાવિત્રીએ ઉપવાસ અને ઉજાગરા કર્યા. સાંજે સત્યવાન, યજ્ઞમાં હોમવાનાં કાષ્ટ અને કંદમૂળ ભેગાં કરવા અરણ્યમાં જવા તૈયાર થયો. અતિ આગ્રહ કરી સાવિત્રી પણ એમની સાથે ગયાં. સત્યવાન કુહાડીથી લાકડાં કાપતાં કાપતાં એકદમ બિમાર પડી ગયો. તે આવીને સાવિત્રીના ખોળામાં સૂઇ ગયો. એનું મૃત્યુ થયું. સતિનું મહાન સતિત્વ જોઇ યમરાજા પોતે સત્યવાનના પ્રાણને લેવા આવ્યા. સતી પોતાના પતિવ્રતના બળથી યમરાજાને જોઈ શક્યાં. સતીએ યમરાજાને ઓળખ્યા. સાવિત્રીએ યમરાજાને કહ્યું:—

જ્યાં મારા પતિને લઇ જાઓ છો; જ્યાં તમે પોતે જાઓ છો, તે સ્થાને મને પણ લઈ જાઓ. મારે ત્યાં જવું જોઈએ એ પ્રાચીન ધર્મ છે.

સાવિત્રીએ પોતાના વાક્ચાતુર્ય અને પતિભક્તિના બળે યમરાજાને પ્રસન્ન કર્યા. યમરાજાએ કહ્યું:—

'તારા પતિના જીવન વગર બીજો કોઈ વર માગ. હું તને વરદાન આપીશ.'

સાવિત્રીએ સસરાની દૃષ્ટિ પહેલા વરદાનમાં માંગી લીધી. પણ સાવિત્રી યમરાજાની પાછળ જવા લાગી, પાછી ફરી નહિ. સાવિત્રી કહે છે કે—જ્યાં મારા પતિને લઇ જાઓ છો ત્યાં જ મારી ગતિ છે. તેમજ કહ્યું છે કે, સજ્જન પુરૂષનો સમાગમ મરણ સુધી છોડવો નહિ. યમરાજા કહે છે:—

'તારા સ્વામી સત્યવાનના જીવીત સિવાય બીજો વર માગ.' સાવિત્રીએ સસરાનું રાજ્ય પાછું મળે એમ માગી લીધું. છતાં સાવિત્રી યમરાજાની પાછળ ચાલી. એણે કહ્યું:

''શરીર, વચન અને મનથી કોઈના પ્રત્યે ઘાતકીપણું ન કરવું. પરંતુ પ્રાણી માત્રને આત્મસ્વરૂપ માની તેમના પ્રત્યે દયા રાખવી દાન આપવું એ સજ્જનોનો ધર્મ છે.'' યમે ત્રીજો વર માંગવા જણાવ્યું. સાવિત્રીએ પિતાને સંતાનો થાય એવી માંગણી કરી. યમે વર આપી સાવિત્રીને પાછી ફરવા કહ્યું. યમરાજા બીજો વર માંગવા જણાવે છે. સાવિત્રી સત્યવાનથી પોતાને સો પુત્રો થાય એવી માંગણી કરે છે. યમરાજા તે પણ વરદાન આપે છે. સાવિત્રીએ આ રીતે સત્યવાનનું જીવન માંગી લીધું. પોતાને પતિ સિવાય બીજા કોઇ સુખ, કલ્યાણ કે ઐશ્વર્યની ઇચ્છા નથી એમ જણાવ્યું. યમરાજાએ સત્યવાનને જીવન આપ્યું. આમ સાવિત્રી મહા સતી થઈ ગયાં છે હિંદમાં સ્ત્રીઓ એમને સૌભાગ્યસૂચક માને છે



# ૫. સીતાજી

જનકરાજનાં પુત્રી સીતાજી, સ્વયંવરમાં રામચંદ્રજીએ શિવના ધનુષ્યનો ભંગ કર્યો તેથી એમને પરણ્યાં હતાં. સીતા સતીઓમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે. રામચંદ્રજી દશરથ રાજાના યુવરાજ હતા. પરંતુ દશરથ રાજાની ત્રીજી રાણી કૈકેયીએ રાજાની પાસે બે વરદાન મેળવી લીધાં. (૧) ભરતને અયોધ્યાનું રાજ્ય આપવું અને (૨) રામચંદ્રને ચૌદ વરસ વનવાસ મોકલવા. પિતાની પ્રતિજ્ઞાની રક્ષાને માટે રામચંદ્ર વનવાસ ગયા. સાથે લક્ષ્મણ અને સીતાજી અતિ આગ્રહ કરીને ગયાં. તુલસીદાસજી રામકથામાં કહે છે કેઃ—

પ્રાણનાથ ! તુમ બીનુ જગમાંહિ,
મો કઈં સુખદ કતહું કોઈ નાહિ.

જિય બિનુ દેહ નદી બિનુ વારી,
તૈસે હિ નાથ પુરુષ બિનુ નારી;
નાથ સકળ સુખ સાથ તુમ્હારે
શરદ—વિમલ વિધુ—વદન તિહારે.

સીતાજી પતિ સાથે વનવાસનાં દુઃખો ભોગવવા ગયાં. લંકાનો રાજા રાવણ સીતાજીનું સુંદર રૂપ જોઇ મોહિત થયો. રાવણે પોતાના મારીચી નામે મામાને સોનાના મૃગનું રૂપ આપી મોકલ્યો. મારીચીના સુંદર ચામડાની સીતાએ ઇચ્છા કરી. એટલે રામ ધનુષ્ય લઇને સુવર્ણમૃગને મારવા દોડયા. લક્ષ્મણને સીતાના રક્ષણ માટે પાછળ રાખ્યા. મારીચી દૂર જઇને 'હો લક્ષ્મણ! હો, સીતા!' એવી રીતે રામના જેવો, ભયમાં હોય એવો પોકાર કરી રામના બાણથી મરણ પામ્યો. સીતાના આગ્રહથી રામ ઉપર કાંઈ વિપદ તો આવી નથી તે જોવા માટે લક્ષ્મણ ગયા. પાછળથી રાવણે આવી સીતાનું હરણ કર્યું. રસ્તામાં જટાયુ નામે ગીધ પક્ષી સાથે યુદ્ધ કરી રાવણે એને મરણતુલ્ય ઘાયલ કર્યું.

રામ લક્ષ્મણ પર્ણકુટિમાં પાછા આવ્યા. એમણે સીતાજીને જોયાં નહિ. રામે બહુ વિલાપ કર્યો. લક્ષ્મણ સાથે રામ સીતાની શોધમાં નીકળી પડયા. જટાયુએ, રાવણ સીતાને હરી ગયાના રામને ખબર આપી પ્રાણત્યાગ કર્યો.

સુગ્રીવ નામે વાંદરાંના રાજાને પોતાના મોટાભાઇ વાલીની સાથે તકરાર થઇ. વાલી બળવાન હોવાથી સુગ્રીવને કિષ્કિંધાપુરીમાંથી કાઢી મૂકયો. રામચંદ્રે સુગ્રીવના પક્ષમાં રહીને વાલીને મારી નાખ્યો. સુગ્રીવે પોતાના માનીતા પ્રધાન હનુમાનને સીતાજીની તપાસ માટે લંકા મોકલ્યો. સમુદ્ર ઓળંગીને હનુમાન લંકા પહોંચ્યા. હનુમાને સીતાજીને અશોક વનમાં રાક્ષસણીઓથી ચોકી કરાયલાં બેઠેલાં જોયાં. પોતે રામચંદ્રનો દૂત છે એમ સંજ્ઞાથી સમજાવી રાત્રિના સીતાજીને રામનો સંદેશો આપ્યો. લંકામાં આગ લગાડીને હનુમાન પાછા રામચંદ્રજી પાસે ઋષ્યમુક પર્વત ઉપર આવ્યા.

રામ લક્ષ્મણની સાથે સુગ્રીવ પોતાનું વાનરોનું સૈન્ય લઈ રાવણ સાથે યુદ્ધ કરવા ચાલ્યો. સાથે રીંછોનું સૈન્ય લઈ જાંબુવાન પણ ગયો. સાગર ઓળંગવા માટે વાનરોએ સમુદ્ર ઉપર પુલ બાંધ્યો. રાવણનાં સૈન્યો સાથે મોટાં યુદ્ધો થયાં. રાવણનો નાનો ભાઈ વિભિષણ રામચંદ્રના પક્ષમાં મળ્યો. રાવણનો ભાઇ કુંભકર્ણ અને પુત્ર ઈંદ્રજિત આ યુદ્ધમાં મરાયા. રાવણ પોતે પણ મરાયો. વિભિષણને લંકાનું રાજ્ય આપીને રામ અયોધ્યા પાછા આવ્યા. ભરત રામની પાદુકા પધરાવી પોતે તપ કરતા હતા એ પણ મલ્યા. રામનો રાજ્યાભિષેક થયો.

કોઈ ધોબીની કરેલી નિંદાથી રામે સીતાને ફરી વનવાસ મૂક્યાં. શ્રી. વાલ્મિકિના આશ્રમમાં એમને લવ–કુશ નામે બે પુત્રો જન્મ્યા. વાલ્મિકિ ઋષિના આગ્રહથી સીતાજીને ફરી રામચંદ્રે તેડાવ્યા ત્યારે અશ્વમેધ યજ્ઞ ચાલતો હતો. પોતાની પવિત્રતાનો પૂરાવો રજૂ કરવા રામે સીતાને કહ્યું. સીતાને ધરતીમાતાએ પોતાનામાં સમાવી દીધાં.

શ્રી. વાલ્મિકિએ રામાયણ બનાવી છે. હિંદની અનેક ભાષાઓમાં રામાયણ રચાઈ છે; પરંતુ હિંદીમાં શ્રી. તુલસીદાસજીની રામાયણ સર્વશ્રેષ્ઠ છે. સીતાજી ભારતનાં સર્વશ્રેષ્ઠ સતી હતાં. અનેક મહાકવિઓ કાલિદાસ, ભવભૂતિ વિગેરેએ સીતા અને રામ પાછળ સુંદર કાવ્યો લખ્યાં છે.



# ૬. શકુંતલા

મહાકવિ કાલિદાસે શકુંતલાને શાકુન્તલનું નાટક લખીને અમર બનાવી છે. શકુંતલા મહાન સતી થઈ ગઈ છે. વિશ્વામિત્ર અને મેનકાથી શકુંતલા ઉત્પન્ન થઈ. એઓ કણ્વઋષિનાં પાલક પુત્રી બન્યાં હતાં. તેઓ કણ્વઋષિના આશ્રમમાં પોતાની પ્રિય સખીઓ અનસૂયા અને પ્રિયંવદાની સાથે રહેતાં હતાં. ચંદ્રવંશનો રાજા દુષ્યન્ત શિકાર કરવા નીકળે છે. એક હરિણ પાછળ એનો રથ દોડે છે. કણ્વઋષિના તપોવન પાસે આવતાં ઋષિના શિષ્યોએ આ તપોભૂમિમાં પ્રાણીહિંસા ન કરવા જણાવ્યું. રાજાએ આજ્ઞા માની. એણે તપોવનમાં ઋષિ આશ્રમના અતિથિ તરીકે પ્રવેશ કર્યો. કણ્વઋષિ પોતે નહોતા. પરતુ ઋષિ કન્યાઓએ એમનો સત્કાર કર્યો. શકુંતલાને જોઈ રાજા મોહિત થયો. એણે શકુંતલા સાથે ગાંધર્વ લગ્ન કર્યાં. પોતાની વીંટી શકુતલાને આપી દુષ્યન્ત રાજધાનીમાં ગયા. દુર્વાસાના શ્રાપથી દુષ્યન્ત શકુંતલાને ભૂલી ગયા. કણ્વ-ઋષિ આશ્રમમાં આવતાં શકુંતલાને શ્વસુરગૃહે વિદાય કરતાં બોલ્યાઃ

'આખરે કન્યાધન પારકું છે; એને વળાવી પતિઘેર આજે.'

ગૌતમીફઇ અને બે શિષ્યો આ આશ્રમવાસી કન્યાને હસ્તિનાપુરના મોટા રાજ્યદરબાર તરફ લઈ ગયાં. કણ્વઋષિએ શકુંતલાને શિખામણ આપીઃ

સેવા તું કરજે સદા મન થકી, તારા વડીલો તણી,
સારો સ્નેહ સખી સમાન ધરજે તારી સપત્ની ભણી;
ભર્તા રોષ કરી વઢે કદી તને, સામે ન તોયે થતી;
તારે સેવકો સાથ રોજ વદતાં, દાક્ષિણ્યતા રાખવી.

દુષ્યન્ત રાજા સભામાં બેઠા હતા. એમણે દુર્વાસાઋષિના શ્રાપથી શકુંતલાને ઓળખી નહિ.

રાજાએ તેણીને સ્વીકારી નહિ. કણ્વઋષિના શિષ્યો પણ એને મૂકીને ચાલતા થયા. શકુંતલા પોતાના દુર્ભાગ્યને રોવા લાગી. એના ઉદરમાં દુષ્યન્તનો ગર્ભ હતો. રાજાએ પોતાના પુરોહિતને શકુંતલાને રાખવા માટે સોંપી. એટલામાં અપ્સરાતીર્થ આગળ એક જ્યોતિર્મય દૈવી-મૂર્તિ એને ખોળામાં લઇ અંતર્ધાન થઇ ગઈ. રાજાના અધિકારીએ એક માછીમાર પાસેથી મેળવેલી વીંટી રાજાને આપી. રાજાના સ્મૃતિપટ ઉપરનો પડદો ખસી ગયો. એને શકુંતલા યાદ આવી એમે હવે શકુંતલાનો વિયોગ સાલવા લાગ્યો.

દુષ્યન્ત રાજાને ઈન્દ્રનું તેડું આવવાથી એ દૈત્યો સાથે લડવા ગયા. ત્યાંથી પાછા ફરતાં હેમકુટ પર્વત ઉપર આવેલા કસ્યપ ઋષિના આશ્રમમાં આવી પહોંચ્યો. અહીં એક રૂપાળું સશકત બાળક સિંહના બચ્ચા સાથે રમતાં રમતાં સિંહને સતાવી રહ્યું હતું. બે તાપસી સ્ત્રીઓ એને ઠપકો આપે છે. બાળક માનતું નથી. તાપસીઓ એને શકુંતનું રમકડું આપવાની લાલચ આપે છે. શકુન્ત [ મોર ]નું

નામ સાંભળી પોતાની માતા શકુંતલા કયાં છે એમ પૂછે છે. તપસ્વિનીઓને પૂછતાં આ બાળકનું નામ "સર્વદમન" છે અને એ દુષ્યન્ત રાજા અને શકુંતલાનો પુત્ર છે એમ રાજાને ખબર પડી.

શકુંતલા પણ બાળકને મળવા ત્યાં આવી. એણે પતિને જોયા. બાળક " મા, મા, " કરતો મા પાસે દોડતો આવ્યો. પણ શકુંતલાએ હંમેશ મુજબ સર્વદમનને તેડયો નહિ. એની નજર પતિ તરફ હતી. તેની આંખમાં આંસુઓ ભરાઈ આવ્યાં.

શકુંતલાનું વર્ણન કવિ, દુષ્યન્તના મુખે કહેવરાવે છેઃ

ઝાંખા વિધવા વસ્ત્ર એ પેરી બેઠી બાઈ;
જપતપ કેરાં નિયમથી મુખડું ગયું સૂકાઈ;
એક જ વેણી મસ્તકે એવી શુશીલ નાર,
મુજ નિર્દયનું વિરહવ્રત પાળે મન નિરધાર.

રાજા, પુત્ર અને પત્ની સહિત કશ્યપઋષિના દર્શને ગયા. એમનો આશિર્વાદ મેળવી પોતાના દેશમાં પાછા ગયા.

આ રીતે દેશપરદેશોમાં સર્વશ્રેષ્ઠ નાટક શાકુંતલની કથા મહાકવિ કાલિદાસે મહાભારતમાંથી લીધી છે.

" સર્વદમન " એ ભરત તરીકે ચક્રવર્તિ રાજા આખા ભારતવર્ષનો થયો. એના નામ ઉપરથી ભરતખંડ કે ભારતવર્ષ નામ આ દેશને મળ્યું છે.

# ૭. વિદુલા

**વિદુલા** મહા તેજસ્વી રાણી હતી. એના શરીરમાં ક્ષત્રિયતા, વટ અને જુસ્સો હતાં. એનો પુત્ર સંજય રાજા હતો. પરંતુ એનામાં રાજાપણાના ગુણો નહોતા. એ એશઆરામી અને મોજીલો યુવાન હતો. યુદ્ધ પ્રત્યે એને તિરસ્કાર હતો. કુંતા માતાએ પોતાના પુત્રો પાંડવો પાસે, વિદુલાએ પોતાના પુત્ર સંજયને કરેલો ઉપદેશ મહાભારતમાં આવ્યો છે.

'નિર્બળ મનના પોતાના પ્રાણત્યાગના સાધારણ સ્વાર્થ ખાતર તેં યશસ્વી એવી રણભૂમિનો ત્યાગ કર્યો છે? એક નમાલી સ્ત્રી પેઠ તું ખૂણે ભરાઈને રુવે છે? તારું પુરૂષાતન ક્યાં ગયું? તારી કીર્તિ નાશ પામી છે. તું હલકો થયો છે—પામર બન્યો છે. તું ચૂડીઓ પહેર. તારૂં રાજ્ય શત્રુઓના હાથમાં આવ્યા પછી તારૂં જીવન ધિક્કારમય બનશે. તારૂં જીવવું ફોગટનું થશે. ખૂણે બેઠેલી સ્ત્રીની પેઠે તું નકામો બનીશ. શત્રુઓની સાથે સામી છાતીએ લડ્યા વગર જે પીઠ દેખાડે છે તેને ધિક્કાર છે. સ્ત્રીઓ પણ પોતાને કાયર મનાવવા તૈયાર નથી. એ વખત આવ્યે પોતાનાઓનું રક્ષણ કરવા માટે તૈયાર થાય છે. તું સ્ત્રીઓથી પણ ગયો?

તારૂં જીવન અતિશય તિરસ્કારયુક્ત થયું છે. તારા જેવું હલકું પ્રાણિ જગતમાં મળવું મુશ્કેલ છે. આપણું રાજ્ય, સમૃદ્ધિ, કુળ, સત્તા, શક્તિ, બળ, વીર્યનો નાશ કરવા માટે સાક્ષાત કળિએ તારા રૂપે અમારા રાજ્યકુળમાં જન્મ લીધો છે. તારા જેવા તેજહીન, બાયલો, વીર્યહીન, પુત્રના જન્મથી અમારા પિતૃઓને મોટા ખેદ થયો છે. તેં શત્રુઓને હસાવ્યા છે અને પોતાનાઓને રોતાં કર્યાં છે. આ તને અનાર્ય અને દુષ્ટબુદ્ધિ ક્યાંથી સુઝી ?

'સંજય ! હજી પણ ઉભો થા. હથિયારો ઉપાડ અને સામી છાતીએ શત્રુઓ સાથે લડી તારા વડીલોની કીર્તિ ઉજ્વળ કર. શત્રુઓની સામેથી ભાંગીને આ નિરાશાભરેલું જીવન જીવ મા. આવા શત્રુઓના પગોથી કચડાયલું તિરસ્કારયુક્ત જીવન જીવીને રહેવું એ કરતાં તો આપઘાત કરવો સારો છે. જા, જઈને શત્રુઓની સાથે વીરપુરૂષની પેઠે લડ. સામી છાતીએ લડીને શત્રુઓના હાથથી માર્યા ગયેલા મારા પુત્રની કીર્તિ ઉપર સંતોષથી જીવીશ. તું બહાદુર, શૂરવીર થઈ લડ. વીર પુત્રની માતા તરીકે મને ગૌરવ લેવા દે. તું વીરકુળમાં જન્મેલો રાજા છે. શત્રુઓનો પરાજય કરવો કે યુદ્ધમાં પ્રાણ આપવા એ તારો ધર્મ છે. તારા ધર્મને તું પાળ. તારા વડીલોએ કોઈ શત્રુના પગમાં માથું નમાવી એમની કૃપાની ભીખ માંગી નથી. તું આ નિકૃષ્ટ માર્ગે જશે ? જે ખરા ક્ષત્રિયકુળમાં જન્મ્યો છે તે પામર બનવા માટે નહિ પણ વીર બનવા માટેજ, તારો જન્મ છે. આ નાશ પામવાવાળા શરીરના માટે તને એટલી બધી આસક્તિ છે કે તું પોતાનો ધર્મ ચૂકવા તૈયાર થયો છે. વીરવંશના કલંકરૂપ તું મા થા. પણ યશસ્વી અને વીર બની જગતમાં તારા કીર્તિધ્વજને પ્રસાર. કલંકિત જીવન ગુજારવાનો હલકો ધંધો નહિ કર.

'હું તને શ્રીહીન, યશહીન, પુરૂષાર્થહીન જોઇ શકતી નથી. મારો પુત્ર આવો અધમ અને કલંકિત બને એ વિચાર જ હું સહન કરી શકતી નથી. મને મારા પુત્ર ઉપર પ્રેમ છે પણ વીર-પુત્ર ઉપર પ્રેમ છે. ઉદ્યમહીન, બળહીન અને શૌર્યહીન પુત્ર મને પત્થર સમાન ત્યાજ્ય છે. તું તારો મોહ મૂક. બાયલાપણાના વિચારોને ફેંકી દે. ઊભો થા, તારા હથિયારો સજી લે. શત્રુઓની ઉપર પૂરા બળથી તૂટી પડ. જા, યશ તારો છે. કીર્તિદેવી તને વરમાળા પહેરાવવા ઝંખી રહી છે. ગભરાઈશ નહિ, સમગ્ર બળથી લડ. તારૂં સૈન્ય તારી વાટ જુએ છે. ફરી યુદ્ધના રણશિંગાઓ ફૂંકાઓ. ધૈર્ય ધરી સ્વકર્તવ્ય બજાવવા કટિબદ્ધ થા. બાયલા માટે જગત નથી.

વિદુલાના ઉત્તેજક શબ્દોથી રાજા ઊભો થયો. એણે સિંધુ-રાજનો પરાજય કર્યો. માતાએ વિજયી પુત્રનાં ઓવારણાં લીધાં.



# ૮. શાંડિલી

શાંડિલી તપસ્વી શાંડિલ્ય ઋષિની પુત્રી થાય. પિતા પાસેથી એણે ધર્મશાસ્ત્ર અને યોગવિદ્યાનો અભ્યાસ કર્યો હતો. એણે ઘણા પ્રેમથી પતિભક્તિ કરી હતી. એના વિદ્વાન પતિની એ પ્રિય શિષ્યા હતી. ગૃહજીવનમાં અને વિદ્વાન પતિના સહવાસમાં એના સદ્‌ગુણો ખૂબ ખીલ્યા હતા. સુપના નામે દેવબાળાએ એને વ્રત, અનુષ્ઠાન કે તપ વડે શાંડિલીએ એટલા ઊંચા ગુણો ક્યાંથી મેળવ્યા હતા એમ પૂછ્યું ત્યારે શાંડિલીએ જવાબ આપ્યો કે મારા નિયમો નીચે મુજબ હતા:

"મેં આજ દિવસ સુધી પતિનું અકલ્યાણ થાય એવું એકેય કર્મ કર્યું નથી અથવા એકેય એવું વચન ઉચ્ચાર્યું નથી.

એક વખત મારા પતિ પરદેશ ગયા હતા ત્યારે મેં બધાં સુખ, મોજમજા છોડીને એકચિત્તથી પતિના કલ્યાણ માટે પરમાત્માની પ્રાર્થના કરી હતી. મારા હૃદયમાં પતિની કુશળતાનીજ ઉત્કૃષ્ટ ઈચ્છા રહે છે. પતિનું મંગળ ઈચ્છવું, તે મેળવવા માટે દરેક પ્રયત્ન કરવો એવી મારી હંમેશાં વર્તણૂંક રહી છે.

હું કદી પણ મર્યાદા ત્યજીને બહારના માણસો સાથે ઊભતી નહિ અને અમર્યાદ રીતે વાતો કરતી નહિ.

જાહેર અથવા ગુપ્ત રીતે મેં કદી કોઈનું અહિત ઈચ્છ્યું નથી કે અશુભ અથવા નિંદવા યોગ્ય કાર્ય કર્યું નથી.

દેવતાઓ, વિદ્વાન બ્રાહ્મણો. પવિત્ર સાધુસંતો અને વડીલોની મે સેવા કરી છે.

મારા પતિના આરોગ્ય અને સ્વાસ્થ્ય માટે મે એમની પ્રેમથી સેવા કરી છે.

પતિ અને વડીલને ઇચ્છાઓ કહીને અથવા કઠિન શબ્દોથી મે સંતાપ્યા નથી.

ઘરની ગુપ્ત વાતોના મે પ્રકાશ કર્યા નથી.

હું કુટુંબના પાલનના સર્વ કાર્યો નિયમિત રીતે વહેલી ઊઠી કરતી હતી. સૌનું અનુપાલન થાય તેવી મારી કાર્યપદ્ધતિ રહેતી હતી.

ઘર અને ઘરની સામગ્રીઓ સ્વચ્છ રાખતી હતી



## ૯. મૈત્રેયી

મહાજ્ઞાની યાજ્ઞવલ્કય ઋષિને મૈત્રેયી અને કાત્યાયની નામની બે સ્ત્રીઓ હતી. મૈત્રેયી મિત્રઋષિની કન્યા હતી. બ્રહ્મવાદિની ગાર્ગીની, મૈત્રેયી ભાણેજ થાય. એણે બ્રહ્મવાદી પિતા પાસે બ્રહ્મજ્ઞાન મેળવ્યું હતું. યાજ્ઞવલ્કય ઋષિની સાથે રહીને એણે બ્રહ્મજ્ઞાનનો વિકાસ કર્યો હતો. યાજ્ઞવલ્કય ઋષિએ ઉત્તરાવસ્થામાં સંસાર ત્યાગવાનો નિશ્ચય કર્યો. એમણે પોતાની જે માલમિલકત હતી તે પોતાની બંને પત્ની કાત્યાયની અને મૈત્રેયીને સમભાવે વહેંચી દેવાની યોજના કરી. પરંતુ મૈત્રેયીએ જણાવ્યું કે—'નાથ! આ તો સાધારણ ધન છે. પરંતુ આખા જગતની સમૃદ્ધિ મળે તેથી પણ શું? એ બધાં નશ્વર પદાર્થો છે. મને આ નશ્વર પદાર્થોથી અમરત્વ મળી શકશે?' યાજ્ઞવલ્કય ઋષિએ કહ્યું: "ના, આ નશ્વર પદાર્થોથી અમરત્વ મળશે નહિ." મૈત્રેયીએ જવાબ આપ્યો કે, 'જ્યારે ધન-સંપત્તિ અને રાચરચીલાથી અમરત્વ મળશે નહિ ત્યારે એને લઈને હું શું કરું? મને તો બ્રહ્મજ્ઞાન આપો કે જેથી મને અમરત્વ મળે. મને સંસારના પદાર્થોમાં મોહ નથી. આ સર્વ ધન અને વસ્તુઓ મારી બહેન કાત્યાયનીને ખુશીથી આપી દો. મને ઉપદેશ આપો."

યાજ્ઞવલ્ક્ય ઘણા ખુશી થયા. એમણે મૈત્રેયીને કહ્યું કે, 'પતિ, સ્ત્રી, માતપિતા, બાળકો, સગાંસંબંધીઓ, ધન, રત્ન, અને સંસારના સર્વે પદાર્થો આત્માનેજ અર્થે લોકોને પ્રિય લાગે છે. વસ્તુ ખાતર કોઈ વસ્તુ પ્રિય નથી પણ આત્માને માટે એમાં પ્રિયતા આપણે આપીએ છીએ. આથી આત્માજ સૌથી વધારે પ્રિય છે. સર્વ પ્રિયતાનું મૂળ છે. જગતમાં જુદાં જુદાં પદાર્થોમાંથી જે પ્રેમ, આસક્તિ, સ્નેહ મળે છે તે આત્માના મહાપ્રેમના ઝરણામાંથી મળે છે. આત્મારૂપી મહાપ્રેમ મળે તો પછી કાંઇ મેળવવા જેવું બાકી રહેતું નથી. સાંસારિક પ્રીતિ, સીમાવાળી, તુચ્છ, વિકારી અને ક્ષણભંગુર છે. આત્માનો પ્રેમ અવિનાશી, નિત્ય, અખંડ સ્વરૂપ છે એથીજ અનંત વિશ્વપ્રેમ પ્રગટે છે. એ પ્રેમસાગર પરમાત્મદર્શન દરેક વ્યક્તિએ વિકાસ પમાડવું જોઈએ. શ્રવણ, મનન દ્વારા આત્માની એકતા, આનંદ-સ્વરૂપ અને સત્યરૂપ દેખાશે.

આ આત્મતત્ત્વના જ્ઞાનથી સંસારની કોઇ વસ્તુ જાણવાની ઇચ્છા નહિ રહે: એજ મુખ્ય જ્ઞાન, વિજ્ઞાન અને વિદ્યા છે. પરમાત્મામાં વિશ્વની સત્તા કેન્દ્રિત થઈ છે. આત્મજ્ઞાની, અનાત્મ પદાર્થને વિષે મોહ રાખતો નથી. બ્રહ્મથી સર્જેલ આ સર્વ પદાર્થો બ્રહ્મથી જુદાં નથી. મીઠાનો ગાંગડો જળમાં પડીને જળમય થાય છે તેમ આ સર્વ સંસાર બ્રહ્મમય બને છે. આપણું એ મમત્વપણું નાશ પામે એટલે બાકી અવિનાશી બ્રહ્મતત્ત્વજ રહે છે. બ્રહ્મ અપરિચ્છિન્ન, નિર્વિકારી. કારણ કાર્યરહિત, વિશુદ્ધ જ્ઞાનસ્વરૂપ નિત્ય છે.

જગતનાં ઐહિક સુખોથી આપણને તૃપ્તિ અને સંતોષ મળતાં નથી. ભોગ, ઐશ્વર્યપદ, ગૌરવ. યશકીર્તિ પ્રાપ્ત કરનારને

પણ પરમ સુખ પ્રાપ્ત થતું નથી.' એમનાથી વધારે પદ મેળવવાની ઇચ્છા સર્વ સુખોનો નાશ કરે છે. પાર્થિવ સુખથી ક્યારેય પૂર્ણ તૃપ્તિ થતી નથી. પરંતુ સુખ, આનંદ, સત્ય અને નિત્ય બ્રહ્મજ્ઞાનથીજ આત્મા પરમાત્માનું અક્ય સમજાઈ અનુભવાય છે.''

મૈત્રેયી બ્રહ્મજ્ઞાનને પામી હતી. તેણે અતિ સુંદર પ્રાર્થના કરી છે. બૃહદારણ્યક ઉપનિષદમાં એ સુંદર વાક્યો અપાયાં છે. એનાથી બીજાં ઉત્તમ વાક્યો મળવાં મુશ્કેલ છે.

'અસતમાંથી મને સતમાં લઈ જાઓ. અંધારામાંથી મને પ્રકાશમાં લઈ જાઓ. મૃત્યુમાંથી મને અમૃતમાં લઈ જાઓ. હે પ્રકાશ સ્વરૂપ! તમે મારામાં પ્રકાશિત થાવ. હે રૂદ્ર, તમારૂં પ્રસન્ન દક્ષિણ મુખનાં મને દર્શન કરાવો. એ મુખ વડે મારૂં નિત્ય રક્ષણ કરો.'

મૈત્રેયીના પિતા મિત્રઋષિ સમર્થ વિદ્વાન હતા. એમના વિદ્યાલયમાં હજારો શિષ્યો અધ્યયન માટે આવતા હતા. એ વિદ્યાલયમાં મૈત્રેયી શિક્ષિકા હતાં. એમણે પોતાના અપૂર્વ જ્ઞાનનો લાભ ઘણાઓને આપ્યો હતો.

ભારતની સન્નારીઓમાં મૈત્રેયીનું સ્થાન ઊંચું છે.



## ૧૦. શૈબ્યા અથવા તારામતી

આપણામાં રાજા હરિશ્ચન્દ્ર સત્યના અવતાર મનાય છે. શૈબ્યા અથવા તારામતી એની રાણી હતી. એમનું આખ્યાન પુરાણો અને ચંડકૌશિક નામના સંસ્કૃત નાટકમાં મળે છે. હરિશ્ચન્દ્ર એ આર્યાવર્તની પ્રસિદ્ધ પ્રાચીન વ્યક્તિ છે. નાનાં બાળકો પણ એની વાત જાણે છે. અયોધ્યાપુરીના આ હરિશ્ચન્દ્ર ઇક્ષ્વાકુ કુળના રાજા હતા. એમના પુરોહિત બ્રહ્મવેત્તા વસિષ્ઠ ઋષિ હતા. હરિશ્ચન્દ્રની રાણી તારામતી અથવા શૈબ્યા મહાન પતિવ્રતા અને અપૂર્વ આત્મત્યાગવાળી હતી. એ સદ્દ્ગુણી અને સત્કાર્યો ઉપર પ્રીતિ રાખનારી હતી. હિંદુધર્મ અને આર્યત્ત્વના પ્રતિક રૂપ આ દંપતી હતાં.

વિશ્વામિત્ર ઋષિને આ રાજાની કસોટી કરવાનું મન થયુ. એમણે કૌશલ્યથી રાજા પાસેથી અયોધ્યા પ્રદેશનું રાજ્ય માગી લીધું. રાજાએ ઋષિને ચરણે એ રાજ્ય મૂકી દીધું; ઋષિએ એમને અયોધ્યાનો પ્રદેશ મૂકીને ચાલી જવા ફરમાવ્યું, તેમજ દાન ઉપર દક્ષિણા રૂપે પુષ્કળ ધન હરિશ્ચન્દ્ર પાસે માગ્યું. ઋષિ પાસે રાજાએ આ દક્ષિણા આપવા માટે એક માસની મુદત માંગી.

રાજા કાશી જવા નીકળ્યો. શૈબ્યાએ પાછળ ન રહેતાં સ્વામીની સાથે જવાનો નિર્ણય કર્યો. પુત્ર રોહિતાશ્વ પણ સાથેજ ગયો. કાશીમાં રાજાના અનેક પ્રયત્નો છતાં ધન મળ્યું નહિ. અત્યંત ગરીબીમાં રાજા, રાણી અને રાજકુંવર જીવન વિતાવવા લાગ્યાં. વિશ્વામિત્ર ઋષિને એમની પૂરી કસોટી કરવી હતી. એઓ કાશી આવી પહોંચ્યા. રાજા પાસે દક્ષિણા માગી. રાજાએ લાચારી દેખાડી. પરંતુ ઋષિ મક્કમ રહ્યા. દક્ષિણાની મુદત પૂરી થવા આવી હતી.

શૈબ્યાએ પોતાને વેચીને દક્ષિણાના પૈસા ઊભા કરવા રાજાને પ્રાર્થના કરી. અત્યંત વ્યગ્ર મને હરિશ્ચન્દ્ર રાજા દાસી તરીકે રાજરાણીને વેચવા તૈયાર થયા. એમને પોતાની પ્રતિજ્ઞાની રક્ષા કરવી હતી. એમણે બજારમાં રાણીને વેચવા માટે જાહેર કર્યું. એક વૃદ્ધ બ્રાહ્મણે શૈબ્યા અને રોહિતાશ્વને વ્યાજબી ભાવે ખરીદી લીધાં. આવો શૈબ્યા રાણી જેવો આત્મત્યાગનો દાખલો અતિ વિરલ છે.

રાજાનું હૃદય દુઃખોના ધુમાડાથી ઘેરાઇ ગયું હતું. રાજાએ પત્ની અને પુત્રને વેચી જે ધન મળ્યું હતું તે વિશ્વામિત્ર ઋષિના ચરણે સોંપ્યું. છતાં ઋષિનું ઋણ પૂરું થયું નહિ, એટલે રાજા પોતાને વેચવા નીકળ્યો. એક ચંડાળે રાજાને ખરીદી લીધો. સાંજ પડયા પહેલાં જ ઋષિને દક્ષિણાનાં નાણાં પહોંચાડવાં જોઇએ. એટલે મહારાજાને ચંડાળને ત્યાં વેચાવું પડયું. ઋષિને હવે પૂરતાં નાણાં મળ્યાં. પણ રાજારાણીની કસોટી એમને પૂરી કરવી હતી.

ચંડાળ, સ્મશાનનો કર ઉઘરાવનાર ઈજારદાર હતો. એણે પોતાના પ્રતિનિધી તરીકે હરિશ્ચન્દ્ર રાજાની નિમણુંક કરી. રાજાને હવે સ્મશાનમાં જ રહેવાનું થયું હતું.

બ્રાહ્મણ મહાલોભી હતો. તે શૈબ્યા રાણી અને રાજકુમાર રોહિતાશ્વને પૂરું ખાવાનું પણ આપતો નહિ. ખૂબ કામ પણ કરાવતો હતો. રાણી પોતાના ખાવામાંથી કુમારને ભાગ આપતી હતી. તે વધારે પડતાં કામ અને ભૂખમરાથી એકદમ સુકાઈ ગઈ. હજી દુઃખ પૂરું થયું નહોતું. વિધાતાએ વધારે કષ્ટની રાણી ઉપર વૃષ્ટિ કરી. રોહિતાશ્વ, બ્રાહ્મણની પૂજા માટે ફૂલો ઉતારવા ગયો હતો. ત્યાં એને સર્પ ડસ્યો. એ મરણ પામ્યો. રાણી મૂર્છિત થઇ ગઈ, અને વિલાપ કરવા લાગી. રાણી મૃત કુમારને સ્મશાનમાં લાવવા માટે પોતાની કાંધે ઉપાડી લઈ ગઈ. હરિશ્ચન્દ્ર ચંડાળની વતી કર ઉઘરાવવા સ્મશાનમાં હતા. તે પુત્રને મરણ પામેલો જોઈ બેશુધ્ધ થઈ ગયા. પતિ-પત્નીએ પુત્ર માટે વિલાપ કર્યો. રોહિતાશ્વને બાળવા માટે શૈબ્યા પાસે સ્મશાનના લાગાના પૈસા નહોતા. હરિશ્ચન્દ્રે વગર લાગે કુમારને બાળવાની રજા આપવા ના પાડી. છેવટે રાજા-રાણી પણ આત્મહત્યા કરવા તૈયાર થયાં. વિશ્વામિત્ર ઋષિએ એમને દર્શન દઈને આત્મસંતોષ જાહેર કર્યો. ફરી આશીર્વાદ સાથે રાજ્ય પાછું સોંપ્યું.



## ૧૧. સુકન્યા

શર્યાતી રાજાને સુકન્યા એકમાત્ર પુત્રી સંતાન હતું. રાજાની રાજધાનીની નજદીક એક મોટા તળાવની પાસે વન હતું. આ વનમાં ભૃગુ ઋષિના પુત્ર ચ્યવન ઋષિ તપશ્ચર્યા કરતા હતા. ઘણો સમય થયાં તપશ્ચર્યા કરતા ઋષિ ઉપર માટીનો ઢગ થઈ રાફડા બની રહ્યો હતો. એ રાફડા ઉપર કીડીઓએ દર કર્યાં હતાં. માટીથી વીંટાયલા ઋષિની બે ચળકતી આંખો બહાર દેખાતી હતી. સુકન્યા સખીઓ સાથે એ સ્થળે આવી પહોંચી. ઋષિની ચળકતી આંખોને જોઈ, એ કાંઇ ચળકતું પતંગિયું જાનવર છે એમ માની બાવળનો કાંટો લઇ સુકન્યાએ આંખોમાં ભોંકી દીધો. પરિણામે મુનિ નેત્ર તેજહીન થયા. એમની આંખોમાંથી લોહી વહેવા માંડયું. ઋષિને થયેલી પીડાની ખબર રાજા શર્યાતીને પડી. એમણે આ રીતે મુનિનો કોણે અપરાધ કર્યો છે એની તપાસ કરી. સુકન્યાએ પિતા પાસે આવીને અપરાધનો સ્વીકાર કરી લીધો.

રાજાએ ચ્યવન મુનિ પાસે જઈ પોતાની કન્યાએ કરેલા અપરાધ માટે માફી માંગી. રાજાએ ચ્યવન ઋષિને સેવા માટે દાસદાસીઓ

આપવા માંડી. ઋષિએ જણાવ્યું: "સેવાનું ખરૂં કામ સ્ત્રીજ કરી શકે, માટે તારી કન્યા મને વિવાહમાં આપ" વૃદ્ધ ઋષિની આ માંગણી રાજાને અનુકૂળ આવી નહિ. ઋષિના ક્રોધને પણ શાંત કરવાની જરૂર હતી. રાજા ધર્મસંકટમાં પડયો. વૃદ્ધને કન્યા કેમ પરણાવાય ? ઋષિના અપરાધથી પણ મુક્ત થવાની જરૂર હતી. સુકન્યાએ એ સમયે આવી પિતાને કહ્યું કે, 'હે પિતા! મે અપરાધ કર્યો છે, અને આથી હું એ અપરાધનું પ્રાયશ્ચિત ભોગવીશ. ખુશીથી મારો વિવાહસંબંધ મહર્ષિ ચ્યવન સાથે બાંધો. હું તેમાં સંમત છું.' કન્યાના આગ્રહથી રાજાએ ચ્યવન ઋષિ સાથે કન્યાને પરણાવી. સુકન્યાએ એકચિત્તે વૃદ્ધ અપંગ પતિની સેવા કરવા માંડી. એણે એજ પોતાનું શ્રેષ્ટ કર્તવ્ય માન્યું. ત પતિવ્રતા સ્ત્રી હતી. પતિસેવા, અગ્નિહોત્ર, અતિથિસત્કાર વગેરે શુભ કર્મો કરવામાં સુકન્યા આખો દિવસ પ્રવૃત્ત રહેવા લાગી. આ વનમાં દેવોમાં શ્રેષ્ઠ એવા અશ્વિનીકુમારો આવી પહોંચ્યા. સુકન્યાનુ લાવણ્ય જોઈ અશ્વિનીકુમારો મોહિત થયા. એમણે સુકન્યાને પોતાના પતિવ્રતાના ધર્મથી ચળાવવા માટે અનેક યુક્તિઓ કરી. પરંતુ સુકન્યાએ બહુ મજબૂતીથી અને દઢતાથી અશ્વિનીકુમારોની માંગણી સ્વીકારી નહિ. એ પોતાના ધર્મથી ચળી નહિ. અશ્વિનીકુમારો એની પતિભક્તિથી પ્રસન્ન થઈ ચ્યવન ઋષિને યૌવન અને સુંદર રૂપ આપી વિદાય થયા.



## ૧૨. દ્રૌપદી

પ્રાચીન સતીઓમાં સૌથી તેજસ્વી આર્યા દ્રૌપદી (કૃષ્ણા) હતી, એ વાત નિઃસંશય છે. એ સ્પષ્ટવક્તા હતી. અતિ બુદ્ધિમતી હતી. એની વ્યવસ્થાશક્તિ ઊંચા પ્રકારની હતી. એનામાં પ્રચંડ શક્તિ ભરી હતી; ઓજસ્વી, તેજસ્વી અને પતિવ્રતા નારી હતી. એ ધર્મશાસ્ત્રોને જાણતી હતી: નીતિશાસ્ત્ર, નારીના ધર્મો, રાજધર્મોમાં પ્રવીણ હતી. દ્રુપદ રાજાની આ વિદુષી કન્યા અત્યંત તીક્ષ્ણ બુદ્ધિની હતી. એના પિતાએ દ્રૌપદીનો સ્વયંવર કર્યો. પાંડવો આ સમયે કુંતી માતા સાથે કૌરવોના ષડ્યંત્રથી તૈયાર કરાયેલા લાક્ષાગૃહની આગમાંથી બચી જંગલમાં ભ્રમણ કરતા હતા. ભીમે હિડંબ રાક્ષસને મારી હિડિંબા નામની રાક્ષસણી સાથે વિવાહ કર્યો હતો. ત્યાંથી તેઓ દ્રુપદ રાજાના નગરમાં આવી પહોંચ્યા હતા. અહીં છાની રીતે એક કુંભારના ઘરમાં તેઓ ઊતર્યા હતા. સ્વયંવરમાં એક ઊંચો સ્થંભ ઉભો કરી તે ઉપર ઊંચે એક માછલી ગોઠવી હતી. નીચે પાણીનું પાત્ર રાખ્યું હતું. તેમાં માછલીનું પ્રતિબિંબ પડતું હતું. એ માછલીના પ્રતિબિંબને જોઇ તેના ઉપર દૃષ્ટિ રાખી માછલીને તીરથી વિંધવાનું રાખ્યું હતું. એ લક્ષ્યભેદ કરે તેને દ્રૌપદી [કૃષ્ણા] વરે એવો સ્વયંવરનો પ્રકાર હતો.

અંગ દેશનો રાજા કર્ણ લક્ષ્યભેદ કરવા આવ્યો. એ સૂત જાતિનો હતો એટલે તેજસ્વી દ્રૌપદીએ રાજાઓની વચ્ચે પડકાર કરીને કહ્યું: " હું સૂત પુત્રને કદી પરણનાર નથી." આથી કર્ણે પ્રયત્ન કરવો છોડી દીધો. બીજા ઘણા રાજાઓએ આમાં નિષ્ફળતા સેવી. પાંડવો પણ છુપા વેશમાં ત્યાં આવ્યા હતા. અર્જુને ઉભા થઇ ધનુષ્ય લઇ તીર ગોઠવીને લક્ષ્યભેદ કર્યો. દ્રૌપદીએ એને વરમાળા પહેરાવી. બધા રાજાઓને ઈર્ષ્યા થવા લાગી. એઓ લડવા તૈયાર થયા. ભીમ અને અર્જુને એમનો પરાજય કર્યો. દ્રૌપદીને લઈ માતાને ઉતારે પાંડવો આવ્યા.

" માતા ! અમે આજે અમૂલ્ય રત્ન લાવ્યા છીએ." અર્જુને રાંધતી માતા પાસે વધાઈ ખાધી.

માતાએ ઊંચું જોયા વગર " પાંચે ભાઈઓ વહેંચી લ્યો" એવો જવાબ આપ્યો.

વેદવ્યાસ અને બીજા ઋષિઓએ પાંચાલી દ્રૌપદી પાંચે પાંડવોની સમભાવે પત્ની થાય એવો આદેશ આપ્યો. દ્રુપદને સમજાવીને પણ એમણે પાંચે પાંડવો સાથે દ્રૌપદીના વિવાહ કર્યાં !

ભીષ્મ વગેરેના વચ્ચે પડવાથી પાંડવોને ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય ધૃતરાષ્ટ્ર રાજાએ આપ્યું. ત્યાં અર્ધ રાજ્યભાગ મેળવી તેઓ સુખેથી રહેવા લાગ્યા. અર્જુન ત્રણ વરસ સુધી દેશાટન કરવા નીકળ્યા. ત્યાં શ્રી કૃષ્ણની બ્હેન સુભદ્રાને પરણી પાછા આવ્યા. સુભદ્રાને અભિમન્યુ થયો. દ્રૌપદીને પણ પાંચ પુત્રો થયા. બંને વચ્ચે ખૂબ સંપ હતો.

કૌરવોએ પાંડવોને જુગાર રમવા માટે હસ્તિનાપુરમાં બોલાવ્યા. શકુની–કૌરવોના મામાના દાવપેચથી યુધિષ્ઠિર જુગારમાં હારી ગયા. દ્રૌપદીને દાસીપણાનો સમય આવ્યો.

કૌરવો રજસ્વલા દ્રૌપદીને સભામાં લાવ્યા. દ્રૌપદીએ કહ્યું: "હું દાસી કદાપિ નથી. પ્રથમ યુધિષ્ઠિર પોતાને રમતમાં હાર્યાં છે એટલે એઓ દાસ થયા. એ સમયે હું સ્વતંત્ર રાજ્યરાણી રહી હતી. એક દાસ થયેલો માણસ રાજ્યરાણીને હોડમાં કેમ મૂકી શકે?" આ પ્રશ્નનો નિર્ણય સભામાં કોઇએ આપ્યો નહિ. દુઃશાસને દ્રૌપદીનાં ચીર ખેંચ્યાં. દ્રૌપદીએ દુઃશાસનની છાતીનું લોહી ભીમને પીવાની આકરી પ્રતિજ્ઞા લેવરાવી, અને ત્યાં સુધી ચોટલો નહિ વાળવાનું પણ લીધું. રાજા ધૃતરાષ્ટ્રે દ્રૌપદીના વાકચાતુર્યથી પ્રસન્ન થઈ રાજ્ય પાછું આપ્યું.

ફરી યુધિષ્ઠિરને જુગાર રમવાને કૌરવોએ નોતર્યા; તેમાં જે હારે તેને બાર વરસ સુધી વનવાસ ભોગવવો અને એક વરસ અજ્ઞાત રહેવું એવી હોડ હતી. યુધિષ્ઠિર હાર્યા. પાંડવોને વનવાસ ભોગવવા જવું પડ્યું; સાથે દ્રૌપદી પણ ગયાં.

વનવાસમાં શ્રીકૃષ્ણની હાજરીમાં યુધિષ્ઠિર અને દ્રૌપદીનો સંવાદ થયો. દ્રૌપદી બોલ્યાં કે, "પૃથ્વીમાં કર્મ સાધવામાંજ પુરૂષાતન છે. નિશ્ચેષ્ટ પુરૂષ જગતમાં કદી પણ ઉન્નતિ કરી શકતો નથી. દૈવ ગમે તેવું બળવાન હોય પણ પુરૂષાતન જ મનુષ્યને આગળ વધારે છે. કર્મ જ જીવન છે. કર્મ જ સુખનું મૂળ છે, ફળની ઇચ્છા વગર કર્મ કરવાં જોઇએ. ક્ષમા સર્વ સંયોગોમાં અનુકૂળ આવતી નથી, માટે ઉદ્યમશીલ થઈ દુષ્ટોને દંડ આપવો એ તેજસ્વીઓનું કામ છે. ક્ષત્રિઓએ પોતાના ક્ષાત્રધર્મનું રક્ષણ કરવું જોઇએ. સૌ પોતાના ધર્મમાં ચાલે તોજ જગતમાં શાંતિ રહેશે."

વનવાસમાં શ્રીકૃષ્ણની સાથે આવેલાં એમનાં પત્ની સત્યભામાએ 'તમે કયા મંત્ર અને જાદુથી એમનું વશીકરણ કર્યું છે.' એમ પૂછતાં દ્રૌપદી બોલ્યાં કે–

'હું મન, વચન અને કર્મથી સ્વામીઓની સેવા કરું છું. જ્યારે રાણી હતી ત્યારે મહેલનો કારભાર એમણે મને સોંપ્યો હતો. હું દરરોજ પોતાને હાથે સાફસૂફ કરીને રસોઈ કરીને યથાસમય બધાંને જમાડતી હતી. મહેલની હું સુંદર વ્યવસ્થા રાખી સૌની સગવડો જાળવતી હતી. ગૃહસંસારનો આવકજાવકનો હિસાબ રાખતી હતી. સૌ આશ્રિતો કેમ સુખ આરામમાં રહે તેની સદૈવ સંભાળ રાખતી હતી. બધાં જમ્યા પછી હું જમતી; બધાં સૂતા પછી હું સૂતી. સૌથી પહેલી ઊઠતી. સાસુજીની સેવા અનેક નોકરો છતાં હું જાતે કરતી હતી. સૌને પ્રસન્ન રાખવા એ મારો ધર્મ હતો. હું પાંડવોની દરેક બાબતમાં સલાહકાર હતી.'

દિગ્વિજય કરવા નીકળેલા કૌરવો ઘોષયાત્રા કરતા ગાંધર્વોના રાજા ચિત્રરથના હાથથી પરાજય પામ્યા. ચિત્રરથ કૌરવોની વધૂઓને પણ લઈ જતો હતો. રુદન કરતી કૌરવવધૂઓને જોઈ દ્રૌપદીને કરુણા ઊપજી. યુધિષ્ઠિરે ફરીથી અર્જુનને ગાંધર્વો સાથે યુદ્ધ કરવા મોકલ્યા. અર્જુને ગાંધર્વોનો પરાજય કરીને કૌરવો અને તેમની પત્નીઓને છોડાવી દીધાં.

વનમાં પણ દ્રૌપદી, ઋષિમુનીઓ, રાજર્ષિઓ અને અતિથિઓનો સત્કાર પ્રેમપૂર્વક કરતાં હતાં. દ્રૌપદી પોતાને હાથે રાંધી સૌને જમાડતાં હતાં. દુર્વાસાઋષિ કસોટી કરવા સૌ જમી ગયા પછી આવ્યા. દ્રૌપદીએ પરમાત્માની પ્રાર્થના કરી. દ્રૌપદીના અક્ષયપાત્રે એની લાજ રાખી.

જયદ્રથે કૃષ્ણા (દ્રૌપદી)નું ઓચિંતું હરણ કર્યું. ભીમ અને અર્જુને એની પૂંઠે જઈ એને શિક્ષા કરી. બાર વરસ વનવાસનાં પૂરાં થયાં. હવે એક વરસ અજ્ઞાતવાસનું આવ્યું. પાંડવો વિરાટ રાજાના રાજ્યમાં વેશ બદલી રહ્યા. યુધિષ્ઠિર કંક નામે બ્રાહ્મણ થયા. ભીમસેન રસોઇઓ થયો. અર્જુન બૃહન્નલા નામે શ્રેષ્ઠ પુરૂષ થઈ રાજકન્યાઓને નૃત્ય શીખવવા લાગ્યા. નકુલ અશ્વપાળ અને સહદેવ ગોપાલ થયા. દુર્યોધનના દૂતો એમની શોધ માટે નીકળી પડયા. દ્રૌપદીને દુઃખ દેતા રાજાના સાળા કીચકને ભીમે મારી નાંખ્યો.

અજ્ઞાતવાસનું વરસ પૂરુ થયું. પાંડવોએ પોતાનો ભાગ માંગવા શ્રીકૃષ્ણને હસ્તિનાપુર ખાતે મોકલ્યા. પણ દુર્યોધને પાંચ ગામ પણ આપવા ના પાડી.

મહાભારતનું યુદ્ધ શરૂ થયું. પાંડવો તરફ ૭ અક્ષૌહિણી સૈન્ય હતું. કૌરવો સાથે ૧૧ અક્ષૌહિણી સેનાઓ હતી. અઢાર દિવસ સુધી યુધ્ધ ચાલ્યું. દશ દિવસના યુદ્ધ પછી કૌરવોના સેનાધ્યક્ષ ભીષ્મ પડ્યા. પાંચ દિવસ પછી દ્રોણાચાર્ય પડ્યા. પછી કર્ણ, શલ્ય અને સેનાપતિઓ અનુક્રમે પડયા. શ્રીકૃષ્ણ અર્જુનના સારથિ તરીકે માર્ગદર્શક રહ્યા. કૌરવો તરફના સર્વે યોદ્ધાઓ નાશ પામ્યા. પાંડવો તરફ પણ પાંડવો અને થોડી વ્યક્તિઓજ જીવતી રહી. યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો. યુધિષ્ઠિરે અશ્વમેધ યજ્ઞ કર્યો. કૃષ્ણાએ, કૌરવ સ્ત્રીઓ અને વિધવાઓની સેવાનું કામ માથે ઉપાડયું. ધૃતરાષ્ટ્ર, કુંતી, ગાંધારી એ સર્વે વનવાસ ગયાં. ભિષ્મપિતામહ યુધિષ્ઠિરને ધર્મોપદેશ આપી સ્વર્ગે સિધાવ્યા. આખો યાદવ વંશ

અંદર અંદર લડીને નાશ પામ્યો. શ્રીકૃષ્ણ અને બળરામ પણ સંસાર છોડી ગયા. પાંચ પાંડવો અને દ્રૌપદી પણ હિમાલય ગાળવા ગયાં. ત્યાં હિમાલયમાં સર્વેએ દેહ છોડયો. કૃષ્ણા (દ્રૌપદી) એટલે પતિ-ભક્તિ, પરોપકાર, ઉદારતા, રાજરીતિ, ધર્મનિષ્ઠા, અને કર્તવ્યપરાયણતા. તેઓ દુઃખીઓની સેવા કરનારાં તેમજ સત્યવક્તા હતાં.



## ૧૩. લીલાવતી

ભારતમાં મહાન જ્યોતિષી ભાસ્કરાચાર્ય થઈ ગયા છે. એ મહાન જ્યોતિષી હતા. એમણે જ્યોતિષને લગતાં મહાન પુસ્તકો ભૂગોળાધ્યાય અને ગોળાધ્યાય વગેરે રચ્યાં હતાં. એમણે પોતાની પુત્રી લીલાવતીના નામથી 'લીલાવતી' નામે ગ્રંથ રચ્યો છે. લીલાવતી શ્રી ભાસ્કરાચાર્યનાં એક જ સંતાન હતાં. એમણે જન્મકુંડળી કરીને જોયું તો લીલાવતીને વહેલું વિધવાપણું આવતું હોવાનું ફલાદેશ આવ્યું. એ સિવાય એ કન્યા અપુત્ર રહેશે, એમ પણ એની જન્મોત્રીએ જણાવ્યું. લીલાવતી માટે વર પસંદ કરી વૈધવ્યદશા ભોગવવી ન પડે તે માટે એમણે સરસ મુહૂર્ત કાઢયું. પરંતુ અકસ્માતથી આ મુહૂર્ત ચૂકાઈ ગયું. લીલાવતી પરણ્યાં પણ તરત વિધવા થયાં. પિતાએ એને પોતાની પ્રિય શિષ્યા બનાવી; એને ગણિત અને જ્યોતિષ શીખવ્યું. શ્રી ભાસ્કરાચાર્યે પોતાની પુત્રીના નામનું નવીન જાતનું શુદ્ધ ગણિત તૈયાર કરી એને "લીલાવતી" નામ આપ્યું. એ પરમ સતી અને વિધવાના ધર્મ પાળનાર સ્ત્રી હતી. એની ગણિતશક્તિ એટલી મહાન હતી કે એ મિનીટમાં એક વૃક્ષનાં પાંદડાં એ ગણી શકતી હતી. એનું જ્યોતિષજ્ઞાન અતિ વિશાળ હતું. હિંદભરમાં તેના જેવી મહાન જ્યોતિષી સ્ત્રી થઈ નથી.



# ૧૪. યશોધરા

યશોધરા બુદ્ધ ભગવાન (સિદ્ધાર્થ) નાં સાધ્વી પત્ની થાય. એ દંડપાણિ રાજાની પુત્રી થાય. એને ભગવાન બુદ્ધથી રાહુલ નામે પુત્ર થયો હતો. યશોધરા અથવા ગોપા વિદુષી, રાજકારણમાં નિપૂણ હતી. બુદ્ધ ભગવાનનો વૈરાગ્ય નાનપણથી જ સ્વાભાવસિદ્ધ હતો. એના વૈરાગ્યને મોળો બનાવવા સિદ્ધાર્થનો અતિ સ્વરૂપવાન રાજકન્યા યશોધરાની સાથે વિવાહ કર્યો હતો. યશોધરાની સાથે આનંદમાં સમય પસાર કરતાં સિદ્ધાર્થને એક વૃદ્ધ માણસ, એક રોગી માણસ અને એક મૃત્યુ પામેલ માણસ જોઈને વૈરાગ્ય ઉદ્દીપ્ત થયો. તેમણે સૂતેલી પ્રિયા અને પુત્રને ત્યજવા માટે મન કઠણ કરી શય્યાત્યાગ કર્યો. બારણામાં કેટલોક સમય પોતાનાં વહાલાંઓને જોઈ તેમનું મન ઢીલું થયું. પરંતુ છેવટે તેઓ સાધુ થયા. અનેક વરસોનાં તપ, સ્વાધ્યાય, મનન પછી પણ એમને જ્ઞાન પ્રાપ્ત ન થયું. છેવટે ગયાજી પાસે એક અશ્વત્થ વૃક્ષ નીચે એમને જ્ઞાનપણું મલ્યું, ત્યારથી સિદ્ધાર્થ બુદ્ધ થયા. એમણે પોતાના જ્ઞાનનો પ્રકાશ કર્યો. એમના હજારો શિષ્યો

થયા. આજે હિંદમાં એ ધર્મનો પ્રચાર નથી. પરંતુ ચીન, જાપાન, કોરીઆ બંદર, બ્રહ્મદેશ, સિયામ વગેરે દેશોમાં એ ફેલાયલો છે.

સિદ્ધાર્થ જ્ઞાન મેળવીને પોતાની રાજધાનીમાં આવ્યા. યશોધરા એમને શરણે ગઇ. એમણે એને સંસાર ત્યાગવાનો ઉપદેશ આપ્યો. ભગવાન બુદ્ધે સ્ત્રીઓ માટે સ્વતંત્ર સંઘ બનાવ્યો. એમની પહેલી સ્ત્રી શિષ્યા યશોધરા થઈ. યશોધરા ભિક્ષુણી બની. એણે બુદ્ધ ધર્મસાહિત્યમાં બહુ મહાન પદવી મેળવી છે. એણે બુદ્ધધર્મનો પ્રચાર પણ કર્યો હતો.



## ૧૫. રાણકદેવી

રાણકદેવી ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. સિંધદેશના રજપૂત રાજા રોપાવરની એ પુત્રી થાય. જોષીએ આ કન્યાની જન્મોત્રી બનાવી, તેનું ફળાદેશ ભાખ્યું કે, જે રાજા આ કન્યા સાથે પરણશે તેનું રાજ્ય જશે. એનો પિતા ગૃહવંગથી આંખો ખોશે. રાજાએ આવી કન્યાને મહેલમાં રાખી નહિ. એને મધ્યરાત્રિએ જંગલમાં મુકાવી દીધી. હડમતીઓ નામે કુંભાર વનમાં માટી ખોદવા ગયો, એણે આ કન્યાને જોઇ. સંતાનહીન કુંભારે એ કન્યાને લાવી પોતાની સ્ત્રીને સોંપી. આ કન્યા તે રાણકદેવી, કુંભારને ત્યાં ઊછરી. પરંતુ રત્ન ક્યાંય પણ ઢાંક્યું રહેતું નથી. રાણકદેવી બહુ સ્વરૂપવાન સુંદરી હતી. કુંભાર સિંધમાંથી કચ્છ અને ત્યાંથી જૂનાગઢમાં આવીને વસ્યો. એક ભાટે સિદ્ધરાજ જયસિંહ-ગુજરાતના સમ્રાટ પાસે એ કન્યાના રૂપની પ્રશંસા કરી. સિદ્ધરાજે રાણકદેવીને તેડી લાવવા માણસો મોકલ્યા. તે પહેલાં તો જૂનાગઢનો રા'ખેંગાર એને પરણી ગયો. રાણકદેવી એની પટરાણી થઇ રહી. સિદ્ધરાજને આથી ઘણો ક્રોધ ચડ્યો. એણે જૂનાગઢ ઉપર આક્રમણ કર્યું.

રા'ખેંગારના શૌર્યથી આ ઘેરો ઘણો લંબાયો. છેવટે રા'ખેંગાર મરાયો. સિદ્ધરાજે જૂનાગઢ જીતી લીધું. એણે રાણકદેવીને પોતાને આધિન થવા જણાવ્યું. પરંતુ રાણકદેવી સતી સ્ત્રી હતી. એણે ના પાડી, એટલે રાણકદેવીના મોટા કુમારને સિદ્ધરાજે મારી નાંખ્યો. નાનો કુમાર માતાની પાછળ સંતાયો. રાણકદેવી પોતાના કુમારને કહે છે:

'માણેરા તું મ રોય, મ કર આંખો રાતીઓ,
કુળમાં લાગે ખોટ, મરતાં મા ન સંભારીએ.'

સ્વામીના લાશ ખોળામાં લઈને રાણકદેવી કહે છે:

સ્વામી ઊંડો સૈન્ય લઈ, ખડક ધારો ખેંગાર,
છત્રપતિએ છાઈઓ, ગઢ જૂનો ગિરનાર.

રાણકદેવી વઢવાણના પાદરે ભોગાવો નદી પાસે સતી થઈ હતી.



## ૧૬. પદ્મિની

**આ** મેવાડની મહાન સતી આખા ભારતમાં પ્રસિદ્ધ છે. મેવાડની રાણીઓ પોતાના શૌર્ય, તેજ, શક્તિ અને પતિવ્રતથી આખા હિંદમાં પ્રખ્યાત થઇ છે. તેમાંય પદ્મિનીનું નામ અગ્રસ્થાને છે. જે વખતે મેવાડની ગાદીએ સીસોદીઆ વંશનો મહારાણો લક્ષ્મણસિંહ હતો, તે વખતે રાજાની સગીર ઉમ્મર હોવાથી રાજ્યકારભાર એનો કાકો ભીમસિંહ ચલાવતો હતો. આ ભીમસિંહે એમ કહેવાય છે, કે સિંહલદ્વિપની કુમારી પદ્મિની સાથે વિવાહ કર્યો હતો. દિલ્હીની ગાદી ઉપર સુલતાન અલ્લાઉદીન ખીલજી રાજ્ય કરતો હતો. પદ્મિનીના અતિશય સૌંદર્ય વિષે એણે સાંભળ્યું. આથી અલ્લાઉદીન મેવાડ ઉપર ચડી આવ્યો. એણે પદ્મિનીનું મોઢું જોવાની માગણી કરી, પાછા ચાલ્યા જવાની કબૂલાત આપી. યુદ્ધ અટકાવાય તો સારું એમ ધારી અગાસી ઉપર ઊભી પદ્મિનીએ પોતાનું મુખ અરીસાદ્વારા સુલતાનને બતલાવ્યું. અલ્લાઉદીને મીઠા શબ્દો બોલી ભીમસિંહને ભોળવીને પોતાના તંબૂમાં તેડાવ્યો. ત્યાં એને કેદ કર્યો. 'જો પદ્મિની મને સોંપો તો જ ભીમસિંહને છોડું.' પદ્મિની પતિને છોડાવવા માંગતી હતી. એણે એક યુક્તિ રચી. એણે બાદશાહને કહેવરાવ્યું કે હું આપને તાબે આવવા તૈયાર છું. પરંતુ હું મારા મોભાને

અનુસરી ૭૦૦ મ્યાનામાં મારી દાસીઓને બેસાડીને આવીશ. મારા પતિને મને મળવા આપો અને પછી હું તમારા તંબૂમાં આવીશ. સુલતાને આ શરતો સ્વીકારી. પદ્મિનીએ ૭૦૦ મ્યાનાઓમાં હથિયારબંધ રજપૂત વીરોને બેસાડયા. એ સર્વે અલ્લાઉદ્દીનની છાવણીમાં પહોંચ્યા, અને મ્યાનાઓ ભીમસિંહ જ્યાં હતા તે તંબૂમાં મૂકવામાં આવ્યા રજપૂતોના સહકારથી પદ્મિનીએ યુક્તિ રચી ભીમસિંહને છૂટો કર્યો અને પોતાની સાથે ચિતોડ તરફ લઇ ગઈ. અલ્લાઉદ્દીને એમની પાછળ સૈન્ય મોકલ્યું. એ સૈન્યની સામે મેવાડના મહાવીરો ગોરા અને બાદલે મોટું સમરાંગણ ચલાવ્યું. ગોરાનો યુદ્ધમાં અંત આવ્યો. એની પત્ની એની સાથે સતી થઈ. આ ગોરા અને બાદલની પરાક્રમ કથા મેવાડના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. અલ્લાઉદ્દીન દિલ્હી જતો રહ્યો. પરંતુ મેવાડે કરેલું અપમાન તેને ખટકતું હતું.

અલ્લાઉદ્દીન બાદશાહે બીજીવાર મેવાડ ઉપર આક્રમણ કર્યું. એણે મેવાડની રાજ્યધાની ચિતોડને ઘેરો ઘાલ્યો. રજપૂતોએ પુષ્કળ યુદ્ધો કર્યાં. એમણે પ્રાણાર્પણ કર્યાં. ભીમસિંહના બધા પુત્રો રણમાં લડતાં લડતાં માર્યા ગયા. રજપૂતોએ છેવટે કેસરિયાં કર્યાં. કેસરિયાં વસ્ત્રો પહેરીને રજપૂતો અલ્લાઉદ્દીનની ફોજ ઉપર તૂટી પડયા. એ સર્વે યુદ્ધમાં કાળધર્મને પામ્યા. ચિતોડમાં એકેય પુરૂષ રહ્યો નહિ. બાવીશ હજાર સ્ત્રીઓ હતી. એમણે મોટી ચિતાઓ ખડકી તેમાં બળી મૂઈ. એમની સાથે પદ્મિની પણ બળી મૂઇ. ઈતિહાસમાં આ મોટા સ્ત્રીયજ્ઞના નામે ઓળખાય છે, આ રીતે રજપૂત રમણીઓએ પોતાના પતિવ્રતના રક્ષણ માટે અગ્નિમાં બળીને પ્રાણ આપ્યા હતા. અલ્લાઉદ્દીને ચિતોડમાં પ્રવેશ કર્યો ત્યારે માત્ર ગીધ અને કાગડાજ ઉડતાં હતાં.



## ૧૭. મીરાંબાઈ

**આ** અમર ભક્ત સ્ત્રીકવિ મેવાડની રાજરાણી હતી. મેડતાના ઠાકોર જયમલની એ પુત્રી હતી. એ ગિરિધરની પાછળ ઘેલી થઈ હતી. એનો પ્રભુપ્રેમ સાચા ભક્તહૃદયનો હતો. પવિત્ર શુદ્ધ ભક્તિનું ગાન એ કોકિલકંઠીએ ગાયું છે. એનાં મધુરાં ગીતો માધુર્ય, પ્રેમ, તલસાટ અને તીવ્ર સંવેદનાથી યુક્ત છે. એ ગોવિંદઘેલીનાં પદોમાં અત્યંત કોમળ ભાવ સાથે વૈરાગ્ય અને ઊર્મિઓની એકતાનતા છે. એની વાણીમાં કોમળતા, તાલાવેલી અને ઉન્માદ છે. મીરાં ભક્તજનોની લાડિલી છે. ઘેરેઘેર સ્ત્રીઓ એનાં 'મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર'નાં પદો ગાય છે. મેવાડના રાણા કુંભાના પુત્ર ભોજરાજ સાથે મીરાંને પરણાવી હતી. એનો જન્મ સંવત ૧૪૮૦ માં થયો હતો. રાણાજી અને અને તેનું કુટુંબ શિવભક્ત હતાં. એમને આ ગોવિંદઘેલીની કૃષ્ણભક્તિ પસંદ નહોતી. મીરાં સાધુસંતોનો સમાગમ શોધતી હતી. એની વર્તણૂક મેવાડના રાજકુટુંબને અનુકૂળ પડતી નહોતી. મીરાં રાજ્યદબદબા અને રાજ્યશૃંગારના શણગાર સજતી નહોતી. મીરાં એનો તંબૂરો અને ઝાંઝ સાથે આખો દિવસ ગોવિંદગુણ ગાતી

હતી. રાજાજીએ એને સમજાવી પણ ગોવિંદપ્રેમનો પ્યાલો પીને મીરાં પોતાની ભક્તિમાં નિમગ્ન હતી. એણેજ ગાયું છે:

**ભોજનિયાં નહિ ભાવે મ્હોંને, નીંદરડી નહિ આય.**
**વિષકો પ્યાલો ભેજિયોજી, જાઓ મીરાં પાસ;**
**કર ચરણામૃત પી ગઈ, ભજન કરૌ રાઠૌર**
**નારી મારી ના મરી, મારો રાખણહારો રામ**
**મીરાં દાસી શ્યામકીજી, શ્યામ ગરીબનિવાજ**

વળી—

બાઈ મેં તો ગોવીંદરા ગુન ગાના
રાણાજીએ ભેજ્યા ઝહેરકા પ્યાલા,
સો અમૃતરૂપ કરી માન્યા.
ડબ્બીઆમે કાલીનાગજ ભેજ્યા,
સો મેં શાલીગ્રામ કરી જાન્યા,
બાઈ મીરાં પ્રેમદિવાની, સાવરીઆ વર પાના.

મીરાંને ભક્તિમાર્ગ ઉપરથી ચળાવવા ઘણા પ્રયત્નો રાણાએ કર્યા, પણ મીરાંએ પોતાની ગોવિંદભક્તિ છોડી નહિ. છેવટે એ રાજમહેલનો ઠાઠ અને ભપકો મૂકીને સંસાર ત્યજી સાધુ થઈ ગઈ. તે મેવાડથી દ્વારિકા ગઈ હતી. એ કહે છે કે:—

**તેરો કોઈ નહિં રોકણહાર મગન હોઈ મીરાં ચલી.**
**લાજ શરમ કુલકી મરજાદા શિર સૈ દૂર કરી;**
**માન અપમાન દોઉ ધર પટકે નિકળી ગ્યાન ગલી.**

# ૧૮. અહલ્યાબાઈ

હોલ્કરની એ મહારાણી પતિવ્રતા, સાધ્વી, સેનાનાયક, શાસનકર્તા અને મહાપુણ્યશ્લોકા હતી. એના જેવી દાનશીલા અને ધાર્મિક વૃત્તિની સ્ત્રી મળવી મુશ્કેલ છે. એ અત્યંત બુદ્ધિવાન અને પવિત્ર હતી. આખા હિંદમાં જેટલાં પુણ્યતીર્થો છે તે સર્વેમાં એનાં પુણ્ય કામો અદ્યાપિ પર્યંત જીવતાં જાગતાં એ મહાન નારીની સ્મૃતિ જાળવી રહ્યાં છે. હિંદના ખૂણે ખૂણે જ્યાં જ્યાં સાધુસંતો પૂજન, અર્ચના, દયા અને ગરીબ સેવાના જૂનાં કામો છે તે સર્વેમાં મહાદેવી અહલ્યાબાઇનો હાથ છે. એણે લાખો કરોડોનું નાણું પવિત્ર કાર્યોમાં ખર્ચ્યું છે.

મહારાણી અહલ્યાબાઇનો જન્મ ઈ. સ. ૧૭૨૫ માં થયો હતો. હોલ્કર વંશના સંસ્થાપક મલ્હારરાવ હોલ્કરના પુત્ર ખંડેરાવનાં એ પત્ની થતા હતાં. એને માલોરાવ અને મંછીબાઈ નામે બે સંતાન હતાં. ખંડેરાવ યુવાનીમાં જ મરણ પામ્યો, એટલે હોલ્કરનો મોટો દેશ સાચવવાનો ભાર અહલ્યાબાઈ ઉપર આવ્યો. હોલ્કરનો જીતેલો દેશ બહુ મોટો હતો. ચારે તરફ એ શત્રુઓથી

ઘેરાયલી હતી. બાઈ માણસના હાથમાં રાજ્ય જોઈ એના શત્રુઓ એને રંજાડવા પ્રયત્નો કરતા હતા, પણ આ રાણીએ પોતાનું સૈન્ય તૈયાર રાખ્યું હતું. એની તૈયારીઓ અને જાગૃતિ જોઈ એને છંછેડવામાં સાર નથી એમ સૌ સમજી ગયા.

આઠ માસમાં માલેરાવ મરી ગયો, એટલે અહલ્યાબાઈ રાજ્ય કરવા લાગી. એણે હોલ્કરની મોટી મિલકતોની પેદાશ સારાં કામોમાં વાપરવા માંડી. અન્નભોજન, ગરીબોને દાન, સદાવ્રતો, મંદિરો એણે ખોલવા માંડ્યાં. તુકાજી હોલ્કરને એણે સેનાધિપતિ પદે નીમ્યા. એમણે આખા મોટા રાજ્યમાં સારો બંદોબસ્ત રાખ્યો; આથી એના રાજ્યમાં કોઈ લૂંટફાટ કરી શકતું નહિ. અહલ્યાબાઈ પોતે ન્યાય કરવા બેસતી હતી. એને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન હતું. પોતાના રાજ્યમાં એણે અનેક જળાશયો બંધાવ્યાં છે. પ્રજાના પાલનમાં એણે ક્યારે પણ પ્રમાદ સેવ્યો નથી. એની પુત્રી મંછીબાઈનો પતિ મરણ પામ્યો. મંછીબાઈ સતી થવા માગતી હતી, પરંતુ અહલ્યાબાઈએ એને વારીને કહ્યું કે હું બેઠી છું ત્યાં સુધીમાં આપ સતી ન થાવ તો સારૂં. પણ પુત્રીના આગ્રહથી એણે મંછીબાઈને સતી થવા દીધી. અહલ્યાબાઈએ ત્યાં મંદિર બાંધ્યું. કાશીવિશ્વનાથના મંદિર ઉપર એણે સોનાનાં પતરાં જડાવ્યાં હતાં. એણે તુકાજી હોલ્કરને પોતાનો ઉત્તરાધિકારી નીમ્યો હતો, ઈ. સ. ૧૭૯૦ માં અહલ્યાબાઈ ૬૦ વરસની ઉમ્મરે મરણ પામી હતી. દરેક ઇતિહાસકર્તાએ એના સદ્‌ગુણો માટે ભારે પ્રશંસા કરી છે. એ સન્નારી મધ્યકાલીન ભારતની મહાન નારી હતી. એ પોતાની પાછળ સુકીર્તિની સુવાસ મૂકી ગઈ.



# ૧૯. ચાંદબીબી

ચાંદબીબીમાં શૌર્ય, તેજ, શાસનશકિત, ડહાપણ, બુદ્ધિ, સૂક્ષ્મતર્કશકિત અને વસ્તુસ્થિતિ જોઇ યોગ્ય ઉપાયો શોધી અમલ કરવાની શકિત હતી. એણે મોટા સંકટને સમયે અનુપમ ધૈર્ય દેખાડયું હતું. એ કદી પણ ગભરાતી નહિ. એની આસપાસ વાતાવરણ ચલીત અને ખટપટિયું હતું. અકબર જેવા મહાન શહેનશાહની સાથે એને લડવાનું હતું. છતાં એ કદી પણ હિંમત હારી નહિ. છેવટે એ પડી પણ અમર કીર્તિ મૂકતી ગઇ. એ પરમ સુંદરી હતી.

ઇ. સ. ૧૫૯૬માં એનું બરાબર બળ હતું. બીજાપુરના અલી આદિલશાહ નામે સુલતાનની એ પત્ની હતી, એ અહમદનગરની રાજકન્યા હતી. એને વિદ્યા ઉપર અનુરાગ હોવાથી તે તેણે સંપાદન કરી હતી. બીજાપુરની રાજકન્યા અહમદનગરના યુવરાજને પરણાવી હતી. બંને રાજ્યો વચ્ચે એકસંપ થયો હતો. એનો પતિ અલી આદિલશાહ યુવાનીમાં મરણ પામ્યો હતો. એનો ભત્રીજો નિઃસંતાન હોવાથી ચાંદબીબી એની વતી રાજ્યકારભાર કરતી હતી. ચાંદબીબી ન્યાયાસન ઉપર બેસી ન્યાય કરતી. દરેક

કાગળ જાતે વાંચીને નિર્ણય આપતી હતી. બીજાપુરમાં બીજાપુરીઓ અને એબીસીનીઓ એમ બે બળવાન પક્ષો હતા. બંને વચ્ચે મારામારીઓ અને ઝપાઝપીઓ ચાલી હતી. તે સૈન્યોને મોખરે પોતાના સફેદ ઘોડા ઉપર સવાર થઇને એમની તપાસ લેતી હતી, શિકારે જતી હતી. ચારે તરફ ભય, ખૂન અને મુત્સદીગીરીનાં ઝાળાં ગૂંથાયલાં હતાં. છતાં એ સર્વે ભયને ચાંદબીબીએ પોતાના ડહાપણથી નિવારી દીધા હતા. ગાદીવારસ સુલતાન ઉમ્મરમાં આવ્યો એટલે ચાંદબીબી નિવૃત થઈ, શાંતિ અને બંદગીમાં સમય ગાળવા લાગી.

અહમદનગરનો સુલતાન ગાંડો થઈ મરણ પામ્યો. એના પછી ગાદીના ચાર વારસો હતા. એમાં ભારે મોટા પક્ષો બંધાયા હતા. એક પક્ષે શહેનશાહ અકબરને આમંત્રણ આપ્યું. આથી અકબર પાદશાહનો શાહજાદો મુરાદ મોટું સૈન્ય લઇને અહમદનગર ઉપર ચડી આવ્યો. ચાંદબીબી એની સામે પોતાના ભત્રીજાને મદદ આપવા અહમદનગર આવી. ચાંદબીબીએ પોતાના ઉદ્યોગથી અહમદનગરના કિલ્લાને મજબૂત બનાવ્યો. નવી તોપો ગોઠવી. સારા ગોલંદાજોને બોલાવી લીધા. એણે શહેરમાં અનાજ અને ખોરાકીનો સંગ્રહ કર્યો. દારૂગોળો ભેગો કર્યો. બીજાપુરથી મદદ સમયસર આવી શકી નહિ. મોગલોએ અહમદનગરને ઘેરો ઘાલ્યો. ચાંદબીબી પાસે સૈન્ય થોડું હતું.

અહમદનગર પાસે ભયંકર તોપબાજી અને ગોળાબાજી થઇ. ચાંદબીબી અથવા ચાંદ સુલતાના પોતે પણ સામાન્ય સિપાઇની પેઠે આખો દિવસ તોપો ભરવામાં, ફોડવામાં મદદ આપતી હતી. મોગલોએ કિલ્લા નીચે સુરંગો મૂકી. બે સુરંગો તો વ્યર્થ કરવામાં આવી. પણ ત્રીજી ફૂટી અને દીવાલને તોડી

નાખી. દીવાલનાં ગાબડાંમાંથી મોગલોએ ભયંકર આક્રમણ કર્યું. પરંતુ ચાંદબીબી પોતાના સૈનિકોને મોખરે કૂદીને તેમને આવકાર આપવા તૈયાર હતી. રાતદિવસ આ ગાબડા પાસે યુદ્ધ ચાલ્યું પણ બહાદુર સુલતાનાએ ભારે નુકશાન સાથે મોગલોને ધકેલી દીધા. બાકોરૂં પૂરી ચણતર કરી બંધ કરવામાં આવ્યું. મોગલ સૈન્ય ઘેરો ઉઠાવી પાછું ગયું.

આ શાહ અકબરનું સૈન્ય બીજી વખત આવ્યું ત્યારે પણ ચાંદ સુલતાનાએ એનો બચાવ કર્યો. તોપોમાં ગોળા ખૂટી ગયા એટલે ધાતુઓ અને ઝવેરાત તોપોમાં નાખી એણે ફોડી હતી. એ પછી તે મારી ગઈ હતી. અહમદનગર અકબરે છેવટે લીધું હતું.



# ૨૦. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ

ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ ૧૮૫૭ ના બળવામાં મોટું નામ કાઢયું હતું. અંગ્રેજ ઇતિહાસકારો પણ તેની બહુ પ્રશંસા કરે છે. એ ઘોડે ચડીને સૈન્યને મોખરે થઈ લડતી હતી. એણે કદી પણ દગોફટકો કર્યો નહોતો. એ પીઠ પાછળ ઘા કરતી નહિ. ઝાંસીના રાજા યુવાવસ્થામાં પુત્રસંતતિ વગર મરી ગયા. લક્ષ્મીબાઇ એની વિધવા હતી. લોર્ડ ડેલહાઉસી ત્યારે ગવર્નર જનરલ હતા. એની રાજ્યનીતિ, સર્વે આવા નિઃસંતાન રાજાઓના રાજ્યો બ્રિટીશ હિંદમાં મેળવી લેવાની હતી. ઝાંસીનું રાજ્ય પણ લૉર્ડ ડેલહાઉસીએ જપ્ત કર્યું. લક્ષ્મીબાઈએ વિલાયત ખાતે અરજીઓ મોકલી. પરંતુ પરિણામ નિષ્ફળતામાં આવ્યું. ઈ. સ. ૧૮૫૭ નો સિપાઈઓનો મોટો બળવો થયો ત્યારે એમાં ઝાંસીની લક્ષ્મીબાઇએ સહકાર આપ્યો. એ પોતાનું ઝાંસીનું સૈન્ય લઈ અંગ્રેજ પલ્ટનો સાથે લડી હતી. એ પુરુષનો પોષાક પહેરતી હતી. તલવાર લઇ ઝનૂનથી ધસારો કરતી હતી. એને હથિયારોનો ઉપયોગ આવડતો હતો. એ વ્યુહરચના પણ સારી કરતી હતી. છેવટે સિપાઈઓ હાર્યા. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ યુદ્ધમાં લડતાં લડતાં મારી ગઈ. એ બાઈ વીરમૃત્યુ પામી.



## ૨૧. પૂ. કસ્તુરબા ગાંધી

મહાત્મા ગાંધીજીનાં કસ્તુરબા ધર્મપત્ની થાય. પોતાની આત્મકથામાં બાપુજીએ એમના વિવાહ અને તે પછીના કસ્તુરબાના આત્મત્યાગનું વર્ણન આપ્યું છે. 'કસ્તુરબા લગભગ અભણ સ્થિતિમાં સાસરે આવ્યાં હતાં. એમનું ઘડતર મહાત્માજીની સોબતમાં થયું હતું. એમનો જન્મ ઈ.સ. ૧૮૬૯ માં પોરબંદરના શ્રીમાન ગોકળદાસ મકનજીને ત્યાં થયો હતો. કસ્તુરબાને અક્ષરજ્ઞાન નહોતું; પરંતુ ગૃહકામ અને વ્યવહારિક જ્ઞાન પુષ્કળ હતું. ધાર્મિક જ્ઞાન પણ વારસામાં મળ્યું હતું. પૂ. કસ્તુરબાનો વિવાહ તેર વરસની નાની વયે થયો હતો. તેઓએ શ્વશુરગૃહમાંજ ત્યારપછીનું જીવન ગાળ્યું છે. તેઓનો સ્વભાવ સહેજ ઉગ્ર હતો. પરંતુ દયાળુ પણ હતાં. ઈ. સ. ૧૮૮૨ થી ૧૮૯૭ સુધી એમના જીવનમાં કાંઈ ખાસ નોંધવા જેવું બન્યું નથી. મહાત્માજી વિલાયત જઈ બેરિસ્ટર થઈ આવ્યા હતા. ઈ. સ. ૧૮૯૭ માં મે માસમાં પૂ. કસ્તુરબા મહાત્માજીની સાથે આફ્રિકા ગયાં. અહીં હિંદીઓના પ્રાથમિક હક્કો માટે મહાત્માજીને લડત અને સત્યાગ્રહ શરૂ કરવાં પડયાં. કસ્તુરબાને અહીંથી તાલીમ મળવાની શરૂઆત થઈ.

મહાત્માજીએ વકીલના ધંધાને ગૌણ ગણ્યો. એમનું જાહેર જીવન પ્રજાની સેવા માટેજ વપરાવા લાગ્યું. સેવા એજ એમનો મુખ્ય ધંધો થઈ પડયો. પૂ. કસ્તુરબા એમના જીવનકાર્યમાં સાથ દેવા લાગ્યાં. મહાત્માજીના મહાન ત્યાગ પાછળ કસ્તુરબાને પણ પહેલાં આનાકાની સાથે અને પછી સાચી લગનીથી તણાવું પડયું.

આફ્રિકામાં પોતાનું ઘર મહાત્માજીએ આશ્રમ બનાવી મૂકયું હતું. અનેક બાળકો, યુવાનો, બ્હેનોને માટે એ આશ્રમ-સ્વરૂપ બન્યું હતું. અહીં સેવાના પાઠ શીખવાતા હતા. બીમારો અને દુઃખીઓની સેવા થતી હતી. સત્યનો ઝંડો ફરકતો હતો. આત્મત્યાગની શિસ્ત અપાતી હતી. સહિષ્ણુતાના પાઠ શીખવાતા હતા. કસ્તુરબા આ સમયે સૌનાં માતા બન્યાં હતાં. સેંકડો આવતાં અને જતાં. કસ્તુરબા સૌનાં માતા બન્યાં હતાં. તેઓ સૌની સેવા કરતાં હતાં.

કસ્તુરબા બહુ માંદાં પડ્યાં. ડૉકટરે માંસનો સેરવો પિવડાવવા આગ્રહ કર્યો. પરંતુ આ આર્યાએ કદીપણ એ પીવા સ્વીકાર્યું નહોતું.

ઈ. સ. ૧૯૨૩ માં દક્ષિણ આફ્રિકાની સરકારે હિંદી વિધિ પ્રમાણે થયેલાં લગ્નોને ગેરકાયદેસર જાહેર કર્યાં. કસ્તુરબાએ સત્યાગ્રહ કર્યો. એમની સાથેની ત્રણ બહેનો સાથે એમને ત્રણ ત્રણ માસની કેદની સજા થઇ. સવિનયભંગની શરૂઆત થઈ. જેલમાં માત્ર ફળોજ ખાવાની એમણે જીદ કરી. ત્રણ દિવસના ઉપવાસ પછી એમને ફળો ખાવા આપવામાં આવતાં હતાં.

ઈ. સ. ૧૯૧૪ ના જુલાઈ માસમાં મહાત્માજી આફ્રિકાથી કસ્તુરબાને લઇ હિંદ આવ્યા. ત્યારપછી કસ્તુરબાનું જીવન બાપુના

જાહેર કામો સાથે વણાયલું છે. ઘણી વખત એઓ જેલમાં જઇ આવ્યાં છે. છેલ્લાં ૨૯ વરસો થયાં આશ્રમ, જેલ અને પ્રવાસ–એમાં એમનો સમય જાય છે.

એઓ હિંદીઓનાં પરમ પ્રેમાળુ માતા છે. દયા, પ્રેમ, સેવાઓ અને સહન કરવું એ એમના જીવનમંત્રો છે.



## ૨૨. સરોજિની નાયડુ

સરોજિનીદેવી હિંદની બુલબુલ કહેવાય છે; એ અતિ બુદ્ધિવાન, વિનયશીલ, વિદુષી, સ્ત્રીકવિ અને સુંદર વ્યાખ્યાતા છે. ૧૮૯૭ ના ફેબ્રુઆરી તા. ૧૩ મીએ એમનો જન્મ થયો હતો. એ બંગાળી કન્યા છે. આંધ્રદેશમાં એ ઊછરેલાં છે. લગ્ન સંબંધથી એ નિઝામ હૈદરાબાદમાં રહ્યાં છે. પરંતુ સરોજિનીદેવીનું કાર્યક્ષેત્ર આખા હિંદમાં ફેલાયલું છે. એ ખૂબ બુદ્ધિમતા છે. ૧૧ વરસની કુમળી વયે એમણે મેટ્રિક પસાર કરી. બારમે વરસે એમના મધુર ગીતોનો પહેલો પ્રસાદ એમણે જગતને ચખાડ્યો. સરસ્વતીદેવીની વીણાનો મધુર ઝંકાર એમના મુખમાંથી નીકળવાની શરૂઆત થઈ. એમની ઉચ્ચ કવિત્વ શક્તિએ અંગ્રેજી ભાષા બોલનારા જગતને ચકિત કર્યું. જગત એ નાની વીણાના મધુર આલાપોને માટે આતુર બન્યું.

સરોજિનીદેવીને સૌથી વધારે આકર્ષણ મહાત્માજીના અસહકારે કર્યું. દેશના સ્વાતંત્ર્ય યુદ્ધમાં એમણે ઝંપલાવ્યું. દેશના મહાયુદ્ધમાં રાજકીય ક્ષેત્રમાં એમણે તન મન ધન અર્પણ કર્યાં. મહાત્માજી

અને અબ્બાસ સાહેબની ગિરફતારી પછી ધારાસણાના હલ્લાની સરદારી લઈ સરોજિની દેવીએ કારાવાસનું મંગળાચરણ કર્યું હતું. હવે સરોજિની દેવી કારાવાસનાં વારંવાર રહેવાસી બન્યાં છે. એઓ સુંદર આરામી જીવન પણ જીવી શકે છે. કારાવાસના કઠોર જીવનની તપશ્ચર્યા પણ એટલી જ સરળતાથી કરી શકે છે.

ઈંગ્લેંડની જોઈન્ટ કમિટી પાસે સરોજિનીદેવી હિંદી સ્ત્રીઓના હક્કોની લડત કરવા જુબાની આપી આવ્યાં છે. જીનીવાની સ્ત્રી-હક્કો માટે લડતી મહાન સ્ત્રીપરિષદ આગળ હિંદી સ્ત્રીત્વનું સાચું ચિત્રાલેખન કર્યું છે. યુરોપ, અમેરિકાના પોતાના લાંબા પ્રવાસ દરમ્યાન સેંકડો ભાષણો આપી એમણે હિંદી સ્વાતંત્ર્યની લડતની વિગતો સમજાવી હતી. લખનૌની ૧૯૪૦ ની હિંદી મહાસભાના અધિષ્ઠાતાપદનું એમને બહુમાન હિંદી પ્રજાએ આપ્યું છે. એઓ મહાત્માજીનાં અનન્ય શિષ્યા છે. એમણે જીવન દેશને અર્પણ કરી દીધું છે.



## ૨૩. કમળા નહેરૂ

ભારતના પ્રખ્યાત નેતા મોતીલાલ નહેરૂનાં પુત્રવધૂ અને તેમનાથી પણ પ્રખ્યાત પંડિત જવાહરલાલ નહેરૂનાં પત્ની થાય. એ ખરાં વીરાંગના હતા. દેશ માટે મરી ફીટનાર પતિને ઉત્સાહ આપનાર આ અલૌકિક નારી હતાં. કોમળ, મૃદુ, દયાળુ અને માધુર્યથી એ ભરેલાં હતાં. આત્મભોગ આપવો એ તો એમનો સ્વભાવ હતો. પોતે પણ કારાવાસમાં જઇ આવ્યાં હતાં. એમનું સ્વાસ્થ્ય ખરાબ હતું. કાંઇને કાંઈ બીમારી એમને પીડતી હતી. છેવટે એમના ઉપર જીવલેણ દર્દે હલ્લો કર્યો. એ ક્ષયના પ્રકારનું દર્દ એમને લઈ ગયું. જવાહરલાલ અને કમળા નહેરૂ આદર્શ દંપતી હતાં, પતિ–પત્ની વચ્ચે વિશુદ્ધ પ્રેમ હતો. દેશ માટે મરી ફીટવું એ બંને પતિ–પત્નીનો નિશ્ચય હતો. પતિ ઘણો વખત કારાગ્રહમાં પૂરાતા. પરંતુ પત્ની હમેશાં એમને ઉત્તેજન આપતાં હતાં. એ કદી પણ પોતાના પ્રેમને દેશપ્રેમ ઉપર વિજય મેળવવા દેતાં નહિ. બીમાર હોવા છતાં એમણે ધૈર્ય ગુમાવ્યું નહોતું. એ હિંદનાં સન્નારી હતાં. પ્રજાએ એમના સ્મરણાર્થે અલ્હાબાદમાં કમળા નહેરૂ હોસ્પિટલ સ્થાપી છે. શાંત, સુશીલ અને ગૌરવશાળી એ નારીરત્ન હતાં.



# સ્ત્રી અને પુરુષ



સ્ત્રી અને પુરુષ એક દરજ્જાના છે, એક જ નથી; એ અપૂર્વ જોડી છે, એક બીજાની પૂરણી છે અને બન્ને અરસપરસ ટેકારૂપ છે. તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવ જ નથી. પણ જો પુરુષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બંનેનો નાશ થાય...

સ્ત્રી એટલે ત્યાગ અને તપશ્ચર્યાની સાક્ષાત્ મૂર્તિ. જાહેરજીવનમાં તેના પ્રવેશથી બે પરિણામ આવવાં જોઈએ; એક તો વાતાવરણની શુદ્ધિ અને બીજું મિલકત એકઠી કરવાના પુરુષના લોભ ઉપર અંકુશ.

સ્ત્રીને આપણે બહુ દબાવી રાખી છે. સ્ત્રીનું સ્ત્રીત્વ હરાઈ ગયું છે. સેવાને અર્થે સ્ત્રીને બહાર નીકળવાનો અધિકાર છે, તેનો એ ધર્મ છે. આપણી હિલચાલમાં સ્ત્રીઓ દહાડે દહાડે વધારે ભાગ લેતી થઈ જશે, એથી સ્ત્રીઓ અને પુરુષો

એક બેઠકામાં આપણે વધારે ને વધારે જોશું. આ સ્થિતિ મને યથાસ્થિત લાગે છે.

સ્ત્રીને હિંદુધર્મે એટલુ ઊંચું સ્થાન દીધુ છે કે આપણે 'સીતારામ' બોલીએ છીએ, 'રામસીતા' નથી બોલતા; 'રાધાકૃષ્ણ' કહીએ છીએ, 'કૃષ્ણરાધા' નથી કહેતા. સીતા ન હોત તો રામને કોણ જાણત? સાવિત્રી ન હોત તો સત્યવાનનું નામ પણ કોઈએ જાણ્યું ન હોત! દ્રૌપદી ન હોત તો પાંડવોને કોઈ ન ઓળખત.

જો સ્ત્રીએ પતિ પ્રત્યે સતીત્વ સિદ્ધ કરવું ઘટે છે તો પતિએ સત્ત્વ સિદ્ધ કરવું ઘટે છે. સ્ત્રી પતિની દાસી નથી, તેની સહચારિણી છે, તેની અર્ધાંગના છે, મિત્ર છે; તેથી તેનીજ સાથે સરખા હક્ક ભોગવનારી છે, તેની સહધર્મિણી છે. તેથી બન્નેની ફરજો પણ એકબીજા પ્રત્યે ને જગત પ્રત્યે સરખી છે.



સ્ત્રીની ઉપર જુલમગાર કાયદા લાદી પુરુષે જે દોષો વહોર્યા છે તેના પ્રાયશ્ચિતરૂપે પુરુષવર્ગે સ્ત્રીને મદદ કરવી ઘટે છે. આ આશા, ઘડાયેલા વિચારવાળા વડીલો તરફથી રાખવી નિરર્થક છે. જુવાનવર્ગ મર્યાદામા રહી સ્ત્રીને મદદ કરે એ બની શકે એવું છે. છેવટે તો સ્ત્રીનો ઉદ્ધાર સ્ત્રીજ કરશે. એવી સ્ત્રીઓ હજી હિંદુસ્તાનમાં બહુ જોવામાં નથી આવતી. જુવાનવર્ગ જ્યારે બહોળા પાયા ઉપર સ્ત્રીની

મદદે ધાશે ત્યારે સ્ત્રીઓમાં જાગૃતિ આવશે ને તેમનામાંથી સેવાપરાયણ વીરાંગનાઓ પેદા થશે.

આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોઇયણ મટી આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખદુઃખની ભાગિયણ ન બને ત્યાં લગી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે.



આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ટિમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકિક પ્રેરણા–શક્તિથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમાં ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે ત્યારે જ આપણો ઉદ્ધાર સંભવે છે. તે પહેલાં નહિ.

પુરુષની કુદષ્ટિથી સ્ત્રીઓનું રક્ષણ કરવા સારૂં પડદો ઇલાજ નથી, પણ પુરુષની પવિત્રતા એ ઇલાજ છે. પુરુષને પવિત્ર કરવામાં સ્ત્રી બહુ મોટો ભાગ લઈ શકે છે. પડદામાં રહેલી–દબાયેલી સ્ત્રી, પુરુષને પવિત્ર કેમ બનાવી શકે ? તેને પુરુષથી બીને ચાલવાની પ્રથમથી જ ટેવ પાડવામાં આવે તો તે પુરુષને કેમ સુધારે ? મારી માન્યતા છે કે પડદો નીતિનો પોષક નથી પણ ઘાતક છે.



હાથેપગે જે ઘરેણાં સ્ત્રીઓ પહેરે છે એ તેમની કેદની નિશાની છે. હાથ, પગ, કાન, નાક અને વાળમાં પુરાણાં ઘરેણાંથી લદાયેલી સ્ત્રી તે તે ભાગો સાફ રાખી નથી શકતી. તે તે જગ્યાએ મેલના જામેલા થર મેં ભાળ્યા છે.

જે સ્ત્રીઓમાં જાગૃતિ આવી છે, જે પોતે સ્વતંત્ર વિચાર કરતી થઇ ગઇ છે, જેને દેશસેવા કરવી છે, જે સ્વરાજ યજ્ઞમાં ભાગ લઈ રહી છે અથવા લેવા ઇચ્છે છે, તે ઘરેણાં વગેરેને વિષે પોતાની વિવેકબુદ્ધિ કેમ ન વાપરે?

જ્યારે હિંદુસ્તાનના કરોડોને ખાવાનું પૂરું નથી મળતું, જ્યારે હિંદુસ્તાનમાં અત્યાચાર વ્યાપી રહ્યો છે ત્યારે બહેનો ઘરેણાંને કેમ પહેરી શકે?



ધર્મ સાચવવો એ નથી બ્રાહ્મણોના હાથમાં કે નથી પુરુષોના હાથમાં; એ તો સ્ત્રીઓનાજ હાથમાં છે. સમાજનો પાયો ગૃહ છે અને ધર્મ ગૃહમાં કેળવવાનો છે. ગૃહની સુવાસ આખા સમાજમાં ફેલાશે. કોઇ શહેરમાં ગમે તેટલો વેપાર ચાલતો હોય, ગમે તેટલી આબાદી દેખાતી હોય, પણ ત્યાં જો ગૃહ સારાં ન હોય તો એ શહેર સારું નથી એમ હું તરત કહું. સ્ત્રીઓ જ ગૃહની દેવતાઓ છે. એ જો ધર્મ ન પાળે તો પ્રજાનું સત્યાનાશ વળી જાય.

હું જાણું છું કે હિન્દુ, મુસલમાન, પારસી ને બીજી બધી કોમોનો ધર્મ આપણી સ્ત્રીઓના હાથમાં છે. સ્ત્રીઓ ધર્મ ત્યજશે તે દિવસે આપણો ધર્મ નષ્ટ થઈ જશે.

સ્ત્રીસ્વાતંત્ર્યનો માર્ગ શિક્ષણ દ્વારા નથી; પરંતુ પુરુષોની તેઓ પ્રતિની દૃષ્ટિમાં, અને તદનુસાર થતાં વર્તનમાં ફેરફાર કરવામાં છે. શિક્ષણ જરૂરનું છે પણ તે સ્વતંત્રતાની પાછળ હોવું જોઇએ.

આપણે, સ્ત્રીવર્ગને તેના યોગ્ય સ્થાને પહોંચાડવાને અક્ષરજ્ઞાનની વાટ ન જોવી જોઇએ. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય તેટલી સ્ત્રીઓને ભાન કરાવવાનું છે.

જ્યાંસુધી હિંદુસ્તાનમાં સ્ત્રીઓ એક રતિભર પણ દબાયલી રહેશે અથવા ઓછા હક્કો ભોગવતી હશે, ત્યાંસુધી હિંદુસ્તાનનો ખરો ઉદ્ધાર થવાનો નથી.



પુરુષ પોતાના મૂઢપણાથી સ્ત્રી પ્રત્યેની પોતાની ફરજ ભૂલી જાય, પણ તેથી સ્ત્રી પણ સ્ત્રી પ્રત્યેની ફરજ ભૂલે ?

પુરુષ થકી સ્ત્રીજાતિની ઉન્નતિ નહિ થાય. પુરુષ સ્ત્રીની ઉન્નતિ ન ઇચ્છે અથવા સ્ત્રી પુરુષની મારફતે ઉન્નતિ ન મેળવે એમ કહેવાનો આશય નથી પણ હરકોઇ વ્યક્તિ કે જાતિ આપબળથીજ ઉન્નતિ મેળવી શકે છે. જો મારું કહેવું યોગ્ય હોય તો ઘણી બહેનો જેમને પોતાની દશાનું ભાન નથી તેમને ભાન કરાવવામાં શિક્ષિત બહેનો રોકાશે. જેટલો વખત મળે તેટલો વખત મેળવી, અતિશય પશ્ચાત રહી ગયેલા વર્ગોમાં જઈ, તમને જે મળ્યું છે તે એમને આપશો.

હું એમ ઇચ્છું છું કે જ્યાં ગરીબ બહેનો ગંધાતી કોટડીમાં રહે છે ત્યાં જઇને કામ કરવાવાળી આપણામાંથી કેટલીક સ્ત્રીઓ નીકળે. આપણી ગરીબ બહેનોને, પોતે કેમ રહેવું, પોતાનું અને પોતાનાં બાળકોનું આરોગ્ય કેમ જાળવવું, બાળકોને કેમ ઉછેરવાં, સ્વચ્છતા અને સંયમ કેમ રાખવાં વગેરે બાબતોનો કશો ખ્યાલ હોતો નથી. અત્યારે આવી બહેનોને ભણતર આપવાની જરૂર નથી, પણ સારી રહેણીકરણીનું ભાન આપવાની ખાસ અગત્ય છે.

સ્ત્રીએ સ્વતંત્રતાનો મહામંત્ર જાણી લઈ તેને ધર્મ જાણી સેવવો અને જે સ્ત્રીને એ જ્ઞાન થયું છે તેણે તે બીજી બહેનોને આપવું. સ્ત્રીજાતિમાં મોટું કાર્ય તો સ્ત્રી જ કરશે.

આ મહાન જાગૃતિને સમયે બહેનોને મારી એટલી વિનંતિ છે કે તેઓએ સંઘશકિતને ખૂબ કેળવવી પડશે. તેઓએ પણ સાથે મળી કામ કરતાં થઇ જવું જોઇએ.

સ્ત્રી પોતાનાં બાળકોનાં શરીરને પોષે છે, તેમજ તેમના મનમાં સ્વતંત્રતા, નિર્ભયતા, દ્રઢતા વગેરે ગુણો ઉતારે.

પુરુષોએ સ્ત્રીઓની જે ઉપેક્ષા કરી છે, જે દુરૂપયોગ કર્યો છે, તેને સારુ તેમનો દોષ જરૂર કહાડવો જોઇએ, પણ સુધારાનું રચનાત્મક કાર્ય તો, જે બહેનોએ વહેમનો ત્યાગ કર્યો છે અને જેમને આ અનિષ્ટનું ભાન થયેલું છે તેમણેજ કરવાનું છે.



સ્ત્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઇએ. પણ જે સ્ત્રીઓ પોતાના સામાન્ય હક સમજતી નથી અથવા સમજતી છતી તે હકો મેળવવા શકિત નથી ધરાવતી એ મતાધિકારને લઇને શું કરશે ? સ્ત્રીઓ મતાધિકાર ભલે મેળવે, ભલે હિંદુસ્તાનની ધારાસભાઓમાં જાય; પણ સ્ત્રીઓની પ્રથમ ફરજ, પુરુષો તરફથી જાણે કે અજાણે થતા અત્યાચારોમાંથી બચી હિંદુસ્તાનને શોભાવવાની અને વીર્યવાન બનાવવાની છે.

આપણે તો હિંદુસ્તાનના પરિસ્થિતિ અને આપણા રાષ્ટ્રિય સ્વભાવને અનુકૂળ ઉપાયો શોધવાના રહ્યા. બહેનોનું કર્તવ્ય આપણું વાતાવરણ શુદ્ધ રાખવાનું, આપણા નિશ્ચયોમાં દઢતા અને નિશ્ચલતા લાવવાનું, દિગ્મૂઢતાના દોષમાંથી બચાવવાનું, આપણી સભ્યતા અને સંસ્કૃતિના સર્વોત્તમ તત્વને પોષવાનું, અને તેમાંનાં દૂષણો દૂર કરવાનું છે.

સ્ત્રીમાં જેમ બૂરું કરવાની લોકક્ષયકારી શકિત છે તેમ ભલું કરવાની લોકહિતકારી શકિત પણ સૂતેલી પડી છે, એ ભાન સ્ત્રીને થાય તો કેવું સારૂં ? તે પોતે અબળા છે ને કેવળ પુરુષને રમવાની ઢીંગલી થવાને જ લાયક છે એવો વિચાર છોડી દે, તો પોતાનો તેમજ પુરુષનો–પછી તે પિતા, પુત્ર કે પતિ હોય–ભવ સુધારી શકે, ને બંનેને સારૂ આ જગતને વધારે સુખમય બનાવી શકે.

*

જેમાં હિંદુસ્તાનનો ઉદ્ધાર રહેલો છે અને જેના વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર ન થઇ શકે એવી ભારે છતાં સાદી વાત તમારી સાથે મારે કરવી છે.

જ્યારે હિંદુસ્તાનની બહેનો જાગૃત થાય ત્યારે સ્વરાજને કોણ રોકી શકનાર છે ? સ્ત્રીઓ ધર્મની રક્ષા કરતી આવી છે. સ્ત્રીઓએ વીર પુરુષોને પેદા કર્યા ત્યારે દેશો સ્વતંત્ર બન્યા છે. સ્ત્રીઓએ પવિત્રતા જાળવી ધર્મને અખંડિત રાખ્યો છે. સ્ત્રીઓએ પોતાના સર્વસ્વનું બલિદાન કરી પ્રજાનું રક્ષણ કર્યું છે, એ સ્ત્રીઓ જ્યારે હિંદુસ્તાનનું દુઃખ સમજે ત્યારે તે દુઃખ કેટલા દહાડા નભી શકે ?

હિંદુસ્તાનમાં શાંત માર્ગથી સ્વરાજ મળવાનું હશે તો સ્ત્રીઓએ તેમાં પૂરો ભાગ લેવો જ પડશે.

ભારતવર્ષમાં સ્ત્રીપુરુષોનો શો સંબંધ છે, સ્ત્રી જનમંડળમાં શું સ્થાન ભોગવે છે, તેનો વિચાર કરવામાં આવ્યો નથી.

જેમ ભાષાને વિષે તેમજ સ્ત્રીઓને વિષે. આપણી માતૃભાષાને અને રાષ્ટ્રભાષાને તરછોડીને આપણા પ્રજાવર્ગથી શિક્ષિતવર્ગ જેમ વિખૂટો પડયો છે તેમજ આપણે સ્ત્રીસમાજને પણ તરછોડેલ છે. તેમનો રાષ્ટ્રિય જીવનમાં કાંઈ હિસ્સોજ નથી એમ આપણે માની લીધું છે તેથી તેઓએ જાહેરજીવનમાં આજ લગી કશો ભાગ નથી લીધો.

મારો દૃઢ અભિપ્રાય છે કે, સ્ત્રીઓમાં જે કોઈ ખામીઓ પુરુષો જુએ છે તેની જવાબદારી, કેવળ નહિ તો મોટે ભાગે, તેના પોતાના ઉપર જ છે.

જે વ્યકિત અથવા પ્રજા પોતાના દોષો જોવા નથી ઇચ્છતી અથવા કબૂલ કરતાં ડરે છે તે આગળ વધી જ ન શકે. આપણી આસપાસ રહેલો મેલ આપણે જોતા નથી ત્યાંસુધી તે દૂર કરવાની શકિત આપણને મળતીજ નથી અને મેલ ઘર કરે છે. વળી જે દોષો આપણે કર્યા તેને

સારી રીતે ન વખોડીએ ત્યાંસુધી બીજાના દોષ જોવાનો કે બતાવવાનો આપણને હક્ક જ નથી મળતો.



સ્ત્રી બિચારી ગુલામ તો છે. તેનાં નાક–કાન વીંધવાની ક્રિયામાં મેં તો હમેશાં તેની ગુલામીની નિશાનીજ જોઇ છે. કાનની વાળીમાં રસી ભેરવી બળદની જેમ તાણી શકાય. ઘાતકી પતિઓએ નાક–કાનમાંનાં ઘરેણાં સહિત બન્ને કાપ્યાના દાખલાઓ મોજૂદ છે.

પતિપત્નીના ધર્મ વિકટ છે. હિંદુ પતિ એમ જ સમજતા જણાય છે કે પત્ની એ સોદાની વસ્તુ છે. આ મારો માલ છે એમ પોતાની અર્ધાંગનાને વિષે બોલતા રાક્ષસ પતિઓને મેં સાંભળ્યા છે. પતિ જેટલા ફેરફાર પોતાના જીવનમાં કરે તેટલા પત્ની તુરત સમજી લે ને અમલમાં મૂકે એમ કહેનારને શું કહીએ ? પત્નીને કંઇ વ્યક્તિત્વ હશે કે ? દમયંતીને હતું; મીરાંબાઇએ ભજવી બતાવ્યું.

હિંદુસ્તાનમાં એવા કેટલાયે ધણી છે જે પોતાની સ્ત્રીને પોતાનાં ઢોર કે ઘરવખરીના જેવી પોતાની મિલકત ગણે છે, ને તેથી જેમ ઢોરને મારે તેમ સ્ત્રીને પણ મારવાનો પોતાનો હક છે એમ માને છે.

સ્ત્રીઓને ઘરવખરી સમાન ગણીને તેમને મરજીમાં આવે ત્યારે મારવાનો ધણીને હક્ક છે એવી માન્યતામાંથી ભણેલા ધણીઓ પણ મુક્ત નથી. સ્ત્રીઓ પ્રત્યે એ જાતનું વર્તન એ જંગલીપણાનો અવશેષ છે.

આપણને કોઈ ગાળ દે કે મારે તો આપણને તે નહિ ગમે તો પછી આપણે કોઇને કેમ ગાળ દઇએ? કેમ કોઇને મારીએ?

આપણામાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડમૂળથી ઉખેડવી જોઇએ?

કચડાયેલી સ્ત્રીની પ્રજા પણ કચડાયેલી જ હશે.

જે પ્રજા પોતાનાં બાળકોને, પોતાની સ્ત્રીઓને અને પોતાના નોકરોને માન નથી આપતી તે પ્રજાની સભ્યતા નાશ પામે છે.



સ્ત્રી બાળકનું પોષણ કરનારી છે, તેની વિધાત્રી છે; તેની ઉપર બાળકના ચારિત્ર્યનો આધાર છે; તે બાળ-શિક્ષિકા છે, તેથી તે પ્રજાની માતા છે.

સ્ત્રી એ પુરુષની સહચારિણી છે, તેના સરખા જ મનવાળી છે. પુરુષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે. જેટલી છૂટ પુરુષ ભોગવે છે તેટલી જ તેને ભોગવવાનો હક છે અને જેમ પુરુષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ.

અજ્ઞાનરૂપી અંધકૂપમાં ડૂબેલા જડપુરુષો પણ ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર કૂડી પ્રથાને લીધે સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અર્ધે જઇ અટકી પડે છે. આપણાં ઘણાં કાર્યો પૂરાં શોભી નીકળતાં નથી. અર્ધી મૂડીથી વેપાર કરનાર પચ્છમ બુધ્ધિ વેપારના જેવી આપણી સ્થિતિ છે.

પુરુષે સ્ત્રી પાસેથી જનસમાજના સ્વાભાવિક હકો છિનવી લેવાનું અથવા તે ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઇએ, પણ એ સ્વાભાવિક હકો નિભાવવાને સારૂં, વિદ્યાની આવશ્યકતા છે જ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુસમાન છે એ અતિશયોક્તિ નથી પણ શુદ્ધ ચિત્ર છે, એટલે જેમ પુરુષને તેમજ સ્ત્રીને કેળવણી તો જોઇએ જ.



સ્ત્રીઓના અધિકારો વિષે એકે બાબતમાં હું જરાય પડતું મેલવા તૈયાર નથી. મારા મત પ્રમાણે કાયદાએ સ્ત્રી અને પુરુષ વચ્ચે કોઈ જાતની અસમાનતા રાખવી ન જોઈએ. દીકરા અને દીકરી વચ્ચે કોઇ જાતનો ભેદભાવ ન હોવો જોઇએ. જેમ જેમ સ્ત્રીજાતિને શિક્ષણ દ્વારા પોતાની શક્તિનું ભાન થતું જશે તેમ તેમ તેની સાથે આજે જે અસમાન વર્તન ચાલે છે તેનો વધારે ને વધારે ઉગ્ર વિરોધ થશે.

પોતાની સહચરીના વિચાર જાણવાની તે પોતાની ફરજ સમજતો નથી. સ્ત્રીને તે પોતાની મિલકત સમજે છે અને પતિનો દાવો કબૂલ રાખનારી બિચારી પત્ની ઘણીવાર પોતાનો ભોગ આપે છે. આમાંથી નીકળવાનો માર્ગ છે ખરો. મીરાંબાઇએ તે માર્ગ બતાવ્યો છે.

મો. ક. ગાંધી



## પ્રકરણ પહેલું

### ઘરને માર્ગે

'ભાઈ, આવી પહોંચ્યા ? કુશલ છો ને ?'

'હા લક્ષ્મણ, ઘરમાં બધાં આનંદમાં છે ને ?'

'શ્રીરઘુનાથજીની કૃપા છે ભાઈ, દાદાજીએ તમને સંભાર્યા છે.'

રેલ્વેના બીજા વર્ગના ડબામાંથી એક યુવક અને એક યુવતી ઊતર્યાં. યુવક રાયકુટુંબનો બાવીસ વર્ષનો વંશજ સુમિત્રરાય હતો. યુવતી એની તરતની પરણેલી પત્ની વીસ વર્ષની આનંદી સાથે હતી.

'ભાઈ, તમારો સામાન ? કેટલા દાગીના છે ?'

'આઠ દાગીના છે. સૌના ઉપર મારું નામ છે. સંભાળી લ્યો.'

લક્ષ્મણે સામાન પ્લેટફૉર્મ ઉપર ઉતારી દીધો. મજૂરોએ સામાન ઉપાડી સ્ટેશનની બહારની ગાડીઓમાં મૂકી દીધો. ગાડીઓ થોડે દૂર નર્મદા નદીને કિનારે પહોંચી: નદીના ઘાટ ઉપર એક સુંદર નાની હોડી લાંગરી હતી. હોડીમાં સામાન લાદવામાં આવ્યો. હોડીની વચ્ચે મોટી બારીઓવાળી કૅબિન હતી. કૅબિનમાં ચારપાંચ જણાં ખુશીથી બેસી શકે એવી રીતે ગાદી પાથરેલા બાંકડા હતા. પત્ની અને પતિ બંને એ બાંકડા પર બેસી ગયાં.

'ભાઈ, હોડી હંકારીએ ?'

'હા, ખુશીથી હંકારો.'

રાયકુટુંબની પેઢી દર પેઢી નોકરી કરતા માછીમારોએ હોડી હંકારવાનું શરૂ કરી દીધું. માઘ માસની એક વહેલી સવારે નર્મદાના પટ ઉપર હોડી ચાલવા માંડી. સૂર્યોદય થતો હતો. ક્ષિતિજમાં સર્વત્ર સોનેરી પીળાશ છવાઈ રહી હતી. આકાશ પ્રાતઃસૂર્યના ઉદય સમયે તેજઃપુંજથી ઝળહળી ઊઠ્યું હતું. નર્મદાના બંને કિનારાનાં વૃક્ષો ઉપરથી જાતજાતનાં પક્ષીઓના સુંદર કલરવો સંભળાતા હતા. પોતાના માટે અને બચ્ચાંઓ માટે ચારો મેળવવા પક્ષીઓ ચારેતરફ ઊડતાં હતાં. નર્મદાને કિનારે ક્યાંક સૂકા ખડકો હતા, ક્યાંક વૃક્ષોના વૃંદો દેખાતાં હતાં. ક્યાંક ઘઉં અને ચણાના છોડોથી ભરેલાં ખેતરો દીપતાં હતાં. ખેડૂતો વહેલી સવારે પોતાનાં ખેતરોમાં કામ કરતા દેખાતા હતા. કોઈ હળથી ખેડતા, કોઈ ચાસ પાડતા અને કોઈ ઘાસ કાઢતા જોવામાં આવતા હતા. નાનીનાની વાડીઓમાં ખેડૂતોએ અનેક શાકો વાવ્યાં હતાં. રીંગણાં, મોગરી, ટમેટાં, કોબી, વગેરેના

છોડવાઓ દૂરથી દેખાતા હતા. ખેડૂતો વહેલી સવારમાં છોડવાઓ-માંથી શાક વીણતા હતા.

હવા મંદમંદ વહેવા માંડી. ખલાસીઓએ એક નાના સફેદ સઢને ખુલ્લો મૂકયો. સઢમાં પવન ભરાવાથી હોડી વેગથી પાણી કાપવા મંડી. નર્મદાનાં જળ જોશથી વહી જતાં હતાં. રસ્તામાં નાનાંનાનાં ગામો કિનારાની નજદીકમાં દેખાતાં હતાં. ગ્રામવાસીઓમાંથી કોઈ પોતાની ગાયો અને વાછડાઓને નદીકિનારાનાં નીલાં તૃણો ચરાવતા નજરે પડતા હતા. કોઈ કોઈ સ્થળે ઘેટાંબકરાં ચરાવતા ભરવાડો દેખાતા હતા. નદીકિનારે અનેક ગ્રામ્ય સ્ત્રીઓ સવારમાં વહેલાં માટીનાં બેડાં માથા ઉપર ચડાવીને પાણી ભરવા આવતી દેખાતી હતી. કયાંકકયાંક ઘાટ ઉપર પ્રાતઃકાળમાં વેદમંત્રો, સ્તોત્રો જપતા બ્રાહ્મણો સ્નાન કરતા હતા. કોઈ બ્રાહ્મણો નદીના પાણીમાં ઊભી ઊગતા સૂર્યને અર્ધ્ય આપતા હતા. બીજી તરફ ખડકાંઓ ઉપર સ્ત્રીઓ વસ્ત્રો ધોતી દેખાતી હતી. નાનાંનાનાં બાળકો, યુવાનો અને આધેડો સ્નાન કરવા ભેગાં થયાં હતાં.

નદીના પ્રવાહમાં હોડી વેગથી વહી જતી હતી. નદીમાં અનેક હોડીઓ પ્રાતઃકાળમાં પોતાનાં નિયત કાર્યો માટે ફરતી હતી. કેટલાક માછીમારોની હોડીઓ દૂરદૂર માછલાં પકડવા સારુ જતી હતી. કેટલીક હોડીઓ પ્રવાસીઓને લઈ કિનારાનાં દૂરદૂરનાં સ્થાનોમાં પહોંચાડતી હતી. કેટલીક હોડીઓ જાતજાતના માલથી ભરાઈને એક સ્થળેથી બીજે સ્થળે હંકારાતી હતી. કેટલીક હોડીઓમાં જાતજાતનાં શાકો ભરીને ખેડૂતો સામા કિનારાનાં નાનાં શહેરોની બજારો તરફ પંથ કાપતા હતા. કેટલીક હોડીઓ કેળાં, પપૈયાં, નારંગી, લીંબુ વગેરે ફળો ભરીને પણ બજારો તરફ હંકારાતી હતી. કયાંક નાનીમોટી હોડીઓ એક એક પૈસો લઈ પ્રવાસીઓને સામે કિનારે ઉતારતી હતી.

સવારના દશ વાગ્યા પહેલાં રાયકુટુંબની હોડી એમના ઇનામી ગામ સંખેડાના ઘાટ ઉપર આવી પહોંચી. ઘાટ ઉપર યુવક અને યુવતી ઊતરી પડયાં. એક આધેડ પુરુષ ઘાટ ઉપર ઊભા હતા. સુમિત્રે પોતાના પિતા નવલરાયને પ્રણામ કર્યાં. યુવતી મોઢું ગંભીર કરીને ઊભી રહી. એણે માથે ઓઢયું નહોતું. લાજ એ કાઢતી નહોતી.

'સુમિત્ર કુશળ છો ને ?'

'હા, પિતાજી, ઘરમાં સૌ આનંદમાં છે ?'

'હા, સૌ કુશળ છે. આ કોણ ? તારી પત્ની છે ?'

'હા, એ આનંદી છે.'

આનંદીએ વડીલ સામે સન્માનનો કાંઈ શિષ્ટાચાર કર્યો નહિ. વડીલે બીજી તરફ નજર ફેરવી લીધી. નોકરોએ સામાન ઉપાડી લીધો એટલે સૌ ગામ તરફ ચાલ્યાં.

ગામની આસપાસ માટીની મજબૂત દીવાલ હતી. દરવાજામાં પ્રવેશ કરતાં જ દરવાન લાલસિંહે ઊભા થઈ રાયકુટુંબના નવા આવેલા વંશજને પ્રણામ કર્યાં. એની સાથે એકાદ કુશળ વાત કર્યા પછી એઓ આગળ વધ્યા.

સંખેડા રાયકુટુંબનું ઇનામી ગામ હતું. પાંચસો માણસની એમાં વસતિ હતી. મુખ્યત્વે રાયકુટુંબના આશ્રિત ખેડૂતો આ ગામમાં વસતા હતા. આ સિવાય દસેક ઘરો વાણિયાબ્રાહ્મણનાં હતાં. પાંચછ ઘરો કસબીઓનાં હતાં. ગામની બહાર હરિજન-નિવાસમાં પાંચેક ઘરો હરિજનોનાં હતાં. જાનવરોને ઠેકાણે પાડવા, મજૂરીનું કામ કરવું અને કપડાં તૈયાર કરી વેચવાં એ એમનો ધંધો હતો. ગામની નાની બજારમાંથી નવલરાય અને સુમિત્ર જોડાજોડ ચાલી જતા હતા. પાછળ ઉઘાડા માથે આનંદી આવતી હતી.

તેની પાછળ સામાન લાવતાં માણસો હતાં. બજારમાં સૌના નમસ્કાર ઝીલતા એઓ રાયસદનના દરવાજા ઉપર આવી પહોંચ્યાં.

રાયસદનની ચારે તરફ મજબૂત પાકી ઊંચી દીવાલ હતી. દીવાલમાં જૂના વખતની ચાર તોપો મોરચાઓમાંથી પોતાનાં લાંબાં મોઢાં બહાર કાઢતી કટાતી પડી હતી: કાંગરાઓ અને તિરકસિયામાં અંદરથી રાયસદનના બચાવની જૂના જમાનાની ગોઠવણો નજરે પડતી હતી. મોટા દરવાજાની અંદર પ્રવેશ કરતાં જ મોટા ઊંચા ઓટલા આવતા હતા. એની અંદર બે ઓરડા અને ઢાંકેલી ચાલ હતી. ચાલમાં સાદડી ઉપર એક વૃદ્ધ પુરાતન દાઢીવાળો આરબ કાવો પીતો બેઠો હતો. આવનારાંઓને જોઈ પોતાના દાંતવગરના મોઢા ઉપર હાસ્ય ફરકાવીને ઊભા થઈ આરબે અભિવાદન કરતાં કહ્યું:

'સુમીભાઈ, તુમ આયે? ઇતના છોટા લડકા કિતના બડા હો ગયા, છોટે રાયજી સાહેબ? ઔર આફીયત હૈ ન છોટે ભાઈ?'

'ખુદાકી મહેરબાનીસે અચ્છા હું, મહમદ.'

સૌ દરવાજો વટાવી મોટા ચોકમાં આવ્યાં. ત્યાં ચાલીસેક સ્ત્રીપુરુષો અને બાળકોનું ટોળું ઊભું હતું. માતા, કાકીઓ, બહેનો, પિત્રાઈઓ, સગાંસંબંધીઓ—બધાં સુમિત્ર અને તેની વહુને ભેટવા હાજર હતાં. સુમિત્ર સૌને ભેટયો. એકબીજાનું કુશળ પુછાયું.

એક તરફ અજાણી જેવી ઊભેલી આનંદી ગંભીર ભાવે સૌને જોતી હતી. બધાંની નજર આનંદી ઉપર મીટ માંડી રહી હતી. સુમિત્રે આગળ આવી આનંદીને સંબોધી કહ્યું:

'આનંદી, આ મારાં માતુશ્રી છે.' આનંદીએ સહેજ માથું નમાવ્યું.

'આનંદી, આ મારાં મોટાં કૈલાસબહેન છે, આ મારાં નાનાં બહેન સ્નેહલીલા છે.' કાકીઓની પુત્રીઓ અને સગાંસંબંધીઓની

એણે ઓળખાણ કરાવી. માથાને સહેજ નમાવીને આનંદીએ એ ઓળખાણો સ્વીકારી.

'ચાલ સુમિત્ર, હવે વડીલોને મળીએ. વહુને પણ વડીલ માતુશ્રીઓને મળવા લઈ જાઓ.' નવલરાયે પોતાની પત્ની તરફ નજર કરી કહ્યું.

આંગણું ઓળંગી સૌ બેઠક તરફ આવ્યાં. પગથિયાં ચઢી ઓટલા ઉપર થઈ સૌ બેઠકમાં આવ્યાં. પચાસ ફીટ લાંબી અને ચાલીસ ફીટ પહોળી આ બેઠકમાં ગાદીતકિયા પાથર્યા હતા. સામે નાનાં મેજો અને લખવાનાં સાધન પડ્યાં હતાં. હારબંધ પાંચ ગંભીર વયના ગૃહસ્થો કાંઇક લખતા અથવા વાતો કરતા બેઠા હતા. સામે બે કારકુનો પણ કાંઈ નામું લખતા બેઠા હતા. વૃદ્ધોની સામે દસપંદર ખેડૂતો જેવા માણસો વાતચીત કરતા જમીન ઉપર બેઠા હતા. પહેલી ગાદી ઉપર બેઠેલા, પંચોતેર વરસનાં ઝાડવાં જોયેલા મણિધરરાય દાદાજીને સુમિત્રે વંદન કર્યું; પછી બીજા વૃદ્ધોને પણ નમસ્કાર કર્યા. કારકુનો અને ખેડૂતો તરફ પણ સહેજ માથું નમાવી જૂની ઓળખાણને પ્રણામ કર્યાં.

'સુમિત્ર, કુશળ છો ને ભાઈ?' દાદાજીએ મોઢું મલકાવી પૂછ્યું.

'હા દાદાજી, રામજીની કૃપા છે.'

સૌની સાથે દશપંદર મિનિટ વાતો કર્યાં પછી સુમિત્ર અંદરનું આંગણું ઓળંગી અંતઃપુરમાં ગયો. ત્યાં સ્ત્રીખંડમાં બેઠેલી વૃદ્ધ દાદીમા અને બીજી વડીલ સ્ત્રીઓને એણે પ્રણામ કર્યાં. સૌના આશીર્વાદ મેળવી લીધા એટલે દાદીમાએ નાહીધોઈ રામજીનાં દર્શન કરી આવવા ફરમાવ્યું.





# પ્રકરણ બીજું

## રાયસદનના વડીલો

**રાયસદનના** મૂળ પુરુષ કૃષ્ણરાય બહાદુર પુરુષ હતા. એમણે ગાયકવાડના મૂળ પુરુષ પહેલા દામાજી ગાયકવાડના હાથ નીચે સિપાઈગીરીની નોકરીથી શરૂઆત કરી હતી. એઓ પાણિપતના યુદ્ધમાં પિલાજી ગાયકવાડના હાથ નીચે એક ટુકડીના હવાલદાર તરીકે ઈ. સ. ૧૭૬૧માં અફઘાનો સાથે લડ્યા હતા. આ ભયંકર યુદ્ધમાં એ મરતાંમરતાં બચ્યા હતા. એમની સમયસરની બહાદુરીથી ગાયકવાડની જિંદગી બચી જવા પામી હતી. સખ્ત ઘાયલ થઈને કૃષ્ણરાયે ૭ માસ સુધી પડદે પડી મોટી માંદગી ભોગવી હતી. ગાયકવાડની કૃપાદષ્ટિ સંખેડા ગામની જાગીરરૂપે પ્રતિબિંબિત થઈ હતી. કૃષ્ણરાયે સંખેડાના

જાગીરદાર તરીકે 'રાયસદન' બાંધ્યું હતું. એમણે રાયકુટુંબની ભવિષ્યની વ્યવસ્થા અને મહત્તાનો પાયો નાંખ્યો હતો. વૃદ્ધાવસ્થામાં એમણે સંન્યાસ લીધો, ત્યારે એમના બે પુત્રો બીજા દામાજી ગાયકવાડને ગુજરાત જીતવા માટે સંપૂર્ણ સહકાર આપી રહ્યા હતા. ગાયકવાડના એ કુટુંબ ઉપર ચારે હાથ હતા.

કૃષ્ણરાય પછી એના મોટા પુત્ર રૂપરાય રાયસદનના મુખ્ય સંચાલક વડીલ થયા. કૃષ્ણરાય રાયસદનની વ્યવસ્થાની યોજના પોતાના વંશજો માટે ઘડી તૈયાર રાખી ગયા હતા. કૃષ્ણરાયે વૃદ્ધાવસ્થામાં સંન્યાસ લીધો હતો. રૂપરાયે સંચાલક તરીકેનાં સૂત્રો સંભાળીને સંયુક્ત કુટુંબના નાવને કઠિન અને ભયંકર તોફાનોમાંથી ઉગારી લીધી હતી, રાયસદનમાં નવી ઇમારતો ઉમેરી હતી. પોતાના વંશજોને ગાયકવાડના અધિકારીઓ બનાવ્યા હતા. વૃદ્ધાવસ્થામાં એમણે સંન્યાસ લઈ કુટુંબના વડીલ તરીકે પોતાના નાના ભાઈ વિશ્વાસરાયને રાયસદનની વ્યવસ્થાનું સુકાન સોંપ્યું હતું. એઓ પણ ગાયકવાડના વફાદાર જાગીરદાર હતા. એમણે 'રાયસદન'ની મજબૂત કિલ્લેબંધી કરી હતી. એઓ પોતાના આરબોની બેરખ લઈને ગાયકવાડના સૈન્ય સાથે કાઠિયાવાડ લડવા ગયા હતા. ત્યાં એઓ એક યુદ્ધમાં કામ આવ્યા હતા. એમના પછી રૂપરાયના મોટા પુત્ર કલ્યાણરાયને પોતાના ગામનું શત્રુઓના ઘેરાથી રક્ષણ કરવું પડયું હતું. કલ્યાણરાય ત્રણસો સૈનિકો રાખતા હતા. એમણે શત્રુઓની સામે આક્રમણ કરી એમને મારી હઠાવ્યા હતા. પરંતુ પોતે એવા ઘાયલ થયા કે એમને વૃદ્ધાવસ્થા ખાટલા ઉપર જ ગાળવી પડી હતી.

વિશ્વાસરાયના જ્યેષ્ઠ પુત્ર રામરાય જાગીરદાર તરીકે આવ્યા. કુટુંબમાં અને વયમાં મોટો હોય તેના હાથમાં સર્વે સત્તા સોંપાતી હતી. યુવાનો ગાયકવાડની નોકરી કરતા, આધેડ વય થતાં નોકરી

છોડી સંખેડામાં જાગીરનો વહીવટ અને ખેતી કરતા હતા. રાયકુટુંબમાં ખેતી કરવી ફરજિયાત હતી; બાળપણથી જ ખેતીનું શિક્ષણ અપાતું હતું. દરેકે દરેક બાળકને નાનપણથી જ ગુજરાતી અને ફારસીનું જ્ઞાન મળતું હતું. એમનામાંથી કેટલાક ફારસી ભાષાના મુત્સદ્દીઓ હતા. કેટલાક કવિઓ પણ થયા હતા. દરેક યુવકને હથિયારોનો ઉપયોગ શીખવવામાં આવતો હતો. તલવારની પટાબાજી અને બંદૂકની નેમ લેતાં સૌને આવડતી હતી. રાયસદનના આંગણામાં કસરતની, ઘોડેસ્વારીની અને હથિયારોની તાલીમ આપવાની સંપૂર્ણ વ્યવસ્થા હતી. કેટલાક રાય યુવાનોએ રણસંગ્રામમાં પ્રાણ છોડ્યા હતા.

આઠમા જાગીરદાર જીવનરાયના સમયમાં અંગ્રેજી અમલ સ્થપાઈ ચૂક્યો હતો. ધીમેધીમે એમણે ફોજની ટુકડી સમય પ્રમાણે વિખેરવા માંડી હતી. હવે માત્ર દસબાર આરબો મુખ્ય દ્વારની ડેલી ઉપર પોતાનાં હથિયારો સાફ કરતા બેસતા હતા. એમના પછીના જાગીરદાર નવનિધરાયના સમયમાં માત્ર પાંચ આરબો ડેઢી ઉપર બેસતા હતા. બારમા જાગીરદાર મણિધરરાયના સમયમાં માત્ર બે જ આરબ ડેઢી ઉપર હતા. મહમદ અને એનો પૌત્ર સાલેહ હવે ડેઢી સાચવતા હતા.

રાયકુટુંબના યુવાનો ગાયકવાડની નોકરીમાં જોડાતા હતા, પરંતુ કુટુંબની વૃદ્ધિ સાથે યુવાનોને બીજી લાઇનોમાં પણ ઉતારવા માટે રાયકુટુંબના વડીલોએ નિર્દેશ કર્યો હતો. એમણે કેટલાક યુવકોને વેપારી લાઇનનું શિક્ષણ અને તાલીમ આપવા માંડયાં હતાં. પચાસેક વર્ષો ઉપર એમણે મુંબઈમાં વેપારી પેઢી ખોલી હતી. એ પછી વેપારનો વિકાસ કરી કલકત્તા, કરાંચી, મદ્રાસ અને રંગુનમાં પણ શાખાઓ ખોલી હતી. રાયકુટુંબની એક નાની કોલસાની ખાણ પણ ઝરીઆ પ્રદેશમાં

આવેલી હતી. આ પ્રમાણે વેપાર અને ઉદ્યોગમાં રાયકુટુંબ ધનવાન બન્યું હતું. બધી મિલકત સંયુક્ત હતી. એ મિલકતો આખા કુટુંબની હતી. બધાં કુટુંબીઓનો એ મિલકતમાં સરખો હિસ્સો હતો. મિલકતોની વહેંચણી કરવાનો સવાલ કોઈએ ઉઠાવ્યો નહોતો. બાળપણથી જ સૌને આવડા કુટુંબમાં એક જ લોહીના ભાઈઓ તરીકે સંપથી રહેવાને તાલીમ મળી હતી. સૌના સંસ્કારો સેંકડો વર્ષો થયાં સંયુક્ત ભાવનાથી ઘડાયા હતા.

રાયકુટુંબના વડીલો સ્થિતિચુસ્ત નહોતા. સમય પ્રમાણે કુટુંબની વ્યવસ્થામાં ફેરફાર કરીને સૌનો સંતોષ મેળવતા હતા. પહેલાના ૭ વડીલો સત્તાની લગામ પોતાના હાથમાં રાખતા હતા. પરંતુ આઠમા વડીલે સમયમાં પરિવર્તન આવેલું જોઈ વડીલોની સલાહપરિષદ વિકટ પ્રશ્નોના ગૂંચવાડા ઉકેલવા નીમી હતી. એનો વિકાસ થતાં હવે એમાં યુવાનો પણ ભાગ લેતા થયા હતા. સત્તાની લગામ હજી પણ વડીલ કર્તાના હાથમાં હતી. પરંતુ હવે પ્રજાસત્તાક જેવી પદ્ધતિથી કાર્ય ચાલતું હતું. બધા ફેરફારો હવે આ કુટુંબમંડળની પરિષદમાં થતા હતા. કુટુંબ વચ્ચે સેંકડો વર્ષો થયાં સંપ અને એકતાનો એટલો મજબૂત સીમેન્ટનો લેપ લાગ્યો હતો કે અનેક વાવાઝોડાંમાંથી કુટુંબનું વહાણ સહીસલામત પસાર થતું હતું. સૌ માટે વિચારપૂર્વક નિયમો બાંધેલા હતા. તે પ્રમાણે ઉદાર વિચારોથી આ કુટુંબનો સંપ, શ્રી અને પ્રતિષ્ઠા જળવાઈ રહ્યાં હતાં. સૌને ગળથૂથીમાંથી જ સંયુક્ત કુટુંબની તાલીમ મળતી હતી.

કુટુંબમાં ઉંમરમાં સૌથી મોટો હોય તે વડીલ ગણાતો હતો. એના હાથમાં કુલ વહીવટી સત્તા હતી. દીર્ઘદૃષ્ટિ અને ઉદારતાથી વડીલો સત્તા ચલાવતા હતા. વડીલોમાંથી કેટલાક યુદ્ધમાં કામ આવ્યા હતા. કેટલાક અમુક સમય સુધી કારભાર

કરી સંન્યાસ લેતા હતા. આગળના સમયમાં વિવાહાદિક ઉત્સવો ઉપર મોટાં ખર્ચ થતાં હતાં. વડોદરાથી રામજણીઓને બોલાવી નાચ થતો. અનેક સંભાવિત ગૃહસ્થો અને અધિકારીઓને આમંત્રણો અપાતાં હતાં. બેએક વાર તો ગાયકવાડ સરકાર પોતે પણ પધાર્યા હતા. છેલ્લા બે વડીલોના સમયમાં આ ખર્ચો અને ભપકો ઘણો ઘટાડી દેવામાં આવ્યો હતો. ધીમેધીમે જૂના સંસ્કારોમાંથી ચૂંટણી કરી વધારેપડતા દંભના ખર્ચા ઓછા થતા હતા.

આ સંયુક્ત કુટુંબમાં છેલ્લા ત્રણ વડીલોના સમયમાં એક મહત્ત્વનો ફેરફાર થયો હતો. અગાઉ થોડી પેદાશ કરતા અને વધારે કમાઈ કમાતા સભ્યોની બધી કમાણી સંયુક્ત કુટુંબની સમૃદ્ધિમાં એકત્ર થતી હતી. પરંતુ વિશેષ કમાઈ લાવનારા સભ્યોએ બડબડાટ કરવાનું ચાલુ રાખ્યું હતું. એ અસંતોષ બહુ ઉગ્ર થાય તે પહેલાં તો વડીલોએ પોતાની પેદાશના પાંચ ટકા અંગત મિલકત તરીકે રાખવા સંમતિ આપી હતી. એનો વિકાસ થતાંથતાં હમણાં ચાલીસ ટકા પેદાશ દરેક સભ્ય પોતાની અંગત મિલકત તરીકે રાખી શકતો હતો. સાઠ ટકા સંયુકત કુટુંબના ખજાનામાં ઉમેરાતી હતી. આ સિવાય દરેક પુત્રના વિવાહમાં પાંચ હજાર રૂપિયાથી વધારે ખર્ચ થઈ શકતો નહિ. પુત્રીના વિવાહની મર્યાદા બે હજાર રૂપિયાની હતી. સીમંત, ઉપવીત વગેરેમાં હજાર રૂપિયાથી વધારે ખર્ચ થઈ શકતું નહિ, વડીલ સૂત્રધારના મરણ પછી બે હજાર રૂપિયા ખર્ચવા અને બીજા વડીલોનાં મરણ પછીનો ખર્ચ રૂપિયા હજારથી વધારે કરવો નહિ, એવા બાંધેલા નિયમો આ સંયુકત કુટુંબ એકસંપીથી નભાવે જતું હતું.

સંયુક્ત કુટુંબ હજી એક રસોડે જમતું હતું. કુટુંબની સ્ત્રીઓમાંથી સૌના વારા મુજબ રસોઈ કરવા માટે મોટાંબા

યુવતીઓને નિયુક્ત કરતાં હતાં. સ્ત્રીઓના વ્યવહારનો કુલ ભાર મોટાંબા ઉપર રહેતો હતો. પતિ યુદ્ધમાં પડે તો મોટીમા અગાઉના સમયમાં સતી થતાં હતાં. એવા, ઘણી સતીઓના પાળીઆઓ રાયકુટુંબ ખૂબ પૂજ્યભાવથી સિંદૂર અને સોનાનો વરખ લગાડી પૂજતું આવતું હતું. પતિ સંન્યાસી થાય તો મોટાંબા સર્વ ઉપાધિઓ ત્યજી ભગવદ્‌ભજનમાં પરોવાઈ તપોમય જીવન ગાળતાં હતાં. નવાં મોટાંબાના હાથમાં કારભાર આવતો હતો. સંપ એ આ કુટુંબનું સૌથી આગળપડતું લક્ષણ હતું. નાનાંમોટાં સૌને સંયુક્ત કુટુંબની ભાવના રોમેરોમ વ્યાપી રહી હતી. કોઈ વહુ જરા અતડી કે કજિયાખોર હોય તો તેને સુધારવા અને યોગ્ય માર્ગે લાવવા આખા કુટુંબના સર્વ સભ્યો સમજાવટ, દાખલા અને યુક્તિઓથી કામ લેતા હતા.

કુટુંબમાં બાંધછોડનો સિદ્ધાન્ત સ્વીકારાયો હતો. અંગ્રેજી જમાનો આવતાં આ કુટુંબના વડીલોએ ફારસીના અભ્યાસને મુકાવી યુવાનોને અંગ્રેજી અભ્યાસમાં લગાડ્યા હતા. હમણાંના વડીલ મણિધરરાયના સમયમાં બધા યુવાનોએ એંજીનીઅરીંગ, મેડિકલ કે કાયદાનું જ્ઞાન સંપાદન કરવું જ જોઈએ એવી ફરજ નાખવામાં આવી હતી. આથી ઘણાખરા યુવાનો ગ્રેજ્યુએટો હતા. દરેક કિશોર દસઅગિયાર વરસનો થાય ત્યાંસુધી એને પોતાને ગામની અંગ્રેજી ત્રીજી સુધીની રાયકુટુંબની નિશાળમાં શીખવું પડતું હતું. પછી એને વડોદરે શીખવા મૂકતા હતા. દરેક યુવકના શિક્ષણ માટે રાયકુટુંબ પાંચ હજાર રૂપિયાની રકમ ખર્ચતું હતું. હજી વિલાયત છોકરાઓને ભણવા મૂકવાનો સવાલ નિર્ણય ઉપર લાવવામાં આવ્યો નહોતો. પરંતુ તે પ્રશ્ન વારંવાર રાયકુટુંબનાં બારણાં ઠોકતો ડોકાતો હતો.

રાયકુટુંબના કેટલાક નબીરા ગાયકવાડના અધિકારીઓ હતા. કેટલાક વેપારઉદ્યોગમાં જોડાયા હતા. કેટલાક ડૉક્ટરો, વકીલો

અને એન્જીનીયરો તરીકે પરદેશમાં કામ કરતા હતા. એ સિવાય કેટલાક સંયુક્ત કુટુંબના વેપારઉદ્યોગોમાં જોડાયલા હતા. સૌ યુવકો જ્યારે દેશમાં આવતા, ત્યારે સંયુક્ત કુટુંબની સાથે જ રહેતા હતા. પરંતુ પરદેશોમાં જુદાં ઘરો માંડવાની એમને સંપૂર્ણ સ્વતંત્રતા હતી. માસિક ખર્ચની બાંધેલી ઉદાર રકમો સૌ યુવકોને મળતી હતી. ઉપરાંત પોતાની કમાઈના ચાલીસ ટકા રાખવાનો પણ એ યુવકોને હક હતો. સૌ યુવકો પોતાની અનુકૂલતા, શરીરસંપત્તિ અને કાર્યક્ષેત્રનો વિચાર કરી પરદેશો ખાતેથી નિવૃત્ત થઇ આધેડ વયે રાયસદનમાં વસતા હતા. પોતાની જાગીરનું કાંઇ ને કાંઈ કામકાજ સંભાળી બેસતા હતા. રાયસદનમાં સંયુક્ત કુટુંબના સભ્ય બની રહેતા હતા. હજી સુધી કોઈ પણ સભ્યે પુત્રપુત્રીના વિવાહો કે માંગલિક કાર્યો રાયસદનની બહાર કર્યાં નહોતા. કુટુંબના વડીલને સૌ "દાદાજી" કહેતા; એમની સૂચના અને દોરવણી નીચે સર્વ કામ થતું હતું. હજી સુધી એમની આજ્ઞાભંગની કોઈ સ્થિતિ ઊભી થઈ નહોતી.

કુટુંબની સ્ત્રીઓ સર્વ મોટાંબાની મીઠી છાંયડી નીચે એમની આજ્ઞામાં રહેતી હતી. સ્ત્રીઓને ઘરની રાણીઓ બનાવવાની તાલીમ મોટાંબાની દોરવણી પ્રમાણે અપાતી હતી. નાની બાળાઓને વિદ્યાભ્યાસ કરાવવામાં આવતો હતો. અંગ્રેજી ત્રણચાર ધોરણ સુધી ભણેલી કન્યાઓ અને વહુઓ આ કુટુંબમાં હતી. કુટુંબમાં પ્રવૃત્તિમય ગૃહજીવન આનંદ અને ઉત્સાહમાં પસાર થાય એવી વ્યવસ્થા હતી. મોટાંબા અનેક દેવદેવીઓના ઉત્સવો કરાવતાં હતાં. નવરાત્રિના ગરબાનો ઉત્સવ તો ભારે ધામધૂમ સાથે ઉજવાય. દૂરદૂરથી સગાંસંબંધીઓ અને સ્નેહીઓની સ્ત્રીઓ આ મહોત્સવમાં ભાગ લેવા આવતી હતી. જન્માષ્ટમીના દિવસે કૃષ્ણલીલા થતી. રામનવમીને દિવસે રામલીલા થતી. કુટુંબના કિશોરો

પણ જ્યારે રજામાં આવતા, ત્યારે પૌરાણિક નાટકો કરતા હતા. દાદાજી અને મોટીમા આવા ધાર્મિક ઉત્સવોમાં પ્રેમથી ભાગ લઈ ઉત્તેજન આપતા હતા.

રાયસદનમાં નોકરો અને દાસીઓ પુષ્કળ હતાં. છતાં મોટા સંયુક્ત કુટુંબની રસોઈનો ભાર તો કુટુંબની યુવતીઓ ઉપર હતો. આધેડ વહુઓ પણ એમને પૂરો સહકાર આપતી હતી. છાશ વલોવી માખણ કાઢવું એ પણ યુવાન વહુઓનું કામ હતું. તુલસીના છોડોને પાણી પાવું, ભંડારની સંભાળ રાખવી, બ્રાહ્મણ અતિથિનો આદર કરવો, સ્વચ્છતા ઉપર દેખરેખ રાખવી, છોકરાઓની વસ્તુઓ અને વસ્ત્રો સંભાળવાં એ કામ આધેડ વહુઓનું હતું. કુટુંબમાં સ્થાપિત ધોરણો મુજબ સર્વ કામ થતું હતું. વૃદ્ધાઓ રામમંદિરમાં સીતારામની મૂર્તિની પૂજા કરતી, અને છોકરાઓના આરોગ્ય સંબંધી દેખરેખ રાખતી હતી. રેંટિયો એ પણ વૃદ્ધાઓ માટે નિયત કરેલી વસ્તુ હતી. એક ઘરમાં કેટલીક શાળો ગોઠવી હતી. તેમાં કન્યાઓ, યુવતીઓ અને આધેડ વહુઓ કપડાં અને ગાલીચા વણતી હતી.

દાદાજી વિચારશીલ અને જમાનાને ઓળખનાર ગૃહસ્થ હતા. એઓ જાતજાતનાં ભરતકામો કુટુંબમાં થાય તે માટે ઉત્તેજન આપતા હતા. દશેરાને દિવસે ગૃહકામનું પ્રદર્શન ભરાતું, તેમાં સારાં કાપડ અને ગાલીચા માટે ઇનામ અપાતાં હતાં. કારીગરીવાળાં સુંદર ભરતકામ માટે પણ ઇનામો દાદાજી હસીને આપતા હતા. નર્મદા નદીના તટે સુંદર ઘાસ થતું હતું, એ ઘાસને સૂકવીને સાદડીઓ પણ ઘરમાં તૈયાર થતી હતી. રાયકુટુંબના મૂળ પુરુષ કુટુંબ માટે એક સૂત્ર સૂચવી ગયા હતા. સાદું, ઉદ્યોગી, સંપીલું જીવન જીવવાનું એ સૂત્ર હતું. સૌ પેઢી દર પેઢી એ સૂત્ર પ્રમાણે ચાલતા હતા. કુટુંબમાં આથી કોઈ આળસુ થઇને પડી રહેતું નહોતું. નાનાથી મોટા કાંઈને કાંઈ કામ ઉપર લાગી જતા હતા.

દાદાજીએ શીવવાના સંચાઓ પણ વસાવ્યા હતા. મોટી વહુઓ કુટુંબના સભ્યો માટેનાં વસ્ત્રો પોતાની દેખરેખ નીચે તૈયાર કરાવતી હતી, અને નાની વહુઓ અને દીકરીઓને વસ્ત્રો કેમ વેતરવાં તે શીખવતી હતી. રાયસદનનું આખું જીવન ધાર્મિક, સાંસ્કારિક અને ઉદ્યોગી હતું. આતિથ્ય માટે પણ આ કુટુંબે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. ફેશનો, નિર્લજ્જપણું, ઉદ્ધતાઈ, ભયંકર કલેશ કે અધાર્મિકતા આ મોટા કુટુંબમાં નહોતાં.

અનેક ઝંઝાવાતોમાં પણ આ કુટુંબરૂપી સંયુક્ત વન એકબીજાના રૂડા સહકારથી પોતાની પ્રતિષ્ઠા અને સંપત્તિ જાળવી રહ્યું હતું. દાદાજીની અને મોટાંબાની આજ્ઞા છેવટની ગણાતી હતી. એના ઉપર અપીલ નહોતી. દાદાજી પણ કુટુંબના વડીલ સભ્યોની સલાહ વગર કોઈ પણ અગત્યનું પગલું ભરતા નહોતા. કન્યાઓ અને યુવકોના વિવાહ પણ એમની રાહબરી નીચે થતા હતા. અગાઉ આઠ વરસની કન્યા થતાં જ તેને પરણાવી દેતા હતા. ચૌદપંદર વરસનો કિશોર પણ ઘોડે ચડતો હતો. ચૌદ વરસ પહેલાં કોઈ કન્યાને સાસરે મૂકવામાં આવતી નહિ. અઢાર વરસ પહેલાંના યુવકને ગૃહસ્થધર્મમાં દાખલ કરવામાં આવતો નહોતો. હવે સમય જોઈ કન્યાના વિવાહનો સમય ચૌદ વરસનો અને યુવકના વિવાહનો સમય અઢાર વરસનો નક્કી કરવામાં આવ્યો હતો. છેલ્લી બે પેઢી થયાં, સ્ત્રીઓને ઘૂંઘટ કાઢવાની મનાઈ હતી, પણ વડીલો સાથે બહુ મર્યાદાપૂર્વક વર્તવાનું હતું.

દાદાજી જૂના ધાર્મિક રિવાજોને નિભાવતા હતા. શ્રાદ્ધો પણ કરાવતા, બ્રહ્મભોજન પણ થતું હતું. સદાવ્રત પણ સાધુઓને અપાતું હતું. મોટાંબા અને આધેડ વહુઓ દેવતાઓનાં વ્રતો, ઉપવાસો અને પૂજા કરાવતાં હતાં. દરેક અવસરે શાસ્ત્રીય વિધિથી પૂજા કરાવવામાં આવતી હતી. રાયકુટુંબનો પુરોહિત વંશપરંપરાથી ચાલ્યો

આવતો હતો. રાયકુટુંબના વડીલો વિદ્યાવિલાસી હતા. પુરોહિતને વ્યાકરણ તથા કર્મકાંડ શીખવાની ફરજ પાડતા હતા. આથી દરેક ક્રિયા શાસ્ત્રીય રીતે થતી હતી. પુરોહિત ચાલુ કથા પણ રાયસદનના મંદિરમાં વાંચતા હતા. પરદેશમાં રહે ત્યારે યુવકોને ગમે તેવો અંગ્રેજી પોશાક પહેરવાની છૂટ હતી. પરંતુ રાયસદનમાં આવે ત્યારે વડીલોની આમન્યા જાળવી મર્યાદા પ્રમાણે પોશાક પહેરવો પડતો હતો.

રામમંદિરની પડખેની ઓરડીમાં સ્વામીજી રહેતા હતા. એ રાયકુટુંબના દાદાજીએ સિત્તેર વર્ષની ઉંમરે સંન્યાસ લીધો હતો. આઠેક વર્ષ તીર્થાટન કરી સ્વામીજીએ વૃદ્ધાવસ્થાની અશક્તિને લીધે રાયસદનમાં કુટુંબના સંન્યાસીઓ માટે રાખેલી ઓરડીમાં વાસ કર્યો હતો. સ્વામીજી એક વખત જમતા અને આખો દિવસ ધ્યાન અને ૐના જાપમાં ગાળતા હતા. માત્ર રાત્રે નવથી દશની વચ્ચે સ્વામીજી કુટુંબના સભ્યો સાથે વાતચીત કરતા હતા, સંદેશ આપતા હતા. જ્ઞાનચર્ચા સિવાય બીજી વાતો સ્વામીજી વિશેષપણે કરતા નહિ. આખું કુટુંબ એમના દર્શને આવતું હતું.







## પ્રકરણ ત્રીજું

### રાયસદન

**રાયસદન** મોટા વડીલ દાદાજી કૃષ્ણરાયે બાંધ્યું હતું. એમણે દીર્ઘદૃષ્ટિ વાપરી વિશાળ જમીનવાળી કોટની દીવાલ બનાવી હતી. એમના સમયમાં થોડાં ઘરો બંધાયાં હતાં. રાયકુટુંબના વડીલોએ જરૂર પડી તેમ ઘરોમાં વધારો કરવા માંડ્યો હતો. આથી રાયસદનનું સ્થાપત્ય નિયમિત શિલ્પકળાના નમૂના જેવું બન્યું નહોતું. જેને જ્યાં યોગ્ય લાગ્યું, તે સ્થળે બાંધકામો બનાવ્યાં હતાં. સ્થાપત્યની નજરે એ સદનમાં કળાયુક્ત પણ કાંઈ નહોતું. પરંતુ એમાં રહેનારાંઓની સગવડો ઉપર પૂરું ધ્યાન દેવામાં આવતું હતું. દરેક પ્રકારની, શ્રીમંત સંસ્કારી કુટુંબને જોઈતી સગવડો આ મોટા નિવાસમાં રાખવામાં આવી હતી.

વિચારપૂર્વક યોજેલી ગોઠવણોથી રાયકુટુંબના દરેક સભ્યને જોઇતો આરામ અને પ્રવૃત્તિઓ આ મોટા ઘરમાં મળી રહેતાં હતાં. આખા સદનમાં કારીગરી કે કળાકૌશલ્ય જેવું કાંઈ નહોતું.

રાયસદન સંખેડા ગામ વચ્ચે આવેલ હતું. એક મોટા સિંહદ્વારથી એ મોટા નિવાસમાં પ્રવેશ કરાતો હતો. એ મુખ્ય દ્વારને વડોદરાદ્વાર તરીકે સૌ ઓળખતા હતા. રાયસદનની આસપાસ નર્મદા નદીમાંથી વાળેલી ખાઈ હતી; પરંતુ હમણાં એ ખાઈ ઘણીખરી પુરાઈ ગઈ હતી. સિંહદ્વારમાંથી પ્રવેશ કરતા આરબોની મોટી ડોઢી આવતી હતી. એની દીવાલો ઉપર બંદૂકો, તલવારો અને ઢાલો શણગારીને લટકાવી હતી. સિંહદ્વારની ડોઢી પછી મોટું વિશાળ આંગણું હતું. આંગણાને છેડે પશ્ચિમ તરફ બારીઓ અને દ્વારો ધરાવનાર મજલાવગરનાં કેટલાંક મકાનો હારદોર આવેલાં હતાં. વચમાં મોટી બેઠકનો ઉપયોગ જાગીરના વહીવટ માટે થતો હતો. એની બગલમાં જાગીરનો માલ રાખવા માટે ખાસ બનાવેલા મોટા ભંડારો હતા. એના પછી અલાયદું, શાળા માટેનું, નાનું મકાન હતું. શાળા પછીના બે ઓરડામાં વૈદ્યની બેઠક અને દવાખાનું હતું. આખા ગામના લોકો દવા લેવા વૈદ્ય પાસે આવતા હતા. રાયકુટુંબે સૌને મફત દવા આપવાનો બંદોબસ્ત કર્યો હતો. હમણાં ત્રણચાર વરસો થયાં એક અનુભવી કમ્પાઉન્ડર પણ રાખી લેવામાં આવ્યો હતો. એ વિલાયતી દવાઓ આપતો હતો. સૌથી છેડે એક લાયબ્રેરી હતી. સ્કૂલમાસ્તર એ સાચવતા હતા. લાયબ્રેરીમાં બે હજાર જેટલાં પુસ્તકો હતાં. મુખ્યત્વે ગુજરાતી સાહિત્યના ગ્રંથો હતા. પરંતુ ધીમેધીમે અંગ્રેજી વિભાગ પુષ્ટ થતો હતો.

રાયસદનની શાળામાં ત્રણ માસ્તરો હતા. અંગ્રેજી ત્રીજી સુધી એમાં શીખવવામાં આવતું હતું. રાયસદનનાં બાળકો,

ગામનાં બાળકો અને આસપાસનાં ગામડાંનાં બાળકો મળી ૧૦૫ બાળકો આ શાળામાં ભણતાં હતાં. કન્યાઓનો શરૂઆતનો અભ્યાસ આ શાળામાં જ થતો હતો. પરંતુ દશ વરસની કન્યા થાય ત્યારે એમના અભ્યાસ માટે કન્યાશાળાની સ્વતંત્ર યોજના હતી. અંગ્રેજી શીખવવા માટે એક મેટ્રિક થયેલી શિક્ષિકાને રોકવામાં આવી હતી. લાયબ્રેરીની બીજી બાજુએ, પાછળ યુવકોની બેઠક હતી. તેમાં ટેબલ, ખુરશીઓ ગોઠવી હતી. એક બિલિયર્ડ રુમ પણ હતો. તેમાં યુવકો બિલિયર્ડ રમતા હતા. બીઝીક અને બીજી, પાનાંની રમતોની પણ ત્યાં સગવડ રખાઈ હતી. યુવકોની બેઠક પાછળ ટેનિસ કોર્ટ હતી, તેમાં ટેનિસ રમવાનાં સાધનો રાખવામાં આવ્યાં હતાં. ટેનિસ કોર્ટની જોડમાં કસરતશાળા હતી. એક ખાડો ખોદાવી તેમાં માટી ભરેલી રહેતી. યુવકો અહીં કુસ્તી કરતા, દંડ પીલતા, મુગદળો ફેરવતા હતા. કસરતશોખીન આધેડો પણ કસરત માટે અહીં આવતા હતા. કસરતશાળાની પાસેના આંગણાનો એક મોટો ભાગ ક્રિકેટ રમવાના મેદાન તરીકે ઉપયોગમાં લેવાતો હતો. કસરતશાળાની પાછળનો વિભાગ સાતઆઠ વરસો સુધીનાં બાળકો માટે ખાસ રાખેલો હતો. એમાં લપસણી, હીંચકા, ઘોડી વગેરે બાળકોને લાયક સૌ વસ્તુઓ ગોઠવી હતી. છેક બીજે છેડે મોટું સભાગૃહ હતું. એમાં નાટકો, હરિકથા, કુટુંબની પરિષદો થતી હતી, દાદાજી નામાંકિત સનાતની વક્તાઓ, કથાકારો, હરિકથાકારો, લોકગીત ગાનારાઓને બોલાવી આનો સતત ઉપયોગ કરતા હતા.

બહારનાં મકાનોના મધ્યમાં અંદર જવાનું બીજું દ્વાર હતું. એમાંથી પ્રવેશ કરનાર અંતઃપુરના મોટા વિશાળ આંગણામાં પ્રવેશ કરતો હતો. એ આંગણું બહારના આંગણા જેટલું મોટું હતું. આંગણાને છેડે પશ્ચિમાભિમુખ બે મજલાનાં મકાનો બાંધ્યાં હતાં. લગભગ ભોંયતળિયે પચાશેક જેટલા ઓરડા હતા. ઉપરના મજલામાં પણ એટલા જ ઓરડા બાંધેલા હતા. આમાં રાયકુટુંબના

સભ્યો રહેતા હતા. ઓરડાઓ ઓસરી સાથે હતા. ઓસરી પછી ગેલેરીઓ હતી. ગેલેરીઓ સળંગ હોવાથી એકબીજા સાથે બધાં ઘરો જોડાયલાં હતાં. યુવક પરણે એટલે એને એક ઓરડો સ્વતંત્ર સોંપવામાં આવતો હતો. ઓરડામાં બે કબાટો, એક પલંગ, થોડી ખુરશીઓ રહેતી હતી. ઓસરીમાં સુંદર હીંચકો હતો. બીજી તરફ એક નાનું ટેબલ પણ રાખવામાં આવતું હતું. ઓરડામાં મોટી જાજમ પાથરેલી રહેતી, એક પારણું પણ રહેતું હતું. બધા ઓરડાઓમાં વડીલ–મૂળપુરુષ કૃષ્ણરાયની છબી ટિંગાડવામાં આવી હતી. વધારે ફર્નિચર સભ્યો પોતાના ખર્ચે વસાવી શકતા હતા. સૌ ઘરોમાં એક એક નાયણી હતી.

આ મકાનોને છેડે અને આંગણાના દક્ષિણ વિભાગમાં સામાન્ય રસોડું હતું. રસોડાની જોડમાં નાનો ભંડાર હતો. તેમાં વાસણો ગોઠવીને મુકાતાં હતાં. બીજી તરફ મોટા ભંડારમાં માટીની મોટી કોઠીઓમાં અનાજ ભરી રાખવામાં આવતું હતું. એક કુટુંબની દાસી આ ભંડારને અને અનાજને સાફ રાખવા માટે ખાસ રોકવામાં આવી હતી. રસોડા પછવાડેની ઓરડીમાં ત્રણચાર ઘંટીઓમાં અનાજ પિસાતું હતું. આ સર્વને આવરી લેતો મોટો હૉલ જમવાના સ્થાન તરીકે વપરાતો હતો. એમાં એકસો પાટલા ચારેતરફ ગોઠવી મૂકયા હતા. રસોડા અને રહેવાનાં મકાનોની વચમાં સ્ત્રીઓની બેઠકનો હૉલ હતો. એમાં કુટુંબની સ્ત્રીઓ જાજમ ઉપર બેસી શીવણવેતરણ અને ભરતકામ કરતી હતી. એની ઓસરીમાં બાળકો માટે રમવાની જગ્યા હતી.

અંદરના આંગણાની ઉત્તર બાજુએ નાનો બગીચો હતો. એ બગીચામાં અનેક જાતનાં ફૂલોના છોડવા અને લતાઓ હતાં. અંદર કેટલાક લતામંડપો પણ હતા. મોટો ફુવારો પણ હતો. ચારેતરફ બાંકડાઓ ગોઠવીને બેઠકો બનાવી હતી. ડૉલર, જુઇ, ચંપો, કેતકીની વેલો ચારેતરફ ચડાવી હતી. ગુલાબના પણ જાત-જાતના રોપાઓ હતા. હમણાં યુવકોએ વિલાયતી ફૂલોનાં બીજો

મંગાવીને વાવ્યાં હતાં. બગીચાની વચ્ચે રામસીતા અને શંકરનાં મંદિરો હતાં. નાજુક પણ શિખરબદ્ધ સુંદર મંદિર હતું. રાય-કુટુંબના રામચંદ્રજી અને શિવજી—બે ઈષ્ટ દેવતાઓ હતા. પુરોહિત મહાશય કુટુંબના આ ઈષ્ટ દેવોની પૂજા કરતા હતા. એની એક તરફની ઓરડીમાં સ્વામીજી રહેતા હતા. થોડે દૂર બગીચાની દીવાલ બહાર એક નાનો ઓરડો હતો. કુટુંબની વિધવા માટે એ ખાસ બનાવેલો હતો. ફૂલોના દેવ માટે હારો બનાવવા, પુરાણો અને ભજનો વાંચવાં, ધ્યાન ધરવું વગેરે માટે આ ઓરડો વપરાતો હતો. બગીચાની એકતરફ મોટો કૂવો હતો. એનું પાણી રાયકુટુંબના ઉપયોગ માટે વપરાતું હતું.

બહારની બેઠકના આંગણાની ભીંત પાસે નોકરોને રહેવાનાં ઘરો બાંધેલાં હતાં. તેમાં માળી, લુહાર, સુથાર, ધોબી, ભરવાડ, ગોવાળ અને કુટુંબના નોકરો રહેતા હતા. એની થોડે આગળ દીવાલ પાસે મોટી ગૌશાળા હતી. તેમાં સારી જાતની ગાયો અને ભેંસો રાખવામાં આવતી હતી. દરેક વડીલને જાનવરોનો શોખ રહેતો હતો. એટલે આ ગૌશાળા સારાં જાનવરોથી ભરેલી રહેતી હતી. સિંધની લાલ ગાયો અને ગીરની ભેંસોના વંશજો અહીં ઉછેરાતાં હતાં, એની પાસે તબેલો હતો. તેમાં ચારપાંચ ઘોડાગાડીઓ અને આઠેક ઘોડા રાખવામાં આવતા હતા. દાદાજી પંચોતેર વરસની ઉંમર થયા છતાં પોતે ઘોડે ચડવાનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. એઓ ઘોડાના સરસ પારખુ હતા. કુટુંબ પાસે ૫૦૦ મેઢાં, બકરાં પણ હતાં, એ નર્મદાની ટેકરીઓ ઉપર ચરવા માટે જતાં હતાં. એમનાં ઊન અને દૂધ બંને કામ લાગતાં હતાં. બહારની દીવાલ પાસે મોટો બાંધેલો મીઠા પાણીનો કૂવો હતો. એ કૂવાના પાણીનો ઉપયોગ ગામ અને નોકરચાકરો કરતા હતા. એ કૂવા પાસે જ ધોવાનું સ્થાન બનાવ્યું હતું. તેમાં કુટુંબનાં વસ્ત્રો ધોવાતાં હતાં.

અંદરના મોટા આંગણામાં અંતઃપુર હતું. અંતઃપુરની અને બહારની દીવાલ વચ્ચે ફળોનો મોટો બગીચો હતો. પપૈયાં, જામફળ, કેળાં, ચીકૂ, બોર, નારંગી, લીંબુ, મોસંબી, આંબા, જાંબુ, રાયણ અને અંજીરનાં ઘણાં વૃક્ષો હારબદ્ધ વાવેલાં હતાં. નારિયેળીની તો મોટી હાર ને હાર બગીચાના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચતી હતી. બગીચાના પાછલા ભાગમાં જાતજાતનાં શાક વવાતાં હતાં. એને પાણી પાવા માટે મોટો કૂવો રાખેલો હતો. બળદો કૂવામાંથી ચામડાંના કોસોથી પાણી ખેંચી બગીચાને પાતા હતા. દરેક જાતનાં ફળો કુટુંબ માટે પુષ્કળ થતાં હતાં. બહાર સગાંસંબંધીઓ અને ઓળખીતાંઓને ભેટસોગાદ પણ મોકલી શકાતી હતી. શાક પણ પુષ્કળ થતું હતું. રાયકુટુંબ માટે હજી મોટરો આવી નહોતી. ગામની આસપાસ કાચા રસ્તા હતા. ઘોડેસ્વારી અને ઘોડાગાડીનો ઉપયોગ રાયકુટુંબીઓ કરતા હતા. બળદોના રથો પણ સ્ત્રીઓ માટે રાખ્યા હતા. આખું રાયસદન વિશાળ ગામડાં જેવું લાગતું હતું. અતિથિઓનો સત્કાર એ આ કુટુંબની ખાસ વિશિષ્ટતા હતી. કુટુંબ તરફથી સાધુઓને જૂના વખતથી સદાવ્રત અપાતું હતું. ગરીબો, લૂલાં, લંગડાં, અશક્તને જમાડી એમને કપડાં પણ આપવામાં આવતાં હતાં.

દીવાલની બહાર અને નર્મદાની વચ્ચે રાયકુટુંબની ફળદ્રુપ જમીન આવેલી હતી. લગભગ ૩૦૦૦ એકર જમીનમાં ઘઉં, ચણા, શેરડી અને કપાસ વવાતો હતો. આમાંથી સો એકર જમીન રાયકુટુંબ પોતા માટે વાવતું હતું. એના સૌથી પહેલા વડીલ કૃષ્ણરાય ફરમાવી ગયા હતા કે રાયકુટુંબે ખેતી કયારે ય છોડવી નહિ. અગાઉ ૫૦૦ એકર જમીન આ કુટુંબ ખેડતું હતું. હવે યુવાનોએ અંગ્રેજી કેળવણી લઇને ખેતી પ્રત્યે ઓછું લક્ષ્ય દેવા માંડયું હતું. છતાં નિવૃત્ત થયેલા આધેડો મજૂરો રાખી ખેતી કરાવતા હતા. હવે માત્ર સો એકરમાં જ ખેતી થતી હતી. મોટા કુટુંબમાંથી થોડી વ્યક્તિઓ ખેડૂતો પેઠે જ ખેતરોમાં પોતાને હાથે ખેડ કરતી

હતી. જૂના ખેતીના સંપ્રદાયને સાચવી રાખવાનો એમનો વિચાર હતો. પરંતુ એમના પછીનો જમાનો આ સંસ્કારો ભૂલી જશે એ વાત ચોક્કસ હતી. ૨૯૦૦ એકર જમીન ખેડૂતોને ખેડવાની શરતોએ પટે આપવામાં આવતી હતી. ખેડૂતો રાયકુટુંબને પેદાશનો ત્રીજો ભાગ આપતા હતા. રાયકુટુંબના નિવૃત્ત સભ્યોને પાકકાપણીના અને દાણાવહેંચણીના સમયે ખેતરે ખેતર ફરીને પોતાના ભાગનો માલ વસૂલ કરવો પડતો હતો.

રાયકુટુંબ ધનવાન અને વગવાળું હતું. સાથે દયાળુ પણ હતું. કદી પણ કોઈ ખેડૂતને ખોટી તકલીફ આપવા નારાજ હતું. અનાવૃષ્ટિને સમયે, દુકાળને સમયે, નર્મદામાં રેલ આવે તે સમયે, ખેડૂતો ઉપર અપરંપાર મુશ્કેલીઓ અને દુઃખોના ડુંગરા ઢળતા હતા. આ સમયે રાયકુટુંબના દાદાજી એમની મહેસુલ માફ કરતા હતા. તે સિવાય ફરી વાવણી કરવા દાણા આપતા હતા. લોકોમાંથી જે પણ બહુ ભૂખમરાની સ્થિતિમાં આવે તેમને દાણા મૂકતા હતા. રાહતનાં કામો ખોલી પોતાના લાચાર ખેડૂતોને નિભાવતા હતા. નર્મદાને કિનારે મચ્છરોનું જોર વધી જ્યારે મેલેરીઆનો રોગ ફાટી નીકળતો, ત્યારે પણ દવાદારૂ આપી એમની આશિષ મેળવતા હતા. કૉલેરા, ઇન્ફ્લ્યુએંઝા વગેરે ચેપી રોગોમાં પણ તેઓ ખૂબ વૈદકીય સહકાર અપાવતા હતા. ખેડૂતોનાં દુઃખોમાં સહાનુભૂતિથી ભાગ લેતા હતા. એમની સાથે બહુ જ મીઠો અને જૂનો નાતો સાચવી રાખતા હતા. એક ખેડૂત પોતાની જમીન સારી રીતે ખેડીને નિર્વાહ કરતો હોય, તો તેને કદી બદલાવતા નહિ. ભૂલ કરનારને ભૂલ સુધારવાનો મોકો આપતા હતા. ઘણી વખત જૂનું લેણું માંડી વાળતા હતા. એમને જમીનદાર તરીકે દંડ કરવાનો હક હતો. પરંતુ કોઈ આપદ્ધર્મ સિવાય એઓ કદી પણ કોઇને શિક્ષા કરતા નહિ. ખેડૂતો સાથે આપણું ભાગ્ય જોડાયેલું છે એમ દાદાજી માનતા હતા.

સંખેડા ગામની સુધારણા માટે પણ રાયકુટુંબ ખૂબ તકલીફ લેતું હતું. ગામમાં એમણે અર્ધ પાકા રસ્તા બંધાવ્યા હતા, ઠાકર-

મંદિર બંધાવ્યું હતું. અંધારી રાત્રે દીવાબત્તીની વ્યવસ્થા કરી હતી. પોતાના દવાખાનામાંથી ખેડૂતોને મફત દવા અપાતી હતી. કોઈ ખેડૂત બીમાર પડે તો રાયકુટુંબનો એકાદ સભ્ય એની ખબર કાઢી દાદાજીને જણાવતો હતો. ગામમાં રાયકુટુંબનું સદાવ્રત ચાલતું હતું. ગામમાં સ્વચ્છતા રાખવા માટે સારો બંદોબસ્ત દાદાજીએ કર્યો હતો. ખાતરના ઉકરડા ઉપરથી તરત કચરો ઉપાડી લેવાની ગોઠવણ કરી હતી. ખેડૂતોને સ્વચ્છતા રાખવા માટે ઇનામો અપાતાં હતાં. આષાઢ સુદ બીજને દિવસે સૌ ખેડૂતો દાદાજી પાસે નારિયેળ લઈ આવતા, ત્યારે પણ દાદાજી સ્વચ્છતા રાખવા માટે ખૂબ ભલામણ કરતા હતા. સારી મહેનત કરી, ખેતી કરી, સરસ પરિણામ લાવનાર ખેડૂતને ઇનામો અપાતાં હતાં. કોઈ ખેડૂત નવી જાતના કપાસ કે ઘઉંબાજરાનાં બીજો વાવી સારા પાકો ઉપજાવતો તો તેને પણ ઇનામ મળતું હતું. ખેડૂતો પ્રત્યેનો વર્તાવ ખૂબ અનુકરણીય અને સરસ હતો.

દાદાજીને જાનવરોનો બહુ શોખ હતો. રામનવમીને દિવસે સંખેડામાં મોટો મેળો ભરાતો હતો. નર્મદા નદીના માર્ગે હોડીઓમાં બેસી હજારો ગામલોકો આ મેળામાં ભાગ લેવા આવતા હતા. ત્રણ દિવસો માટે સંખેડુ શહેર બની જતું હતું. દાદાજી પણ મોટી તૈયારીઓ કરાવીને દુકાનદારો, રમતગમત કરનારાઓ અને નાટકસીનેમાવાળાઓને સારી સગવડો કરી આપતા હતા. ગામેગામનાં સરસ બળદો, ઘોડાઓ અને ઊંટો વચ્ચે હરીફાઈની દોડ થતી હતી. દાદાજી એમાં જીતનારને ઇનામો આપતા હતા. આ મેળામાં સારાં જાનવરોની લેવેચ પણ મોટા પાયા ઉપર થતી હતી. આ રીતે રાયકુટુંબનું સાંસ્કારિક જીવન ખેડૂતો અને કુટુંબીઓ માટે કલ્યાણમય હતું. વડીલો કુટુંબપ્રેમી, ખેડૂતપ્રેમી અને વિદ્યાવ્યાસંગી હતા. આના પરિણામે સૌ સુખી અને સહકારથી રહેતા હતા.



## પ્રકરણ ચોથુ

### વિસંવાદી સૂરો

**દાદાજીએ** સાયંસંધ્યા કરી લીધી હતી. એઓ રાત્રિભોજન કરતા નહોતા. દૂધનો વાડકો પીને પોતાના ઘરની નાની બેઠકમાં તકિયે અઢેલીને બેઠા હતા. એટલામાં સુમિત્ર અને તેની પત્ની આનંદી આવી બેઠાં. બંનેએ પ્રણામ કર્યાં. દાદાજીને અજાયબી લાગી. રાયકુટુંબમાં બે પેઢી થયાં કુલવધૂઓએ ઘૂમટો તાણવાનો રિવાજ છોડી દીધો હતો. પરંતુ વડીલોની સામે ઉઘાડે માથે બેસવું, એમની સાથે વાતો કરવી એ તો એમની 'જૂની આંખે નવા તમાસા' જોવા જેવું હતું. છતાં ધીરગંભીર વૃદ્ધ કાંઈ બોલ્યા નહિ. એમણે સુમિત્ર તરફ જોઈ કહ્યું.

'સુમિત્ર! બી. એ. પાસ થયો કેમ?'

'હા. દાદાજી. મેં અલ્હાબાદ યુનિવર્સિટીની બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પાસ કરી છે.'

'વહુ શું ભણ્યાં છે?'

'આનંદી પણ બી. એ. માં બીજા વર્ગમાં પાસ થઈ છે.'

'સુમિત્ર, હવે તારે કઈ લાઈન લેવા ઈચ્છા છે? ડૉક્ટર કે એન્જીનીઅર?' દાદાજીએ પૂછ્યું.

'દાદાજી, હવે હું આગળ ભણવા માગતો નથી.'

'એમ? ત્યારે હવે કયા ધંધામાં જોડાવા વિચાર છે?'

'મારે ધંધો કરવો નથી. હું અને આનંદી સામ્યવાદીઓ છીએ.'

'સામ્યવાદીને પણ કાંઈ ધંધો કરવો પડશે ના?'

'અમે મજૂરોની પ્રવૃત્તિઓમાં જોડાઇશું.'

'મજૂરોની પ્રવૃત્તિ એટલે? શું તમે મજૂરી કરશો?'

'અમે હિંદના મજૂરોનું સંગઠન કરીને એમને સંપ, એકતા અને પરસ્પર સહકારના પાઠ શીખવીશું. મૂડીવાદી કારખાનાંવાળાનો સામનો કરીને એમના હાથથી મજૂરોને ન્યાય અપાવીશું. મજૂરોમાં જાગૃતિ લાવીશું. એમના પરસેવામાંથી પેદા કરેલી મીઠી પેદાશ કારખાનાંવાળા નિરાંતે ખાઈ મોજશોખ કરે છે, તેમને યોગ્ય નસીહત આપીશું. શાહીવાદી સરકારને પણ અમે પૂરી રીતે મજૂરો તરફ સહાનુભૂતિ બતાવતા શિખાવશું."

'આ તમે બહુ મોટી વાતો કરો છો. તમે એકલાં શું કરી શકશો?' દાદાજીએ ગંભીરતાથી પૂછ્યું.

'અમે એકલાં આકાશપાતાળ ભેગાં કરી દેશું. લાખો મજૂરો અમારા સૈનિકો તરીકે મૂડીવાદ અને શાહીવાદનો નાશ કરવા તત્પર થશે.'

'કારખાનાંઓના માલિકો નહિ માને તો શું કરશો ?'

'કારખાનાંઓમાં મજૂરોને હડતાલો પાડવા જણાવીશું. એટલે કારખાનાંઓના માલિકો પોતે નમી પડશે.'

'હડતાળિયાઓના ગુજરાન બાબત શું કરશો ?'

'હડતાલમાં મજૂરોને તકલીફ તો જરૂર થશે, પરંતુ લોકોની સહાનુભૂતિથી અમે હડતાળિયાઓને ટકાવી રાખી શકીશું.'

'પણ પોલીસ વચ્ચે પડશે તો ?'

'અમે અહિંસક હડતાલ પાડીશું. અમે ગાંધીજી જેવા અહિંસક નથી. પરંતુ સમય જોઈ અહિંસાને સાધન તરીકે વાપરવામાં અમને વાંધો નથી. બળથી કામ ન થાય તો કળથી જરૂર કાઢવું એ અમારો સિદ્ધાન્ત છે.'

'તમારા સામ્યવાદના સિદ્ધાન્તો શા છે ?' દાદાજીએ જિજ્ઞાસાથી પૂછ્યું.

'અમે મૂડી રાખી શકીએ નહિ: અમને કોઈ રાજા કે કોઈ રંક એવો અન્યાયભરેલો સિદ્ધાન્ત પસંદ નથી. અમે સૌમાં સમાનભાવ જોવા ઇચ્છીએ છીએ. પોતાને અનુકૂળ પડે તેવું કામ સૌને કરવાનું હોય. રાજ્યનો કોઈ રાજા, જમીનદાર, નવાબ, એવા હોદ્દા ન હોવા જોઈએ. કોઈ મોટા કે નાના પણ ન હોવા જોઇએ. રેલ્વે, કારખાનાંઓ, સ્ટીમરો, વિમાનો, ખાણો એ અમને જોઇએ છીએ. પરંતુ એની ખાનગી માલિકી અમને ઇષ્ટ નથી. રાજ્ય સૌનો માલિક બને. અમે સંયુક્ત કુટુંબ, લગ્ન જેવી સંસ્થા, ધાર્મિક ખોટા રિવાજો માનતા નથી. દેવપૂજા, પિતૃપૂજા, શ્રાદ્ધો અને ક્રિયાકાંડોમાં માનતા નથી. સ્ત્રી પુરુષ જેટલી જ સ્વતંત્ર છે એમ માનીએ છીએ. જેમ પુરુષ ગમે તેમ કરી શકે તેમ સ્ત્રી પણ કરી શકે એમ અમારું માનવું છે. જગતમાં મનુષ્ય માત્ર સમાન

છે. રાજ્યની માલિકી સૌ સ્થાવરજંગમ મિલકતો ઉપર હોવી જોઇએ. દરેક વ્યક્તિને રાજ્યે કામ, ખોરાકી, પોશાકી, આરામ અને આનંદનાં સાધનો સમભાવે પૂરાં પાડવાં જોઇએ. સૌ વસ્તુઓ ટ્રસ્ટી તરીકે રાજ્ય સંભાળે પરંતુ એ વસ્તુઓની માલિકી પ્રજાની. રાજ્ય માત્ર સુવહેંચણી જ કરી શકે. સામ્યવાદથી જ જગતનું ભલું થઈ શકશે.'

'તમારા સામ્યવાદનો પ્રચાર કેવી રીતે કરશો ?'

'અમે જગતમાં પુસ્તકો, માસિકો, સાપ્તાહિકો અને દૈનિક પત્રોથી પ્રચાર કરશું. પ્રચારકો પણ મૂકશું, રેડિયો, ફોનોગ્રાફ અને નાટકસીનેમાનો પણ ઉપયોગ કરશું. પરંતુ સૌમ્ય પ્રચાર માત્ર એક જ અમારું હથિયાર નથી. અમે હિંસક ઉપાયોથી પણ પ્રચાર કરવા ધારીએ છીએ. આથી જ અમે શસ્ત્રાસ્ત્રવાળાં સૈન્યો રાખવાની તરફેણમાં છીએ. કડવી દવા આપવાને પણ અમે તૈયાર છીએ.'

'પરંતુ તમારો સામ્યવાદ ક્યાંયે અમલમાં મુકાયો છે ?' દાદાજીએ જિજ્ઞાસા બતાવી.

'હા, રશિયામાં રાજ્ય અને પ્રજા સામ્યવાદનો અમલ કરે છે.'

'પણ રશિયામાં સામ્યવાદના સિદ્ધાન્તો નેવે મૂકવામાં આવ્યા છે, ત્યાં ખાનગી મિલકતો રાખવા દેવામાં આવે છે. પગારના ઓછા-વત્તાપણાનો સ્વીકાર પણ થયો છે. રશિયા બીજાં રાજ્યો સાથે સંધીઓ કરે છે તેમાં સામ્યવાદને અભરાઈ ઉપર ચડાવી દે છે, એમ મને વિષ્ણુ (બીજો ગ્રેજ્યુએટ પૌત્ર) કહેતો હતો.'

'રશિયાના સામ્યવાદના તાત્કાલિક રક્ષણ માટે કાંઈ કરવામાં આવ્યું પણ હોય પરંતુ ભવિષ્ય માટે તો એક જ માર્ગ છે. કોઈ

પણ સામ્યવાદી એ માર્ગ મૂકીને પોતાના આદર્શનું રક્ષણ કરી શકે નહિ. ધ્યેય પામવા માટે થોડા વખત માટે રશિયાને જરૂર 'વા તેવી પીઠ' દેવી પડશે.'

આનંદી આગળ આવી. એણે સુમિત્રને ચૂપ રહેવા ઈશારો કર્યો. આનંદી જબરી હિંમતવાન હતી. એણે વડીલને ઉદ્દેશી કહ્યું:

'મારા બોલવાથી આપને લાગશે કે આ 'જૂની આંખે નવા તમાસા' જેવું થાય છે. તમારા રાયકુળમાં વહુઓ વડીલ પુરુષો સાથે વાતો કરી શકતી નથી, એવી મર્યાદા હોવાનું મેં સાંભળ્યું છે. પરંતુ હું પણ સુમિત્રની પેઠે સામ્યવાદી છું. સામ્યવાદીઓને વડીલો, પૂજ્યો, પટેલો, શેઠીઆઓ વગેરે સમાજની માન્યતાઓમાં શ્રદ્ધા નથી. અમે ઈશ્વર, દેવો, પૂજા, પાઠ, જપ, તપ અને ક્રિયાકાંડમાં પણ માનતા નથી. એ સર્વે પ્રજાને ઉતારી પાડે છે, એમ અમે માનીએ છીએ. આથી જ અમે તમારા સંયુક્ત કુટુંબની લપમાંથી છૂટવા આવ્યાં છીએ. જેમ તમને તમારી સનાતન પદ્ધતિ માટે આદર અને આગ્રહ છે તેમ અમને અમારા સામ્યવાદ માટે ઉત્સાહ છે. અમારા આદર્શો મુજબ ચાલવા અમારા હૃદયમાં બળ અને ચીવટ છે. અમે તમને જૂના ચીલાના અણઘડ અને અયોગ્ય માર્ગે ચાલનાર ગણીએ છીએ. તમે અમને સાહસ કામ કરનારાં, બાળકબુદ્ધિનાં અને મૂર્ખ ગણો છો. બંનેના આદર્શ જુદાજુદા છે. એ આદર્શોને પોતાની રીતે પરિપૂર્ણ કરવા આપણે જુદા જ રહેવું એ બંને માટે શ્રેયસ્કર છે.'

'પરંતુ એમ કરવાથી તમને અતિશય દુઃખો, સંકટો અને હાડમારીઓ ભોગવવી પડશે.' દાદાજીએ શાંત ભાવે કહ્યું.

'હા. જરૂર. તપ વગર ક્યારેય કાર્યસિદ્ધિ થઈ છે? અમે અમારા આદર્શો માટે બધું સહન કરવા તૈયારી રાખી છે. અમે

ગમે તેવી તકલીફો અને દુઃખોથી પણ ભડકશું નહિ. અમે ધીરજ કેળવીશું.'

'તમારા સામ્યવાદના અનુયાયીઓની સંખ્યા હિંદમાં નજીવી છે. તમારી પાસે માણસો, ધન, ઐશ્વર્ય, સૈન્ય, પોલીસ, શાસન કે સરકાર નથી. તમે બીજા જૂના વાદોનો નાશ કરવા જતાં તમારો પોતાનો જ નાશ નહિ થઈ જાય ?'

'અમે સંખ્યામાં થોડાં છીએ એ વાત તદ્દન સાચી છે. પરંતુ આજે થોડાં તે આવતી કાલે ઘણાં થઈ પડશે. જર્મનીનો નાઝીવાદ, ઈટાલીનો ફેસિસ્ટવાદ અને રશિયાનો સામ્યવાદ માત્ર થોડા જ માણસોએ શરૂ કર્યો હતો. આજે એ વાદોના કરોડો અનુયાયીઓ છે. અમને પણ ધીરજ અને આત્મભોગથી એવાં જ મહાન પરિણામો મળશે એવી પાકી શ્રદ્ધા છે.'

દાદાજીએ આ બંનેની આંખોમાં દૃઢ નિશ્ચય વાંચ્યો. એમણે બંનેને ઉદ્દેશી પૂછ્યું. 'તમારો ભવિષ્ય માટે શો કાર્યક્રમ છે ?'

'અમે રાયકુટુંબના આશ્રય અને સંયુક્ત કુટુંબથી દૂર થવા માગીએ છીએ. અમે એની છત્રછાયા સ્વેચ્છાથી તજી દુઃખ અને કષ્ટના માર્ગે ગમન કરવા ઈચ્છા રાખીએ છીએ. આદર્શ-સિદ્ધિ માટે અમે સહન કરવા તૈયાર છીએ.' સુમિત્રે કહ્યું. આનંદીએ સંમતિસૂચક સંજ્ઞા માથું નમાવી કરી.

'હું આ સંસારમાં તમે ધક્કા ખાઓ અને તરફડિયાં મારો તે જોવા ઈચ્છતો નથી. કુટુંબમાં આ પહેલો જ આવો બનાવ છે. એટલે અમને 'જૂના ઘડામાં નવું પાણી' નવાઈ જેવું લાગે છે.'

'અમે આ સંસારમાં તરફડિયાં ખાવામાં જ મ્હાલવા માગીએ છીએ. અમને આ નવો અનુભવ ઉત્સાહપ્રેરક લાગે છે

અમારા આત્માઓ એમાં રાચે છે. સમય પ્રમાણે સૌ પરિવર્તનશીલ છે.'

'હું તમારી વાત આપણા કુટુંબની પરિષદ પાસે મૂકીશ. આપણા રાયકુટુંબનું સંગઠન, પ્રેમ, પરસ્પર આદર, પરસ્પરની ઉન્નતિ અને આત્મભોગ ઉપર રચાયું છે. એ સંગઠન ભૂતકાળમાં કલ્યાણકારી નીવડ્યું છે. ભવિષ્યમાં પણ આપણા કુટુંબનું ઐક્ય આપણને અનેક સંકટોમાંથી બચાવશે. આપણું નાનું રાષ્ટ્ર છે. એ જુદુંજુદું તો વિંખાઇપિંખાઇ જશે. ઐક્ય એજ આપણું સર્વસ્વ છે.'

દાદાજી હમેશાં રાત્રિના વૃદ્ધ સ્વામીજી પાસે એક કલાક બેસતા હતા. સ્વામીજીને એમણે આ રાયકુટુંબમાં ફૂટેલ નવા ફણગા કહી સંભળાવ્યા. સ્વામીજીએ મૌન સેવ્યું. છેવટે માત્ર 'જય સચ્ચિદાનંદ'નો ઉચ્ચાર કરી તેમણે આ પ્રકરણ સમાપ્ત કર્યું.

ત્રીજે દિવસે સાંજે રાયકુટુંબ ભેગું મળ્યું. સુમિત્ર અને આનંદી પણ ત્યાં આવ્યાં. પડખેની પરસાળમાં કુટુંબની વડીલ માતાઓ પણ બેઠીબેઠી સાંભળતી હતી. દાદાજીના પૂછવાથી સુમિત્રે પોતાની ઇચ્છા જાહેર કરી. થોડી વાટાઘાટ થઈ. છેવટે ઉપસંહાર કરતાં દાદાજીએ જણાવ્યું:—

'ચિ. સુમિત્ર અને આનંદી વહુ, તમે કુટુંબની છત્રછાયા મૂકીને પોતાનો અલગ માર્ગ શોધી લેવા માટે તત્પર થયાં છો. અમારા વડીલોના તમને આશીર્વાદ છે. તમને યશ, કીર્તિ અને કાર્યસિદ્ધિ મળે એવી અમારી આપણા ઇષ્ટદેવ પાસે પ્રાર્થના છે. તમારૂં કલ્યાણ થાઓ. તમે ભલે નવા માર્ગે ખુશીથી જાઓ. પરંતુ એક વાત લક્ષમાં લેજો. ગમે તે સંયોગોમાં તમે મુકાઓ પણ તમે તમારી સાલસાઈ કે અમીરાત ચૂકશો

નહિ. શેરડી પિલાય છતાં માધુર્ય મૂકે નહિ. બીજી વાત કહી દઉં. તમે બંને હમણાં સ્વતંત્રતાને પંથે વિચરો; પરંતુ તમારૂં આર્યત્વ અને તમારી પવિત્રતા તમારે સાચવી રાખવાનાં છે. તમે ગમે તેવાં દુઃખો અને સંકટો વચ્ચે નબળાઇઓ દાખવશો નહિ. જ્યારે પણ તમને લાગે કે આ જગતમાં અમને વડવાની છાયાની જરૂર છે, ત્યારે રાયકુટુંબ ગમે તેવા બળવાખોરને પણ સંઘરશે. આ કુટુંબની શીળી છાયામાં પાપી, અધમ, દુઃખી, દીન અને પતિતને પણ આશ્રય મળશે. તમે ગમે ત્યારે આવો, રાયકુટુંબ પોતાના લોહીને સંઘરશે. જાઓ, મંગલ કરો. ઇષ્ટદેવ તમોને શિવ, સુંદર અને પવિત્ર માર્ગે પ્રેરો. **शुभास्ते पन्थाः**

સુમિત્ર અને આનંદી બંને તે જ દિવસે રાયભુવનમાંથી પ્રયાણ કરી ગયાં.





## પ્રકરણ પાંચમું

### આનંદીનું કુટુંબ

**આનંદીના** પિતા રામલાલ સારા કુટુંબના નબીરા હતા. એમના પિતા મનહરલાલ પ્રતિષ્ઠિત વકીલ હતા. પોતાના અવિરત ઉદ્યોગ, એક ધ્યાન, કાર્યશક્તિ અને મધુર સ્વભાવથી એમણે વિશાળ પ્રેક્ટિસ બાંધી હતી, ધન કમાતા તેમ વાપરતા પણ પુષ્કળ. એમને ત્યાં મિત્રો, સ્નેહીઓ, સગાં, સંબંધીઓ અને ઓળખીતાંઓ એમના ઉદાર આતિથ્યનો લાભ લેવા આવતાં હતાં. દીન અસીલોનું મનહરલાલ કાંઈ પણ ફી લીધા વગર કામ કરી આપતા હતા. કોઈ ફોજદારીમાં સપડાયલા અને પાયમાલીને આંગણે બેઠેલા અસીલોને આર્થિક મદદ તેઓ આપતા હતા. ગરીબ દુકાનદારોને થયેલા દંડ ભરવામાં એમનો સહકાર મળતો હતો. એમના હાથ નીચે એમના

પગારદાર બે જુનીઅર વકીલો કામ કરતા હતા. ગરીબગરબાં, વિધવાઓ, દુઃખી, પોલીસથી પીડાયેલા, અન્યાય પામેલા અને ફસાયલાઓના કેસો આ વકીલો ચલાવતા હતા. એમાં માત્ર તેમને મદદ કરવાનો અને તેમનો ઉદ્ધાર કરવાનો હેતુ હોવાથી મનહરલાલ એમનો પગાર પોતાની કમાણીમાંથી આપી દેતા હતા.

પોલીસની તો એમના ઉપર લાલ આંખ હતી. પોલીસના લુચ્ચા અધિકારીઓના પંજામાંથી એમણે અનેક નિરપરાધીઓને છોડાવ્યા હતા. લાંચરુશવત અને જુલમ એ ત્રણેમાં સપડાયલાઓને પૂરતી મદદ તેઓ આપતા હતા. લાંચખાઉ નીચલી પાયરીના અધિકારીઓ એમના ઉપર ભયંકર દ્વેષ રાખતા હતા, પરંતુ એમનાથી થરથરતા પણ હતા. કોર્ટોમાં એમની પ્રતિષ્ઠા ખૂબ સરસ હતી. વકીલમંડળમાં એમના શુદ્ધ ચારિત્ર માટે મોટું માન હતું. એક પ્રતિષ્ઠાવાન નાગરિક તરીકે એમના પ્રત્યે પ્રયાગના શહેરીઓ સારો ભાવ બતાવતા હતા. મનહરલાલ વિદ્વાન, બહુશ્રુત અને વિચારક હતા. એમના ધાર્મિક વિચારો સુધરેલા સમાજના હતા. તેઓ દરરોજ સંધ્યાગાયત્રી કરતા હતા. તેઓ રાત્રે ગીતા, ઉપનિષદ્ અને વેદાંતસૂત્રોનું વાચન કરતા હતા. વિદ્વાન સંન્યાસીઓની તો તેઓ સોબત પસંદ કરતા હતા. એમને ત્યાં રાત્રે વેદાંતચર્ચા પણ થતી હતી.

મનહરલાલનાં પત્ની કૌશલ્યા થોડું હિંદી અને બેત્રણ અંગ્રેજી ચોપડી ભણ્યાં હતાં. પ્રતિષ્ઠાવાન અને વિદ્વાન પતિના સહવાસમાં એમની વિદ્યા પણ પાંગરી હતી. તેઓ સ્ત્રીઓના કલ્યાણનાં કામોમાં ભાગ લેતાં હતાં. સભાઓમાં બોલવાની શક્તિ તેમનામાં નહોતી. પરંતુ પ્રમુખ તરીકેનું લખી આપેલું ભાષણ તેઓ વાંચી શકતાં હતાં. તેઓ સુધારકોની સભાઓથી દૂર નાસતાં હતાં. તેઓ સ્ત્રીશિક્ષણ, બાળકેળવણી વગેરે વિષયોની સભાઓમાં ભાગ લેતાં હતાં. તેઓ બહુ

બુદ્ધિશાળી નહોતાં પરંતુ ઘરના કામકાજની તાલીમ સાસુજી પાસેથી તેમને મળી હતી. સાસુજી સાથે ક્યારેક તકરાર પણ તેમને થતી. છતાં છેવટે થોડાં ચડભડીને બંને બેસી રહેતાં. ક્યારેક થોડા દિવસો અબોલા પણ રહેતા. છતાં પોતાના ઘરની પ્રતિષ્ઠા સંભાળીને બંને છેવટે શાંત થઈ જતાં હતાં. મનહરલાલ કોઇને કાંઈ કહેતા નહિ.

મનહરલાલનાં માતા નંદાદેવી તેજસ્વી સ્ત્રી હતાં. કાળા અક્ષરને કૂટી મારવા જેટલું તેઓ ભણ્યાં હતાં. પોતાનું નામ લખતાં પણ તેમને આવડતું નહિ. છતાં ઘરની સંભાળમાં એમણે અત્યંત દક્ષતા મેળવી હતી. ઘરની સાચવણીના ઊંડા અને દઢ સંસ્કારો નંદાદેવી ઉપર પડયા હતા. પતિ યુવાનીમાં જ સ્વર્ગમાં સિધાવી ગયા હતા. યુવાન વિધવાએ પોતાનો ધર્મ સાચવીને પુત્રી અને પુત્રને તંગી વચ્ચે ઉછેર્યાં હતાં. નંદાદેવીએ પૈસાદાર સગાંસંબંધીઓ પાસે હાથ લાંબો કર્યો નહોતો. રાત્રિદિવસ ઢરડાં ઢસી, ખૂબ મહેનત કરી એણે પોતાનો સંસાર નભાવ્યો હતો. પોતે નકોરડા ઉપવાસ ખેંચીને બાળકોને ખવડાવ્યું હતું. પોતાને મદદ કરનારને ઈશ્વર પણ નભાવે છે. નંદાદેવીના પુત્ર મનહરલાલે પોતાની મહેનત અને હોશિયારીથી સ્કૉલરશિપો મેળવી, વકીલની પરીક્ષા પાસ કરી ધીમેધીમે પ્રતિષ્ઠા અને પ્રેક્ટિસ મેળવ્યાં હતાં. એ માતાને ઝૂંપડીને બદલે બંગલે વસવા તેડી ગયો.

નંદાદેવીનાં ધર્મ, કર્મ, કર્તવ્ય અને આદર્શ ગૃહકાર્યમાં જ વસ્યાં હતાં. એ ગૃહકાર્યમાં જ રાચતી હતી. પુત્રનો વૈભવ વધ્યો તેમ ગૃહની અને ગૃહિણીની જવાબદારી પણ વધી. નોકરચાકરો વધ્યા તેમ તેમના ઉપર દેખરેખની પણ દરકાર વધી. મનહરલાલ દરરોજ દસપંદર અતિથિઓને જમવા લાવતા હતા. નંદાદેવીનું કામ આ સર્વેને અન્નપૂર્ણાની પેઠે અખૂટ અન્નભંડારમાંથી અન્ન આરોગવા દેવાનું હતું. માતાના લાડકોડથી સર્વે અતિથિઓની

ભોજનસામગ્રી તૈયાર કરાવી, જાતે પીરસી, મીઠાં વચનોથી આદર-સહિત તે જમાડતી હતી. એમાં એનું હૃદય રાચતું હતું. નોકરો દાણા સાફ કરવા બેસે, તો પોતે સાથે બેસી તે સાફ કરાવે. ફર્નિચર સાફ કરનારા સાથે તે સાફ કરાવવા લાગી જાય. ઘરને દર અઠવાડિયે ફીનાઇલિના પાણીથી ધોવાના કામમાં પણ એ સહકાર આપે. કપડાં ધોવડાવવામાં પણ દાસીની સાથે તે બેસી જાય. કામ એ એનો દેવતા હતો.

નંદાદેવીને ક્યારે પણ નવરા બેસવાની ઇચ્છા થતી જ નહિ. એને દેવદર્શનનો પણ શોખ નહોતો. સગાંસંબંધીમાં ક્યાંયે ઝાઝું આવવાનું વહુ માટે જ એણે નિર્માણ કર્યું હતું. એનાં પૂજાપાઠ પણ કામ જ હતાં. શાસ્ત્રો સાંભળવા બેસે તો એને બગાસાં આવતાં હતાં. સવારથી રાત્રિ સુધી એને ગૃહકામનો નાદ લાગ્યો હતો. કાંઈ ને કાંઈ કરવાનું તો જોઈએ જ. આવા મોટા ઘરની દરેકે દરેક વસ્તુ એના ધ્યાનમાં હોય જ. ઘરમાં કેટલા ચોખા છે, કેટલા ઘઉં છે, કેટલું ઘી છે, તેલ છે; સાકર, ગોળ, ખાંડ કેટલાં છે, તે સર્વે એની આંગળીઓ ઉપર રમતું હતું. કેટલી ખુરશીઓ, ટેબલો, વાસણો, બરણીઓ છે તે સર્વે એની જીભને ટેરવે હતું. એ અભણ નારીની યાદદાસ્ત સરસ હતી. કોઈ નોકર એની આંખમાં ધૂળ નાખીને એને બનાવી શકતું નહિ. એની આંખ સર્વ વસ્તુની નોંધ રાખતી હતી. નોકરો પાસે એ પૂરું કામ લેતી હતી. પરંતુ એમના ઉપર એની મીઠી નજર રહેતી હતી. હાથે આવ્યું ખુશીથી ખાઓ અને ભોગવો એવો એનો સિદ્ધાન્ત હતો.

કૌશલ્યાએ સ્વતંત્ર ઘરનો ભાર ઉપાડયો નહોતો. સાસુના રાજ્યમાં એણે કાંઈક આરામની જિન્દગી ભોગવી હતી. છતાં વૃદ્ધ સાસુ કામ કરતાં હોય તો પોતે પણ કામે લાગી જતી હતી. સાસુનું શરીર ઘરકામ કરીને લોઢા જેવું મજબૂત બન્યું હતું. સિત્તેર

દિવાળીઓને તો ડોસીમાએ હસતાંહસતાં પસાર કરી હતી. જુવાનીથી જ સખ્ત મહેનતુ હાડકાંમાં રોગ પ્રવેશ કરી શકતો નહિ. ડોશીની બધી ઇંદ્રિયો પણ સંપૂર્ણ સહકાર આપતી હતી. તેઓ આંખોથી હજી સોય પરોવી શકતાં હતાં. કાનોથી ઝીણી વાત પકડી શકતાં હતાં. પગના ગોટલાઓમાં વાનું નામ નહોતું. વાળ સફેદ થઈ ગયા હતા, છતાં વૃદ્ધાનું આરોગ્ય ચમકી ઊઠતું. નંદાદેવીનું શ્વેત, ગોળ મુખ અને મોટી આંખો વૃદ્ધાવસ્થામાં પણ એને પૂજ્યતા અર્પતાં હતાં.

કૌશલ્યાનું આરોગ્ય બહુ સારું રહેતું નહિ. એની માથું દુઃખવાની ફરિયાદ ચાલુ રહેતી હતી. બેચાર દિવસ ચૂલો ફૂંકે એટલે કૌશલ્યાનું માથું દુઃખવા લાગે. ક્યારેક ઘેર સારો પ્રસંગ હોય, ઘણાં જણાંને ભોજન માટે આમંત્રણ આપ્યું હોય, તો કાંઇક તસ્દી પડે, માથું દુઃખી આવે. ઘેર સારો પ્રસંગ આવે તો ડોસીમા સવારથી રાત્રિ સુધી રસોઈ કરવી, પીરસવું, આગતાસ્વાગતા કરવી, અનાજ દેવું, શાક સમારવું, વાસણો કાઢવાં વગેરે દરેકે દરેક કામમાં જાતદેખરેખ નીચે સાથે બેસી કરાવે. તે આખો દિવસ સખ્ત મહેનત કરી રાત્રિએ ઘસઘસાટ ઊંઘે. સવારે તાજાં થઈ કાંઈ બન્યું ન હોય તેમ પાછાં કામમાં પ્રવૃત્ત થાય. કૌશલ્યા પણ કામ કરે ખરી, પણ એના હૃદયને એ વેઠ જેવું લાગે. એમાં એનો અંતરાત્મા પરોવાય નહિ.

કૌશલ્યા ઉપર ભાર પડયો નહોતો. સાસુજી સૌ ભાર ઉપાડી બેઠાં હતાં. પ્રથમ વહુને ટોકતાં હતાં, ઠપકો આપતાં પણ હતાં. વહુ મનહરલાલ પાસે વારંવાર ફરિયાદ કરતી પણ તે એક અક્ષર માતાને કહેતા નહિ. કૌશલ્યાએ આથી હવે સાસુના બોલને ન ગણકારવાનું ચાલુ રાખ્યું. તે સામો જવાબ આપે નહિ, પરંતુ કોઈ કામમાં મરજી હોય તો તે સહકાર આપે, નહિ તો સાસુ

સેવાર બેલાવે તોપણ દાદ આપે નહિ. બંને સમજુ હતાં. એટલે વહુ સ્વભાવને ઓળખી છેવટે હળીમળી રહેવા લાગી. સાસુ કાંઈ કામ કરે નહિ, ધમકાવે નહિ. વહુ પોતાની સ્વેચ્છાથી અને મનના ઉત્સાહથી કામ કરે. ધીમેધીમે એણે પણ આ ઘર મારું છે એવા જ્ઞાનથી કામ કરવા માંડયું હતું. સાસુ જેટલી મહેનત તો થાય જ નહિ, પરંતુ બની શકે તેટલું ધ્યાન રાખીને તે કામ કરે. આથી બંને વચ્ચે મોટો કુસંપ થતો નહિ.

કૌશલ્યાને પેટે રામલાલે આ જગતમાં જન્મ લીધો. ડોશીની આંખની કીકી સમો એ પૌત્ર શરીરે ખૂબ નબળો હતો. એનું બાળપણ રોગોની સાથે ભાઇબંધીમાં ગયું હતું. દાદીએ વહેલું-વહેલું અનાજ ચટાડયું હતું. તે પોતાના વહાલા પૌત્રને મોહનભોગની ગળી આંગળી ચટાડે. ગાંઠિયાનો ઝીણો ભૂકો ચટાડે પણ બાળકને એ પચે નહિ. બાળકને વારંવાર ઝાડા થાય. ડૅાકટરોની દવા ચાલુ અપાય. પરંતુ સંયમી ખોરાકની વ્યવસ્થા સિવાય બાળકની તબિયત સુધરી નહિ. મોટું પેટ, ઝીણા પગ, પીળી ચામડી અને ઊંડી આંખો એના શરીર ઉપર દેખાવા લાગ્યાં. કોઈ જાણીતા સ્નેહીએ સમજાવી ભારે ખોરાક છોડાવ્યો. શરીર સુધર્યું. પણ મજબૂત બન્યું નહિ. દાંત આવ્યા ત્યારે પણ રામલાલને ખૂબ ઝાડા થયા હતા. માતા નીકળ્યાં ત્યારે પણ એ બહુ હેરાન થયો હતો. પાંચ વરસનો થયો ત્યારે તે ત્રણ વરસ જેવડો લાગ્યો. એણે સાધારણ આરોગ્ય મેળવ્યું, પરંતુ એ શરીરે ક્યારે પણ મજબૂત અને કદાવર થયો નહિ.

રામલાલ શીખવામાં પણ પછાત રહ્યો. દાદીમાના પ્રેમને લીધે એ સ્કૂલમાસ્તરોની ખરાબ ટીકા પામતો હતો. દાદીમા એક જ સધિયારો આપતાં હતાંઃ હજી નાનો છે. મોટો થશે તે વખતે પોતે ભણશે. ત્રણવાર મેટ્રિકમાં નપાસ થઈ અઢાર

વરસની ઉમ્મરે રામલાલ મેટ્રિક થયો. તે સ્વભાવે શાંત અને સહનશીલ હતો. તે બહુ થોડું બોલતો હતો. કોઈ રમતગમત એને વિશેષ પ્રિય નહોતી. ક્યારેક બિલિયર્ડ રમતો પરંતુ તેમાં પણ એનો જીવ નહોતો. એને વાચન પસંદ હતું. બીજા છોકરાઓ જ્યારે રમતગમતમાં પડયા હોય, ત્યારે એ પોલિટિકલ ઈકૅાનોમીનાં પુસ્તકો વાંચતો હતો. એ કૅાલેજમાં દાખલ થયો, પરંતુ સહશિક્ષણ લેતી વિદ્યાર્થિનીઓમાં એ કદી ભળતો નહિ. એમની સાથે બેસવાનું એને પસંદ પડતું નહિ. છોકરીઓ શરમાતી નહિ પણ રામલાલ શરમાતો હતો. ઉચ્છૃંખલ છોકરાઓએ એનું નામ "સીતા" પાડયું હતું.

રામલાલે બાવીસમે વર્ષે B. A.ની પરીક્ષા પાસ કરી, સારા કુળમાંથી એને માટે નારિયેળ લઇને ગોરો આવતા હતા. માતુશ્રીના બહુ દબાણ છતાં પણ મનહરલાલે B. A. પાસ થયા પહેલાં વિવાહ નહિ કરવાનો દૃઢ નિશ્ચય દેખાડચો હતો. હવે વૃદ્ધ માતુશ્રીએ એક ધનવાન કુટુંબની સોળ વરસની કન્યા માલતીદેવીને પસંદ કરી, પૌત્રને ગલેફી લીધો, રામલાલને પિતાની વકીલાત પસંદ નહોતી. તે પોતાના પ્રિય વિષય પોલિટિકલ ઈકૅાનોમીમાં M. A. થયો. તે પિતાની લાગવગથી અલ્હાબાદની કૅાલેજમાં ૧૫૦ રૂપિયાના માસિક પગારે પ્રૅાફેસર થયો, રામલાલ સાદો, સીધો, સરલ પ્રકૃતિનો પંતુજી હતો. એને કોઈ જાતનો શોખ નહોતો, કૅાલેજથી ઘર અને ઘરથી કૅાલેજ એ એનો આદર્શ હતો. મિત્રમંડળ પણ બહુ થોડું અને નાના વર્તુલમાં હતું.

માલતીદેવી "જાજરમાન" પંક્તિમાં આવી શકે એવી યુવતી હતી, એ સાસુની વહુ થઈ રહી શકે એવો સ્વભાવ ધરાવતી નહોતી, તે સ્વરૂપે સુંદર હતી, શરીર ધાટીલું હતું. તેણે શિક્ષણ પણ મેટ્રિક સુધીનું લીધું હતું. બાપને ઘેરથી પાંચહજાર રૂપિયાનો દાયજો

તે લાવી હતી, તેની સાથે માવતરનો બધો મિજાજ પણ સાથે લઈ આવી હતી. કોઇથી દબાવાનો એનો સ્વભાવ જ નહોતો. કોઈ એક કહે તો સાત સંભળાવે તેવી તે હતી. એની બોલવાની રીત કઠોર હતી. વાતવાતમાં ઉશ્કેરાઇ જાય તેવી વલણ તે ધરાવતી હતી, પરંતુ સ્વાર્થમાં ખૂબ કુશળ હતી. સ્વાર્થ માટે એ શાંત પણ રહી શકતી હતી, કોઇનો ઉત્કર્ષ એ સહન કરી શકતી નહોતી. આ ભર્યાભાદર્યા સાત્ત્વિક સ્વભાવના કુટુંબમાં માલતીબાઇએ આવીને વિસંવાદી સૂરો પૂરવા માંડયા.

નવી વહુની નવ દિવસ પૂજા થઈ, પછી ધીમેધીમે માલતી વહુ ઉપર કુટુંબના એક અંગ તરીકે કામકાજમાં ભાગ લેવા માટે પ્રેરણા થવા માંડી. દાદીમાએ એને ઘરકામમાં પલોટવા માંડી. માલતીદેવીએ પહેલાં તો આંખની શરમથી થોડુંઘણું કામ કરવા માંડયું; પરંતુ પાછળથી તે ચોખ્ખો નકારો સંભળાવવા લાગી. સાસુ કૌશલ્યા વહુને કામે લગાડવા માટે બહુ પ્રયત્નો કરતાં નહોતાં, પરંતુ દાદીમાને એ વિષયમાં જરા આગ્રહ હતો, પરંતુ વહુની સજાયા જેવી તીક્ષ્ણ જીભની પ્રસાદી લઈ એ પણ સંતોષ પામી ગયાં. વહુએ મોટી સાસુનો સહેજમાં પરાભવ કરી દીધો. હવે એણે સારાં વસ્ત્રો માટે કજિયા કરવા માંડયા. મનહરલાલની સલાહથી એ વસ્ત્રો એને કૌશલ્યા લઈ આપતી હતી. ધીમેધીમે વસ્ત્રોમાંથી સોનાના અલંકારો ઉપર માલતીદેવીની પસંદગી ઊતરી. એકાદ બે દિવસના વાવાઝોડા અને તકરારો પછી બેત્રણ વખત માલતીદેવીની ઇચ્છા ઉદાર સસરાએ પૂરી કરી દીધી. પરંતુ માલતીએ હીરામોતીના દાગીના માટે હઠ ચાલુ રાખી. માલતીદેવી પાસે સસરા અને માવતરના મળી પુષ્કળ અલંકાર હતા. છતાં એનું પેટ ભરાતું નહિ. સમજૂતી અને પતાવટથી કાંઈ વળ્યું નહિ. વારંવાર નમી જવાથી માલતીની ઇચ્છારૂપી અગ્નિમાં ઘી રેડાતું હતું. માલતીને જ્યારે

ચોખ્ખી ના સંભળાવવામાં આવી, ત્યારે એણે કજિયા માંડ્યા અને તકરારો શરૂ કરી. મનહરલાલની સલાહથી કોઈ એને જવાબ આપતું નહિ. થોડીવાર સામે લડવૈયો નહિ હોવાથી એને શાંત બેસવું પડતું હતું. કોઈ એના ઝગડા તરફ લક્ષ આપતું નહોતું. એના અસહકારને પણ કોઈ લેખતું નહિ.

માલતીદેવી સહેજમાં પરાજય પામે તેવાં નહોતાં. એમણે યુક્તિ શોધી કાઢી. જ્યારે રવિવારની સાંજે અતિથિઓ, સગાં-સંબંધીઓ અને સ્નેહીઓનું મંડળ ભેગું મળતું, ત્યારે એ પોતાનો મોકો જોતી. એ વખતે એ રોવુંકકળવું શરૂ કરતી. આબરૂદાર મનહરલાલને પણ આ અસહ્ય થયું. એણે ખૂબ વિચાર કરી માતા અને પત્નીને સમજાવી રામલાલ માટે નજદીકમાં એક નાની બંગલી જુદી લઈ આપી, એક દાસી અને એક નોકર રાખી આપ્યાં. રામલાલને માસિક રૂ. ૧૫૦નો પગાર મળતો હતો. તે ઉપરાંત કાંઈ ઘટે તો પચાશેક રૂપિયા મનહરલાલ આપતા હતા. માલતી-દેવી સ્વતંત્ર થયાં. પતિ ગરીબ પ્રકૃતિનો હતો. દર માસનો પગાર માલતીદેવી એની પાસેથી પૂરેપૂરો લઈ લેતાં હતાં. રામલાલમાં કજિયા સહન કરવાની શક્તિ નહોતી. એટલે માલતીદેવીના સામ્રાજ્યના ચક્રવર્તીપણાને કોઈ આહ્વાન કરનાર નહોતું. રામલાલ તાબેદાર હતો.

મનહરલાલને કૃષ્ણલાલ નામનો પંદર વરસનો બીજો પુત્ર હતો. તે અંગ્રેજી સાતમા ધોરણમાં શીખતો હતો. નવ વરસની સરસ્વતી અંગ્રેજી પહેલા ધોરણમાં શીખતી હતી.





# પ્રકરણ છઠ્ઠું

## પ્રભાનું કન્યામંદિર

મનહરલાલનાં બહેન પ્રભાદેવી સંસ્કારી હતાં. મનહરલાલે વકીલ તરીકે પ્રેક્ટિસ શરૂ કરી તે પહેલાંથી પણ તે બહેનને પોતાની પાસે બેસાડીને શીખવતા હતા. માતાની અનિચ્છા અને પૈસાની તંગીને લીધે એને નિયમિત સ્કૂલનું શિક્ષણ થોડું જ મળ્યું હતું. અંગ્રેજી ચોથા ધોરણ સુધી જ પ્રભાદેવી શાળામાં ભણ્યાં હતાં. માતાની ઇચ્છા અને પૈસાના અભાવને લીધે મોટી છોકરીને શાળામાં વધારે અભ્યાસ કરાવવાનો ભાઈનો મનોરથ નિષ્ફળ ગયો. પરંતુ ભાઈનો બહેન ઉપર અસીમ પ્રેમ હતો. એણે રાત્રિના બહેનને અંગ્રેજી શીખવવા માંડ્યું. થોડા વખતમાં સારું અંગ્રેજી પુસ્તક લઈ એ બહેનને સમજાવતો હતો. આમ થોડાં પુસ્તકો

સાથે બેસી વાંચતાં, બહેન સ્વતંત્રપણે અંગ્રેજી વાંચતાં શીખી ગઈ. ભાઈની પાસે એ લાયબ્રેરીમાંથી પુસ્તકો મંગાવી વાંચતી હતી.

મનહરલાલે બહેનને સંસ્કૃત શીખવવા માંડ્યું. એ કામ જરા અઘરૂં હતું. પણ ધીરજ અને એકનિષ્ઠાથી બહેને કઠિન વ્યાકરણનું સામાન્ય જ્ઞાન મેળવી લીધું. એ પછી ભાઇએ મહાભારતના કેટલાક ભાગ શીખવ્યા. પ્રભા સાદું સંસ્કૃત સમજવા માંડી. એનું વલણ ધર્મ ઉપર પહેલેથી જ હતું. પ્રભા મહાભારત, રામાયણ અને પુરાણો વાંચતાં શીખી ગઈ. સાહિત્ય તરફ એનો ઝોક નહોતો. ધાર્મિક વૃત્તિ એને વધારે અનુકૂળ આવતી હતી. માતાએ પુત્રીને ગૃહકાર્યની સુંદર દીક્ષા આપી હતી. સારી રસોઈ કરવી, ખાવાના પદાર્થો સ્વચ્છતાથી સંભાળી રાખવા, પોતાનાં વાસણો અને વસ્ત્રો સાફ કરવાં, જીવજંતુઓ, ઘરનાં લાકડાં, અનાજ અને વસ્ત્રોને લાગે નહિ તેની સંભાળ રાખવી–એ સૌ કામ એણે પુત્રીને પ્રેમથી શીખવ્યાં. માતા કુટુંબના ઉદરનિર્વાહ માટે પાડોશીઓનાં દળણાંપાણી કરવાં, વસ્ત્રો ધોવાં અને વાસણ માંજવાનું કામ કરવા જતી હતી. આઠ વરસની પ્રભા ઘર સાચવતી, રસોઈ શરૂ કરતી અને ઘરને સાફસૂફ રાખતી હતી.

પ્રભાદેવીનું સગપણ એક નાના દુકાનદાર લાલાજીના પુત્ર ચંદ્રલાલ સાથે થયું હતું. લાલાજીનું કુટુંબ પણ મનહરલાલના કુટુંબની પેઠે અસલ ગુજરાતનું હતું. ઘણી પેઢીઓ થયાં એ કુટુંબો ગુજરાતથી નીકળી આવીને આ પ્રદેશમાં વસ્યાં હતાં. અહીં તેઓ જામી જતાં, ગુજરાત તરફ એમણે મીટ માંડવી છોડી દીધી હતી. વિવાહ વગેરે પ્રસંગો ઘણી પેઢીઓ થયાં આ તરફ જ થતા હતા. ઘરમાં અર્ધ હિંદીમિશ્રિત ગુજરાતી ભાષાનો ઉપયોગ થતો હતો. પહેરવેશમાં પણ ગુજરાતી અને હિંદી પોશાકનો શંભુમેળો થયો હતો. રહેણીકરણી પણ અર્ધહિંદી અને

અર્ધગુજરાતી હતી. સ્ત્રીઓએ ગુજરાતીપણું હજી સાચવી રાખ્યું હતું. પુરુષો લગભગ હિંદીમય બની ગયા હતા.

ચંદ્રલાલ સાથે પ્રભાદેવીના વિવાહ થયા. અગિયાર વરસની બાળા પતિગૃહે સિધાવી. લાલાજી સાધારણ સ્થિતિના પુરુષ હતા. તેઓ જેમતેમ બે બાજુઓ પૂરી કરતા હતા. ચંદ્ર બહુ થોડું ભણ્યો હતો. નાનપણથી જ એની સોબત સારી નહોતી. નિશાળે જવું નહિ, રખડુ છોકરાઓ સાથે ભમવું, ગંગાકિનારે જઈ તરવું, બીડીઓ ફૂંકવી વગેરે અપલક્ષણો એ શીખ્યો. પિતાના ઠપકા અને મારથી તેમજ એને પૂરી રાખવાથી એના ઉપર જરા યે અસર થતી નહોતી. દિવસેદિવસે એ ઉચ્છૃંખલ થતો ગયો. એને સુધારવા માટે એના પિતાએ સોળ વરસની ઉમ્મરે એને પરણાવી દીધો. પણ ચંદ્રલાલ ઉપર એની કાંઈ અસર થઈ નહિ. એ જુગાર રમતો હતો, હલકી તાડી અને ભાંગ પીતો હતો. ઘણી વખત ઘરમાંથી નાની વસ્તુઓ ઉપાડીને ત્રણચાર દિવસો સુધી મોઢું પણ દેખાડતો નહોતો. એક વખત એણે જુગારના અખાડામાં મારામારી કરી એક જુગારીને સખ્ત ઈજા કરી. પોલીસમાં ખટલો ગયો. ચંદ્રલાલ બે માસ જેલજાત્રા કરી આવ્યા.

જેલમાંથી એ બહાર નીકળી એક દિવસ માટે ઘેર આવ્યો. માતાપિતા કાંઈ બોલ્યા નહિ. રાત્રે એણે પ્રભાની પેટી ખોલી એના ચારસોપાંચસો રૂપિયાની કિંમતના દાગીના ચોરી વહેલી સવારે અગિયારા ગણ્યા.

પ્રભાદેવી પોતાનાં માવતરે જઈ રહ્યાં. પાંચ વરસો સુધી ચંદ્રલાલનો કાંઈ પત્તો મળ્યો નહિ. એક સવારે એક પચીસ વરસનો યુવાન લાલાજીને આંગણે આવ્યો. એણે ભપકાદાર વસ્ત્રો પહેર્યાં હતાં. માતાની આંખે તરત ચંદ્રલાલને ઓળખી લીધો, એ ફક્કડ યુવાનના શરીર અને મનનું પરિવર્તન થયું હતું. રખડુ છોકરો

આબરૂદાર યુવાન બન્યો હતો. એના કહેવાથી જણાયું કે એણે સર્વ કુસોબત મૂકી પરદેશમાં વેપાર કર્યો હતો. તેમાં એને સારી પ્રાપ્તિ થઈ હતી. એટલે દેશ તરફ પાછો આવ્યો હતો. માતા-પિતાને બહુ આનંદ થયો, માતાનું હૃદય પ્રફુલ્લિત બન્યું. વહુને માવતર ઘેર તેડી આવ્યાં. ઘરમાં આનંદમંગળ થઈ રહ્યાં.

ચંદ્રલાલ મુંબઇ તરફ નીકળી ગયો હતો. એની પાસે સ્ત્રીના દાગીના હતા. તે એણે એક મારવાડીને વેચી દીધા. એમાંથી એણે એક નાની ઓરડી લીધી, વીશીમાં ખાવાનું રાખ્યું. એ મારવાડી બજારમાં જવા લાગ્યો. ત્યાં થોડા દિવસ સુધી એણે ચાલતો સટ્ટો જોયો, એ સટ્ટાની આંટીઘૂંટી સમજી ગયો. ચંદ્રલાલ પાકો જુગારી હતો. જુગાર કરતાં એને સટ્ટાની લાઈન પસંદ આવી, એ નાના-નાના સોદા કરવા લાગ્યો. પોતાની આંટ બાંધવા માટે એ બહુ સાવચેતીથી સટ્ટો રમતો હતો. પહેલા છ માસમાં તો થોડી નુકસાની ભોગવી લીધી. પરંતુ તેટલા સમયમાં એણે મારવાડી દલાલો પાસેથી ઘણું શીખી લીધું. એ પાકો સટોડિયો બન્યો. તેણે સટ્ટાની દલાલી અને અંગ ઉપર લીધાદીધાના સોદા કરવા માંડ્યા. નસીબ ક્યારેક યારી આપતું, ક્યારેક થોડી નુકસાની પણ થતી. છેવટે દર માસે પચીસપચાસ ફૂટી કાઢતો. તેમાંથી ચ્હાની હોટલો, પાનવાળાની દુકાન, અને સીનેમાની મોજના લ્હાવા લેતો હતો. ચીન-જાપાનના યુદ્ધપ્રસંગે એણે લાગ જોઈ મોટો સોદો અંગ ઉપર કર્યો, એમાં એને દશહજાર રૂપિયા મળ્યા. દેશ હવે સાંભર્યો, તે સ્વદેશ પાછો ફર્યો.

અલ્હાબાદની બજારમાં આ સટોડિયાએ ધામા નાખ્યા. તેણે પત્નીને નવા દાગીના કરાવી આપ્યા. તે વહાલસોયો પુત્ર અને સ્નેહાળ પતિ બન્યો. અહીં નાના પાયા ઉપર સટ્ટો કરી એણે પોતાનો વ્યવસાય ચાલુ રાખ્યો. ચારપાંચ વરસમાં માતાપિતાએ આ

સંસારમાંથી વિદાય લીધી, સટોડિયા પુત્રે માબાપની પાછળ સારું ખર્ચ કર્યું. એક વખત બજારનો પ્રવાહ ઊંધો ચાલ્યો, એની પાસેનું બધું દ્રવ્ય સટ્ટાથી ગયું, નુકસાની ચૂકવવા સ્ત્રી પાસે એણે દાગીના માગ્યા, પ્રભાએ કાંઈ પણ આનાકાની વગર એ દાગીના કાઢી આપ્યા, છતાં કરજ મટયું નહિ. ચંદ્રલાલે સટ્ટાની દલાલી શરૂ કરી દીધી, પોતાની કમાઈનાં, દલાલીનાં નાણાં એણે કરજમાં ભરવા માંડયાં. પ્રભા આર્યનારી હતી, ઘરમાંથી નોકરો અને દાસીને પણ રજા આપી દીધી, ઘરનું સઘળું કામ એણે હાથે ઢસડવા માંડયું.

ઘરમાં આવક બિલકુલ નહોતી. પતિને દારૂનું વ્યસન હતું. એ વ્યસનને એ છોડે એટલી શક્તિ એનામાં નહોતી. પત્નીએ થોડા દિવસો તો એમ જ ચલાવ્યું. તે એક ટાણું રાંધે, બે ટાણાં ખાય, છતાં પૂરું થાય નહિ. ઘરનું ભાડું પણ ચડી ગયું. ઘરવખરી વેચાવા માંડી, છતાં પ્રભાએ જેમતેમ નિભાવ્યું. એણે પોતાના ભાઈ પાસે હાથ લાંબો કર્યો નહિ. એને તંગીની વાત પણ જણાવી નહિ. પ્રભાએ ખાનગીમાં એક વિદ્યાર્થિનીને ટયુશન દેવા માંડયું. ભાઈને ખબર પડતાં તેણે આર્થિક મદદ લેવા માટે આગ્રહ કર્યો પરંતુ પ્રભાએ કોઈ રીતે આ માગણી સ્વીકારી નહિ. ખર્ચ ઓછું કરવા એણે જાતે ઘરનું કામકાજ કરવા માંડયું અને નાનું ઘર ભાડે લઈ ત્યાં સામાન ફેરવી નાખ્યો. ચંદ્રલાલને દારૂ પીવાની લત હતી. એણે હવે સ્ત્રીનો આત્મભોગ જોઈ એ લત બહુ ઓછી કરી નાખી. ધીમેધીમે એ દારૂના દૈત્યથી મુક્ત થયો. સુજ્ઞ સ્ત્રી સમજૂતીથી ધાર્યું કરાવી શકે છે.

થોડા વખતમાં ચંદ્રલાલનું ગાડું ધીમુંધીમું ચાલવા માંડયું. એની દલાલીમાંથી એ કમાવા માંડયો. એની પેદાશ એના સામાન્ય ખર્ચને પહોંચે એટલી થઈ. મધ્યમ સ્થિતિના ગૃહસ્થ તરીકે એ રહેવા લાગ્યો. પાંચસાત વરસો એ રીતે વહી ગયાં. ૧૯૧૪–૧૮નું

મહાયુદ્ધ ઓચિંતું આવ્યું.અનુભવી ચંદ્રલાલે આ સમયમાં સાહસ કરીને પોતાના અંગ ઉપર સોદા કરવા માંડ્યા. એમાં એ કમાયો. કમાણી થતાં એણે વધારે જોસથી સોદા કરવા માંડયા, તેમતેમ એને સમૃદ્ધિ મળતી ગઈ. યુદ્ધઅંતે એ ચારેક લાખ રૂપિયાની મોટી મૂડી ભેગી કરી શકયો. પરંતુ એનું આયુષ્ય ટૂંકું હતું. એ સમૃદ્ધિ ભોગવી શકયો નહિ. એણે સ્વર્ગગમન કર્યું. પ્રભા માવતરે આવી રહી.

પ્રભાને આ મેળવેલ મોટા ઐશ્વર્ય ઉપર અહંભાવ થયો નહિ. ભાઈની સલાહ લઈ એણે બાળાઓના શિક્ષણ માટે ચારલાખ રૂપિયાનું મોટું ટ્રસ્ટ કર્યું. આ ટ્રસ્ટના આશ્રય નીચે અલ્હાબાદમાં એક કન્યા મહાવિદ્યાલયની સ્થાપના થઈ. એક લાખ રૂપિયા ખર્ચી મધ્યસ્થ સ્થળે એક વિશાળ મકાન બંધાવ્યું. એમાં બાળાઓ માટે કસરતશાળા, હુન્નરશાળા, નિરાશ્રિત બાળાભવન, ભોજનશાળા, ક્રીડાંગણ, શિક્ષિકાઓનાં નિવાસગૃહો, શિક્ષણ લેવાનાં ગૃહો વગેરે બાંધવામાં આવ્યાં. એમાં એણે સર્વ આધુનિક શિક્ષણ-સાધનો વસાવ્યાં. શરૂઆતમાં અક્ષરજ્ઞાનથી તે અંગ્રેજી ત્રીજી સુધી શિક્ષણનો ક્રમ રાખ્યો. પચીસ નિરાશ્રિત કન્યાઓને નિરાશ્રિત આશ્રમમાં રાખવાની સગવડ કરવામાં આવી.

આખી શાળાનું સંચાલન સાધ્વી મૈયાના હાથમાં મુકાયું. સાધ્વી મૈયા મહારાષ્ટ્રનાં બ્રાહ્મણ સન્નારી હતાં. તેઓ નાનપણમાં મેટ્રિક સુધી ભણ્યાં હતાં, પરંતુ વાચનના વિશાળ શોખને લીધે એમનું જ્ઞાન બહુ વિકાસ પામ્યું હતું. પોતે ઘણાં બાલોપયોગી અને સ્ત્રીઉપયોગી ગ્રંથો રચ્યા હતા. ઘણાં સામયિકો અને વર્તમાનપત્રોમાં લેખો લખવાનો તેમને અભ્યાસ હતો. પિતા વેદાંતી હતા. એમની પાસેથી સાધ્વી મૈયા વેદાંત શીખ્યાં હતાં, પોતે બાળવિધવા હતાં. પુનર્લગ્ન પ્રત્યે એમના મનમાં ઘૃણા ઉત્પન્ન થઈ. એમણે વેદાંતનો અભ્યાસ વધાર્યો. એમની માતાના પિતા નેપાળના મુખ્ય

શહેર ખટમંડુના મહાન મંદિર પશુપતિનાથના પૂજારી હતા. પિતાના અવસાન પછી સાધ્વી મૈયા માતામહ સાથે નેપાળમાં જઈ વસ્યાં. અહીં એમને કોઈ મહાસમર્થ ગુરુ મળ્યા. ગુરુ પાસે એમણે શાસ્ત્રોનો અભ્યાસ બહુ જ પ્રેમથી કર્યો. હિમાલયની એકાંત ગુફામાં સાધ્વીજીએ તપશ્ચર્યા કરી.

સાધ્વી મૈયાએ પચીસ વરસ નેપાળમાં ગાળ્યાં. વિશાળ વાચન, શાસ્ત્રાભ્યાસ, તપ, સંયમ અને પવિત્રતાથી સાધ્વી મૈયા અત્યંત પૂજનીય થઈ પડયાં. એમના હૃદયમાં લોકકલ્યાણની ભાવના જાગી. તેઓ હિંદમાં આવ્યાં. પ્રયાગ ક્ષેત્રમાં ત્રિવેણીસ્નાન માટે એમનું આવવું થયું. એમણે સ્ત્રીઓ સમક્ષ સ્ત્રીશિક્ષણ સંબંધી સંખ્યાબંધ વ્યાખ્યાનો આપ્યાં. સાધ્વી મૈયા પાશ્ચિમાત્ય શિક્ષણ માટે વિશેષ આગ્રહ ધરાવતાં નહોતાં. તેઓ ઘેરઘેર આર્યાઓ ઉત્પન્ન કરવા માગતાં હતાં. ગૃહજીવનમાં સ્વર્ગનું સુખ લાવનારી, બાળઉછેર, પવિત્ર આર્યજીવન, સુંદર સાદું સરળ સંસ્કારી જીવન, આરોગ્યમય રહેણીકરણી અને મધુર વાણીનું સામ્રાજ્ય સ્થાપનારી નારીઓનાં તેઓ પક્ષપાતી હતાં. તેમને આજકાલની ફેશનો પસંદ નહોતી. તેમને વિલાસી અથવા મોજશોખી જીવન પસંદ નહોતું. તેમને ફેશનની ફિશિયારીઓ પણ ગમતી નહોતી. એ સુંદર દિવ્ય આર્યજીવનના પક્ષપાતી હતાં.

સાધ્વી મૈયાએ આપણા સંસારનો ઊંડો અભ્યાસ કર્યો હતો. એમને આપણાં સ્ત્રીમંડળોમાં પ્રવર્તતા અસંખ્ય વહેમો, અનક્ષરતા, અજ્ઞાન, ક્લેશવૃત્તિ, પરસ્પર ઊંચે અવાજે બોલવાની ટેવ, વસ્ત્રો, ઘરેણાં માટે તકરારો—આ સર્વે ગમતું નહોતું. તેઓને જેમ ફેશનેબલ જીવન પણ પસંદ નહોતું, તેમ તદ્દન જૂના વિચારનું અને વહેમી જીવન પણ પસંદ નહોતું. સાધ્વીજી જીવનમુક્ત સ્થિતિ જેવી સ્થિતિ પામ્યાં હતાં. નિર્લેપ

રહી તેઓ આપણા સંસારને ઉપયુક્ત શિક્ષણપદ્ધતિ રચવા માગતાં હતાં. મનહરરામ સમાજના આગેવાન હતા, સમાજ-સેવાના રસિયા હતા. એમનો સાધ્વી મૈયા સાથે પરિચય થયો. પરિચયથી શ્રદ્ધા ઉત્પન્ન થઈ. સાધ્વી મૈયા એમના કુટુંબીજનની પદવી પામ્યાં. સૌ એમના તરફ શ્રદ્ધા, આદર અને પૂજ્યભાવ રાખતાં થયાં.

પ્રભાદેવી ઉપર સાધ્વી મૈયાની પ્રતિભાની છાપ પડી. એણે પોતાના બાળશિક્ષણ માટેના મનોરથો સાધ્વી મૈયા પાસે મૂકયા. બંને વચ્ચે ખૂબ ચર્ચા થઈ. કન્યા મહાવિદ્યાલયની સ્થાપના કરવાનો તેમનો નિશ્ચય થયો. પ્રભાદેવીએ પોતાનું જીવન અર્પણ કરવાની તૈયારી બતાવી, સાધ્વી મૈયાને આ કન્યા મહાવિદ્યાલયના નાવનું સુકાન હાથમાં લેવા વિનંતી કરી. સાધ્વી મૈયાએ દશ વરસ સુધી આ કન્યા મહાવિદ્યાલયનાં અધિષ્ઠાતા તરીકે કામ કરવાનું સ્વીકાર્યું. કન્યા મહાવિદ્યાલયની સ્થાપના થઈ, યોગ્ય શિક્ષિકાઓની નિમણૂક પણ કરવામાં આવી, સાધ્વી મૈયા અને પ્રભાદેવી કન્યા મહાવિદ્યાલયના મકાનમાં બે સાદી ઓરડીઓમાં રહેવા ગયાં. કન્યા છાત્રાલયમાં પચીસ અનાથ બાળાઓની ગોઠવણ થઈ હતી. પ્રભાદેવી એનો કારભાર ચલાવતાં હતાં.

બાળાઓને હિંદી મૂળાક્ષરોથી જ્ઞાન આપવાનું શરૂ કરવામાં આવ્યું. તકલીથી સૂતર કાંતવાનું શરૂઆતમાં શીખવવામાં આવતું હતું. પાછળથી રેંટિયો પણ દાખલ કરાયો હતો. શીવણ, વેતરણનો વર્ગ પણ ખોલવામાં આવ્યો હતો. બાળાઓને સંગીત શીખવવાનો વર્ગ પણ હતો. થોડું સંસ્કૃત પણ હિંદી સાથે શીખવવામાં આવતું હતું. રસોડામાં પચીસ અનાથ બાળાઓ માટે રસોઈ થતી; તે કેમ થાય છે તે સર્વે બાળાઓને સમજાવવામાં આવતું હતું. અનાજ કેમ સાફ કરવું, એમાંથી જીવ, કાંકરી તથા કસ્તર કેમ કાઢવાં તે

પણ બતાવવામાં આવતું હતું, વસ્ત્રો કેમ ધોવાં, કેવી સફાઈથી સાબુ લગાડવો એ પણ બતાવવામાં આવતું હતું. ફર્નિચર સાફ રાખવું, વાસણો કેવી રીતે સ્વચ્છ કરવાં, ઘરની ભીંતો ઉપર કરોળિયાની જાળો કેમ સાફ કરવી, કેવી રીતે બ્રશ અથવા ઝાડુથી ઘરને ખૂણેખાંચરે ધૂળ અને કચરો સાફ કરવાં તે પણ બતાવવામાં આવતું હતું.

નાની બાળાઓને દાતણ કેમ કરવું, કેવી રીતે જીભ સાફ કરવી, કેવી રીતે સ્નાન કરવું, તે પણ શીખવવામાં આવતું હતું. પોતાનાં વસ્ત્રો કેવી રીતે સુઘડતાથી પહેરવાં, કેવી રીતે એમને ગડી વાળી સંભાળીને મૂકવાં, કેવી રીતે આંખ, કાન, નાકની સંભાળ રાખવી, કેવી રીતે જાતજાતના ખોરાકો અને ભોજનો તૈયાર કરવાં, કેવી રીતે સર્વ વાસણો અને રસોડું સ્વચ્છ રાખવાં તે પણ બતાવવામાં આવતું હતું. કન્યાઓને વસ્તુઓની કેમ સંભાળ લેવી, એમાં જીવજંતુ ન પડે તે માટે ફીનાઈલની ગોળીઓ રાખવી વગેરે સંબંધી પણ શિક્ષણ આપવામાં આવતું હતું. વસ્તુઓ કેમ ખરીદવી, ચોપડીમાં તેના હિસાબો કરવા અને તેનો હિસાબ ચોપડીમાં નોંધવો, તે પણ કન્યાઓને બતાવવામાં અને શીખવવામાં આવતું હતું. તેમને ઘરખરચની વહીની સમજણ આપવામાં આવતી હતી. કન્યા મહાવિદ્યાલયમાં એક દુકાન સ્થાપવામાં આવી હતી. તેમાંથી ખરીદ કરી હિસાબ રાખવાનું બાળાઓને શીખવવામાં આવતું હતું.

સર્વ બાળાઓ માટે કસરતો ફરજિયાત હતી. પીરસવાની થાળી સાફ રાખવાની, અજીઠું નહિ મૂકવાની, ખાજો ધોઈ નાખવાની એવીએવી અનેક નાનીનાની પણ ઉપયોગી ગૃહરીતિઓ શીખવવામાં આવતી હતી, ફૂલોના હારતોરા કેમ બનાવવા, ગૌસેવા કેમ કરવી, ગાયોને ઋતુઋતુમાં શું ખવરાવવું, એની ગમાણ કેવી રીતે સાફ રાખવી, એના ઘાસચારાને કેવી રીતે સંગ્રહવો, એ સર્વે

વિદ્યાર્થિનીઓને બતાવવામાં આવતું હતું. આ આશ્રમ માટે આઠેક ગાયો રાખવામાં આવી હતી. પોતાનાં વસ્ત્રો બગાડયા વગર ગાયોની સેવા એમને પ્રત્યક્ષ દેખાડવામાં આવતી હતી. દૂધ ગરમ કરવું, દહીં જમાવવું તથા તેની છાશ ફેરવીને માખણ કાઢવાની સહેલી સાદી રીતો પણ બતાવવામાં આવતી હતી. ઘી તાવવાનું પણ દેખાડવામાં આવતું હતું. વાછરડાઓની પણ સંભાળ રાખવાનું શીખવવામાં આવતું હતું.

બાળાઓને શુદ્ધ વાંચન અને લેખન હિંદી તથા અંગ્રેજીમાં શીખવવામાં આવતાં હતાં. અંકગણિત સાથે દેશી હિસાબ વધારે પ્રમાણમાં જોડવામાં આવ્યા હતા. દરરોજ ત્રણ કલાકમાં વ્યાકરણ સાથેનું શુદ્ધ લેખન અને અંકગણિત બાળાઓ શીખતી હતી. ઇતિહાસ અને ભૂગોળ વાર્તારૂપે બાળાઓને શીખવવામાં આવતાં હતાં. બીજગણિત શિખવાડાતું પણ ભૂમિતિ શિખવાડાતી નહોતી, વિજ્ઞાન અને આલેખન પણ શિખવાડાતા. તુલસીદાસ, મીરાં, નાનક અને કબીરનાં ભજનો સંગીતનાં વાદ્યો સાથે ગાતાં બાળાઓ શીખતી હતી. ગીતાજી અને બીજાં સંસ્કૃત સ્તોત્રો પણ બાળાઓને શિખવાડાતાં હતાં. દર પૂનમે ગરીબ બાળકો અને સ્ત્રીઓને જમાડવામાં આવતાં હતાં. બાળાઓ પોતાને હાથે રાંધતી અને ગરીબોને જમાડતી હતી.

બાળાઓને પોતાનાં શરીરોની રચના સંબંધી જ્ઞાન આપવામાં આવતું હતું. શાળામાં નાનું દવાખાનું અને શરીરના આકારો રાખવામાં આવ્યા હતા. શારીરિક વિજ્ઞાનનું જ્ઞાન અપાતું હતું. શરીરનાં અવયવોનું જ્ઞાન પણ અપાતું હતું. શરીરની કેવી રીતે સંભાળ રાખવી, કેવી રીતે શરીરની સ્વચ્છતા રાખવી, તે પણ શિખવાડાતું હતું. અકસ્માત વખતે કેવા ઉપાય લેવા, પડી જતાં, અંગો મરોડાઈ જતાં, હાડકું ભાંગી જતાં, કોઈ જંતુ વળગી

જતાં અને બળી જતાં, કેવા ઉપાયો શરૂઆતમાં લેવા, પાટાપિંડી કેમ બાંધવા અને દેશી વનસ્પતિઓના લેપો કેમ કરવા તે પણ એક વૃદ્ધ વૈદ્યરાજ દર શનિવારે એક કલાક શિખવાડી જતા હતા. તાવ, ઉધરસ, પાયખાનાં, શરદી, માથું દુઃખવું વગેરે સામાન્ય રોગોમાં સારવાર કેમ કરવી તે પણ વૈદ્યરાજ શિખવાડતા હતા.

શાળામાં બાળાઓને સાદું ભરતગૂંથણ પણ શિખવાડાતું હતું, પરંતુ ગૃહોદ્યોગો ઉપર વધારે ભાર મૂકવામાં આવતો હતો. થોડી સાળો રાખવામાં આવી હતી. તેના ઉપર ટુવાલ, અને સાદું કાપડ વણવામાં આવતું હતું, ગૂંથણના થોડા સાંચાઓ ઉપર મોજાં, ગલપટા વગેરે ગૂંથતાં શિખવાડાતું હતું. શાળામાં નાનો બાગ હતો, તેમાં ફૂલના છોડ કેમ ઉછેરવા અને શાકભાજી કેમ વાવવી તે શિખવાડાતું હતું, ગૃહકામમાં ઉપયોગી દરેક વસ્તુનું પ્રારંભિક જ્ઞાન મળતું હતું, રમતગમતોને ખાસ ઉત્તેજન અપાતું, દોડવું, કૂદવું, સંગીત સહિત વસંતોત્સવ અને બીજા ઉત્સવો ઊજવવા, ભાષણો આપવાં, એ સર્વ વિદ્યાને ઉત્તેજન મળતું હતું.

આ મહાવિદ્યાલયમાં ધીમેધીમે પાંચસે બાળાઓ ભણવા ગઈ. એક ગૃહસ્થની ગૃહિણીને અનુરૂપ દરેક જાતની તાલીમ આ શાળામાં અપાતી હતી. સાધ્વી મૈયા અને પ્રભાદેવીએ એમાં પ્રાણ રેડયા હતા. જે જે ઉપયોગી, પવિત્ર, ઉચ્ચ, શ્રેષ્ઠ, દિવ્ય, સંસ્કારવાળું હોય તે જ આ સંસ્થામાં બાળાઓને શિખવાડાતું હતું, એમાં જ્ઞાતિભેદ, સંપ્રદાયભેદ, દેશભેદને ઉત્તેજન નહોતું. સ્વદેશી વસ્તુઓ ઉપયોગમાં લેવાતી, આર્ય સંસ્કારોને સંપૂર્ણ ઉત્તેજન અપાતું હતું. આ શાળામાં કન્યાઓનાં શરીરોની સંભાળ રાખવાની નૈસર્ગિક ચિકિત્સા-પદ્ધતિ ખાસ આગ્રહપૂર્વક શિખવાડાતી હતી. કેવી રીતે ખાવું, પેટના ચારે ખૂણા ભરીને કદી ખાવું નહિ, ખૂબ ચાવીચાવીને જમવું, બજારની તૈયાર રાંધેલી વસ્તુઓ ખરીદીને ખાવી નહિ, કડક ચહા

કૉફી પીવાં નહિ, મીઠાઇ અને બજારુ વસ્તુઓ વગેરે ખાવી નહિ એમ બાળાઓને ખાસ આગ્રહપૂર્વક ઠસાવવામાં આવતું હતું. બાળાઓને સીધા ઉપદેશથી નહિ પણ સમજાવીને કહેવાતું હતું, ખાટા, તીખા, કડવા, વાસી, ગંધાતા પદાર્થો નહિ ખાવાનું પણ તેમને સમજાવવામાં આવતું હતું.

બાળાઓને ખુલ્લી હવાના લાભ સમજાવવામાં આવતા હતા. દરરોજ એક કલાક પણ બહાર ખુલ્લી હવાનો લાભ લેવાના ફાયદા બતાવવામાં આવતા હતા. હવામાં ફરતાં દીર્ઘ શ્વાસ લેવાની ટેવ પાડવાથી થતા લાભ દેખાડાતા હતા. શરીરને હાથથી માલિસ કરીને લોહીપ્રસરણમાં વેગ આપવાથી આરોગ્યસુધારણાની રીત પણ બતાવવામાં આવતી હતી. આ સિવાય સ્નાન કર્યા પછી ટુવાલથી શરીરને ઘસીને લૂછી નાખવાની જરૂરથી કેટલો લાભ થાય છે તે બતાવાતું હતું, કાંઈ પણ ખાધા પછી કોગળા કરવાની ફરજ વૈદ્યકીય દૃષ્ટિએ કેટલી ફાયદાકારક છે તે પણ દેખાડાતું હતું.

સાધ્વી મૈયા દર શનિવારે સાંજના બધી બાળાઓને ભેગી કરી ધાર્મિક જીવનની જરૂર તેમનાં દિલમાં ઠસાવતાં હતાં. ચારિત્રશુદ્ધિ એ જ ધર્મમાં આગળ વધવાનો માર્ગ છે, સત્ય બોલવું, મન અને તનથી અહિંસક રહેવું, પ્રાણીમાત્ર તરફ સદ્‌ભાવ રાખવો, સૌનું કલ્યાણ ઇચ્છવું, કન્યાકાળમાં મન, વચન અને કાયાથી બ્રહ્મચર્ય પાળવું, કોઈની વસ્તુ કદી પણ લેવા ઇચ્છવું નહિ, કોઇની વસ્તુ કયાંકથી મળે તો તરત માલિકને પહોંચાડી દેવી, જો માલિક ન મળે તો શાળાની વડી શિક્ષિકાને આપી આવવી—એ સર્વે બાળાઓના મનમાં ઠસાવવામાં આવતું હતું. શારીરિક શુદ્ધિ માફક માનસિક શુદ્ધિની આવશ્યકતા ઉપર પણ ભાર મૂકવામાં આવતો હતો. મન, વચન અને કર્મથી કોઈનું પણ અપ્રિય વાંછવું નહિ એવી મનની ચલણ રાખવાની ભલામણ કરવામાં આવતી હતી. મધુરી

વાણી, મહાન ઇચ્છાઓ અને મીઠું વર્તન રાખવાથી શ્રેય થવાનું જણાવાતું હતું.

બાળાઓએ બીકણ થવું નહિ, ડરપોક થવું નહિ પરંતુ કોઈ પણ અત્યાચાર સામે સર્વ શક્તિથી લડવું, બહાદુર થવું, અન્યાય કે અત્યાચારની સામે પોતાના સમગ્ર બળથી લડવું, સારાં પુસ્તકો વાંચવાં, સજ્જનોની સોબત કરવી, સદા આનંદમાં રહેવું એ દરેકનો સ્વાભાવિક ધર્મ છે. કોઈ પણ ધર્મની નિંદા કરવી નહિ, સૌ ધર્મો તરફ સદ્‌ભાવ રાખવો, પરંતુ પોતાનો ખરો ધર્મ જે પરમાત્માની પ્રાર્થના તેને તો કદી પણ ભૂલવો નહિ. લખતાં, વાંચતાં ઘરનું કામ કરતાં, કપડાં ધોતાં, રસોઈ કરતાં, ઘર સાફ કરતાં, છાશ વલોવતાં તથા સીવણકામ કરતાં પરમાત્માને જરા પણ ભૂલવા જ નહિ. એમનું સ્મરણ, ચિંતન, રટણ અને મનન ચાલુ જ રહેવાં જોઈએ, મનથી સર્વસ્વ પરમાત્માને અર્પણ કરવું જોઇએ. આ સંસારમાં પોતાની વ્યવહારિક ફરજો બજાવવા છતાં, પરમાત્મા માટે જ દરેક કાર્ય કરીએ છીએ, એવી શ્રદ્ધાથી કામ કરવાં જોઇએ. સદ્‌વિચારો, ઉન્નત વાંચન અને સારી સોબતથી ઉન્નતિ થાય છે.







# પ્રકરણ સાતમું

## મનહરલાલના સામાજિક વિચારો

**નંદાદેવી** વૃદ્ધ થયાં હતાં, છતાં ગૃહકામમાં એમણે પોતાનું જીવન વણી લીધું હતું. કુટુંબસેવા અને અતિથિસેવા એ એમના પરમ ધર્મો હતા. દેવદર્શન, માળા, જપતપ એ સૌ એમને મન પાછળ હતાં. સાડાત્રણ કોડી વરસો વ્યતીત થયા છતાં, નંદાદેવીની ઇંદ્રિયોના દેવતાઓ સર્વે જાગૃત હતા. આંખ, નાક, કાન, મોઢું સર્વે પોતાનું કાર્ય શરીરને અનુકૂળ થઇને કરતાં હતાં. પરંતુ આ મનુષ્યશરીરને ગમે તેટલું સારું આરોગ્ય ભોગવવા છતાં પણ એક દિવસ પરલોકમાં પ્રયાણ કરવાનું ચોક્કસ છે, જેવું બાળપણું, યૌવન અને વૃદ્ધત્વ નિશ્ચિત છે, તેવુંજ આ શરીર ત્યજી જવું પણ નિર્ણિત જ છે. નંદાદેવીયે પણ થોડા દિવસની તાવની બીમારી

ભોગવી. છતાં એને બિછાનાવશ થવું અનુકૂળ નહોતું. વૈદ્યની દવા તેઓ લેતાં નહોતાં. મનહરલાલ અને કૌશલ્યાના લાંબા આગ્રહને પણ તેઓ ગણકારતાં નહોતાં. મંદિરથી શ્રીભગવાનનું ચરણામૃત દરરોજ મંગાવી, દવા તરીકે તેઓ લેતાં હતાં. તાવ શરીરમાં હોવા છતાં ડોસીમા દરરોજ કોઈ ને કોઈ સહેલાં ગૃહકાર્યો કરવા બેસી જતાં હતાં.

નંદાદેવીએ આ જગતમાંથી રજા લીધી. સ્વર્ગમાં દેવોનાં ગૃહોનું કાર્ય કરવા તેઓ સિધાવી ગયાં. ડોસીમાએ બહુ દુઃખ દીઠું નહિ. એમનું પ્રાણપંખીડું તરત જ ઊડી ગયું. પોતાની માવડીને સંભારી વકીલ અને આધેડ ઉંમરના મનહરલાલને ખરા હૃદયનો ભારે શોક થયો, એક કવિના વચન પ્રમાણે ‘જનનીની જોડ સખી નહિ જડે રે લોલ’ એ વારંવાર સંભારીને મનહરલાલ હૃદયની અંદર રોઈ રહ્યા. જાતે દુઃખ વેઠી, ટાઢતડકો સહી, પ્રેમથી ઉછેરનાર પોતાની જન્મદાતા જવાથી મનહરલાલને ઘણો જ શોક થયો, આખા ઘરને છત્રછાયાથી ઢાંકી રાખનાર માતાને વારંવાર સંભારીને મનહરલાલનું હૃદય રોવા લાગ્યું, તેઓ શોકથી વિહ્વલ થઈ ગયા. પિતાનું સુખ અને આશ્રય બાળપણથી જ તેમણે ગુમાવ્યાં હતાં. માતાએ પિતાની પણ ગરજ સારી હતી. મનહરલાલનું હૃદય રડી ઊઠ્યું. માતા તેના સ્વપ્નામાં આવવા લાગી.

મનહરલાલ સુધારક નહોતા, તેમ તદ્દન જૂના વિચારના પણ નહોતા, એમને મધ્યમ માર્ગ પ્રિય હતો, મનહરલાલ પ્રતિષ્ઠિત પુરુષ હતા. એમનો મિત્રસમૂહ બહોળો અને ઊંચી કક્ષાનો હતો, મિત્રવર્ગનો મોટો ભાગ સુધારક વલણ ધરાવતો હતો. નંદાદેવીની પાછળ સૂતક, શ્રાદ્ધ સરાવવું, અગિયારમાબારમા સરાવવાં, બ્રહ્મભોજન કરાવવું, જ્ઞાતિભોજન કરાવવું એ સર્વે નહિ કરવા માટે સુધારક મિત્રવર્ગ દબાણ કરવા મંડયો. મનહરલાલે રડાકૂટ અને બીજા કેટલાક અયોગ્ય રિવાજ બંધ કરી દીધા પરંતુ

માતાની ઈચ્છા મુજબ એણે અગિયારમુંબારમું સરાવ્યું, શ્રાદ્ધ સરાવ્યું, અને પોતાના હાથે માતાનાં અસ્થિ ગંગાજળમાં પધરાવ્યાં. એમની દલીલ એ હતી કે જે માતા જે સમાજમાં જન્મી, જીવી અને જે આચારવિચારમાં જીવનયાત્રા પૂરી કરી તે જ ધોરણ મુજબ એની અંતિમ ક્રિયા થવી જોઇએ, એમણે બ્રહ્મભોજન પણ કર્યું, એમના સુધારક મિત્રોએ ખૂબ દલીલો કરી, નારાજી બતાવી, પણ મનહરલાલે માતાની ઇચ્છા પૂરી કરી.

માતાની ઇચ્છા મુજબ મનહરલાલે જૂની પ્રણાલીના ચીલે ગમન કર્યું, પરંતુ નવીન પદ્ધતિ પણ તેઓ તદ્દન ભૂલ્યા નહિ, એમણે જ્ઞાતિભોજન કરાવ્યું નહિ, માતાના નામે કન્યા મહાવિદ્યાલયોમાં પાંચહજાર રૂપિયાની સરકારી લોનો આપી અને સ્કૉલરશીપો આપવાનો પ્રબંધ કર્યો, માતાને નામે મ્યુનિસિપાલિટીને ખર્ચ આપી બેત્રણ મૂંગાં જાનવરો માટે હવાડા બંધાવ્યા, માતાની મોટી છબી કન્યા મહાવિદ્યાલયમાં મુકાવી દીધી, એમના સ્મરણમાં પાંચ અનાથ વિધવાઓને દર માસે આઠઆઠ રૂપિયાના નિભાવખર્ચની વૃત્તિઓ બાંધી આપી, માતા ગયાથી મનહરલાલના મનને આખું ઘર શૂન્ય થઈ પડ્યું, પોતાની વકીલાતમાં પણ એમનું ચિત્ત લાગતું નહિ, છેવટે જેમ સૌની બાબતમાં બને છે, તેમ મનહરલાલ માટે પણ બન્યું. માતાની સ્મૃતિ ધીમેધીમે જૂની થવા માંડી, ઘરનું કામ થાળે પડ્યું. મનહરલાલની વકીલાત :અને અતિથિસત્કાર પણ હમેશ મુજબ ચાલુ થયાં, પણ નંદાદેવીનું મધુરૂં આતિથ્ય તો ન જ ભુલાયું.

વકીલ મનહરલાલે પોતાની માતાની અંતિમ ઇચ્છા અનુસાર એની અંતિમ ક્રિયાઓ કરી હતી, પરંતુ તેઓ સુશિક્ષિત હતા. એમનું વાંચન વિશાળ હતું, એમને પોતાના મનમાં સામાજિક રિવાજો ઉપર વિચાર કરવાની ટેવ હતી, જૂનું બધું સારું જ છે,

એમ તેઓ કદાપિ માનતા નહોતા, બહુ જૂનું અને અંધશ્રદ્ધાથી મનાયેલ વસ્તુ મૂળમાં શુદ્ધ હોવા છતાં પાછળથી એનામાં અશુદ્ધિઓ દાખલ થઈ હતી, ધર્મની આજ્ઞાઓ કરતાં વહેમો અને શૂકન-અપશૂકનના ભ્રમભર્યા ખ્યાલો ઉપર સમાજનું બંધારણ વિશેષ પ્રમાણમાં બંધાયું હતું, વેદના સમયમાં જે સાદી ધાર્મિક ક્રિયાઓ હતી, જે ઋષિમુનીઓનું ગ્રામ્ય અને આરણ્યક જીવન હતું તેમાં ઉપનિષદજમાનામાં આર્યોનું તાત્ત્વિક જીવન આવ્યું. પૌરાણિક જમાનાનું જીવન સહેજ વહેમોયુક્ત થયું, પછી આર્યોનું જીવન પરદેશીઓના સમાગમથી અને શુદ્ધ આર્યત્વની ભાવનાથી વિમુખ થઈ વહેમપ્રધાન બન્યું હતું, એટલે આપણા ષોડશ સંસ્કારોની ધાર્મિક ક્રિયાઓમાં પણ વિકૃતિ થઈ છે, છતાં એમાં સામાજિક વિકૃતિઓ વિશેષ પ્રમાણમાં થઈ છે, તે સુધારવાની અગત્ય છે.

વિવાહો પાછળ ખોટો ભપકો, દંભ અને મોટાઈ બતાવવાના જે સામાન્ય સંસ્કારો પડી ગયા છે, તે શુદ્ધ થવા જ જોઇએ, વાહવાહ પોકારવાની અને રૂડું દેખાડવાના ખોટા ભ્રમ નીચે વિવાહની ક્રિયાઓને ભારે વજનવાળી બનાવવામાં આવી છે, વિવાહ એક જ દિવસના સંપૂર્ણ ધાર્મિક રિવાજો સાથેના થવા જોઇએ, એમાં એકાદ જ્ઞાતિભોજન અપેક્ષિત છે, પરણનાર કન્યાને જે વસ્ત્રો અને અલંકારોથી પગથી તે માથા સુધી ભરી દેવામાં આવે છે, તે કરતાં મર્યાદિત પ્રમાણમાં શોભે એવા અને સાદાઈવાળા સામાન્ય વસ્ત્રાલંકારોની જરૂર છે. સ્ત્રીઓનાં ગીતોની જરૂર છે, પરંતુ તે ગીતો સંગીતમય અને શુદ્ધ હોવાં જોઇએ, જેથી રૂડા સંસ્કારો વધે, તેમજ નવ દંપતીમાં શુદ્ધ પ્રેમ, સામાજિક જવાબદારીઓ અને ગૃહનાવને સુયોગ્ય રીતે ખેડવાની આવડત આવે એવી વિવાહપદ્ધતિ હોવી જોઇએ, બાળવિવાહ તો હવે ઘસાતા

જાય છે, પરંતુ કન્યાવિક્રય, વરવિક્રય, વૃદ્ધવિવાહ, બહુ સ્ત્રી કરવાનો રિવાજ એ ત્યાજ્ય છે, સંતતિવગરની અથવા પચીસ વરસની ઉંમરની અંદરની સ્ત્રીને પુનર્વિવાહની છૂટ પણ હોવી જોઇએ.

જનોઈ આપવી અથવા ઉપવીતસંસ્કાર કરવાની ક્રિયામાં પણ ખોટા સામાજિક રિવાજો, દંભ, ખોટો ભપકો અને દેખાદેખી પેસી ગયાં છે, મૂળમાં એ શુદ્ધ ધાર્મિક રિવાજ આર્યત્વમાં પેસવાના દરવાજા રૂપે છે, વિદ્યાર્થીઓને આચાર્યશ્રીને ત્યાં વિદ્યાભ્યાસ કરવા મોકલવાની ક્રિયા છે, પરંતુ "સાપ ગયા અને લિસોટા રહ્યા" એ રીતે હવે આ ઉચ્ચ આર્યત્વ પામવાની ક્રિયાને દંભવાળી સામાજિક ક્રિયા બનાવી દેવામાં આવી છે, દેશકાળ અને વસ્તુને વિચારી એમાંથી સામાજિક દંભ ઓછો કરવાની જરૂર છે, આ સુંદર ક્રિયામાં વિદ્યાર્થીને ઉપયોગી બ્રહ્મચર્યપાલન, સદાચરણ અને વિદ્યાગ્રહણ કરવા માટે બોધ આપવાની જરૂર છે, ગાયત્રીમંત્ર સૌ શીખે અને તેથી સૂર્યને અર્ઘ્ય આપવાનું રાખે એ પણ શરીર અને મનના આરોગ્ય માટે જરૂરનું છે, ક્રિયાઓ કરવી આવશ્યક છે, પરંતુ દંભ અને મોટાઈના ભાવરહિત સાદાઇ અને સંસ્કાર ગ્રહણ કરવા માટે છે, દેખાદેખી માટે નથી.

મરણ પાછળની આપણી ક્રિયાઓ પણ શુદ્ધ વૈદિક જમાના જેવી પણ હાલના સમયને ઉપયુક્ત બનાવવાની જરૂર છે, અંત્યેષ્ટિ ક્રિયાઓ માટે વિદ્વાનોએ પરિષદ મેળવી એમને શુદ્ધ કરવાની જરૂર છે, માત્ર સંસ્કૃતમાં દરેક ક્રિયા બ્રાહ્મણ બોલી જાય એટલુંજ નહિ પણ એના અર્થ કરીને એનો ઉપદેશ એ સમજાવે એ જરૂરી છે. સંસ્કૃતમાં અશુદ્ધ અને પોપટિયા રીતે બોલી જવાથી બ્રાહ્મણોની પણ અધોગતિ થઈ છે, ક્રિયાકાંડ કરનારને એ સંસ્કૃત શ્લોકોના અર્થો આવડવા જોઇએ, એ શા માટે યોજાયા છે, તે

પણ એમને ધ્યાનમાં હોવું જોઇએ, એના રહસ્યની ચાવી પણ શ્રાદ્ધ વખતે એ ખોલી બતાવે, અગ્નિમાં હોમ કરવો સારો છે, પરંતુ હોતા અને યજમાન બંને એ ક્રિયાના આધ્યાત્મિક ભાવો સમજતા હોવા જોઇએ, માત્ર દક્ષિણા લઈ સંસ્કૃતના થોડા અશુદ્ધ મંત્રો બોલી જવાથી સમાજને કે બોલનારને કાંઈ ફાયદો નથી. સર્વ કામ સમજી, શોધી અને રહસ્ય જાણી લેવું જોઇએ. સ્ત્રીઓ, બાળકો અને થોડું ભણેલા માટે આ ક્રિયાઓ માતૃભાષામાં થવી જોઇએ, અશુદ્ધ સંસ્કૃત ઉચ્ચારણને સ્થાને માતૃભાષાના શુદ્ધ ઉચ્ચાર હમેશાં વધાવી લેવા જેવા છે.

મરણ પાછળ જમણ કરવાનો રિવાજ પણ સારો નથી. એ રિવાજની ઉત્પત્તિની કલ્પના એમ થઈ શકે છે કે કુટુંબીઓ મરણ પછી દિલસોજી બતાવવા દૂરદૂર અને નજદીકના દેશાવરોથી આવતા હતા. એમ આવનારાઓ માટે ઉતારા અને ભોજનના પ્રબંધની જરૂર ઊભી થઈ. એ જરૂર પાછળથી મરણ પછી જ્ઞાતિભોજન કરવાની ફરજ રૂપે ગાઢ રિવાજ બની રહી. હજી પણ કેટલીક બ્રાહ્મણ જ્ઞાતિઓમાં આ ફરજિયાત મૃતભોજન માટે આગ્રહ જણાય છે, પરંતુ તે અયોગ્ય છે. બ્રાહ્મણો અને શાસ્ત્રોની મર્યાદાથી આર્યપ્રજા પ્રાચીન સમયથી બંધાયલી છે, શાસ્ત્રોમાં પ્રક્ષિપ્ત ભાગોની મેળવણીથી એ ઘણા દૂષિત બન્યા છે, એમને શુદ્ધ કરવાની જરૂર છે, સંસ્કૃત ભાષાના છંદમાં જે લખાયું તે સર્વે સત્ય હોઈ શકે નહિ. દરેક વસ્તુ વિદ્વાનોની પરિષદ મેળવી વારંવાર દેશકાળ અને વસ્તુ વિચારી શુદ્ધ કરવાની જરૂર છે. નદીના પ્રવાહમાં કાદવ ભરાઇ રહે તો સાફ કરવાની આવશ્યકતા છે.

બ્રાહ્મણોની સંખ્યા વધી પડી છે. બ્રાહ્મણો હિંદમાં થોડા લાખ હતા, તેને બદલે થોડા કરોડ થઈ પડયા છે. સંખ્યા વધવાની સાથે અજ્ઞાન પણ વધ્યું છે. બ્રાહ્મણ પોતાના બ્રહ્મત્વના કર્તવ્ય

પાલનમાં શિથિલતા લાવવા લાગ્યા છે. જે પ્રાચીન સમયના અકિંચન વિદ્વાન સાદા સરળ અને ઇશ્વરાભિમુખવૃત્તિવાળા બ્રાહ્મણોનાં છાયાચિત્રો પ્રાચીન શાસ્ત્રોમાં મળે છે તે હવે દુર્લભ થઈ ગયાં છે. એટલે બ્રાહ્મણપૂજાનું મહત્ત્વ મોળું પડયું છે. કોઈપણ ક્રિયા માટે વિદ્વાન અને લાલચુ નહિ એવા બ્રાહ્મણને પસંદ કરવો જોઇએ. સદાચારવાળો, વિદ્વાન અને પવિત્ર બ્રાહ્મણ એ સમાજનો સૂર્ય છે. બાકી બ્રાહ્મણનો પુત્ર ગમે તેવા આચારવિચારવાળો હોય, દુર્ગુણી હોય, અભણ હોય છતાં પૂજ્ય રહે–રહી શકે એ વાત મનહરલાલ ક્યારે પણ સ્વીકારે તેમ નહોતું, તેઓ જ્ઞાન, પવિત્રતા અને સદાચરણને માન આપવા હમેશાં ખુશી રહેતા હતા. પરંતુ અન્યાય, અધર્મ અને અયોગ્યતા તરફ એમને પક્ષપાત નહોતો.

આપણું સામાજિક મૂળ બંધારણ પવિત્ર અને ઉચ્ચ આદર્શ ઉપર રચાયું છે, પરંતુ એમાં કાદવ પણ પુષ્કળ ભરાઈ ગયો છે, મહાત્મા ગાંધીજી જેવા નેતાઓ કાદવ કાઢવા માટે કટિબદ્ધ થયા છે, તેથી હિંદની પ્રજા ઉપર મહાન ઉપકાર થયો છે, એમ મનહરલાલ માનતા હતા. માત્ર અક્ષરજ્ઞાનના વિકાસથીજ સમાજશુદ્ધિ થવાની નથી. પરંતુ સમાજસુધારણા માટે વિશાળ પ્રવૃતિઓ અને પ્રચાર જરૂરનો છે, મહાત્મા ગાંધીજીએ સ્પર્શાસ્પર્શનું લાકડું મોળું કર્યું છે. જ્ઞાતિબંધનો શિથિલ કર્યાં છે. તેમણે સાદા જીવન ઉપર લોકોને પ્રેમ આણવા ઉપદેશ કર્યો છે, લોકોને સમાજસેવાનાં કાર્યોની દિશાઓ બતાવી છે. લોકોને પવિત્ર શુદ્ધ જીવનની પ્રેરણા આપી છે, ખોટા દંભ, અસત્ય આચરણ અને ખોટી, પાછળથી જન્મેલ કુપ્રથાઓને એમણે નગ્ન સ્વરૂપમાં ખુલ્લી મૂકી છે, લોકોને પવિત્ર સન્માર્ગ બતાવ્યો છે, માત્ર રાજ્યદ્વારી નહિ પણ સામાજિક સરળ શુદ્ધ જીવનને જીવી બતાવ્યું છે, તે હિંદે ગ્રહણ કરવાનું છે, તેમાં પણ અભય સેવી સહન કરવાની અને સામી છાતીએ

ઘા ઝીલવાની એમની વલણુ તો ખાસ અનુસરવા જેવી છે, સ્વદેશીત્વની એમની ભાવના ખૂબ પ્રસારવા જેવી છે.

હિંદને છેલ્લાં દોઢસોથી બસો વર્ષો થયાં પશ્ચિમના દેશવાસીઓના સંસર્ગમાં આવવું પડયું છે, પશ્ચિમના દેશો યંત્રવાદ, રસાયનવિદ્યા, વિદ્યુતવિદ્યા અને જ્ઞાનવિજ્ઞાનના ઉપાસકો છે. આ વિદ્યાઓના પ્રચારથી તેઓએ સેંકડો પછાત દેશોના અબજો દેશવાસીઓને રાજદ્વારી, આર્થિક અને સામાજિક બેડીઓ પહેરાવી છે. તેઓ ગાય મારતા નથી, પરંતુ ગાયને પુષ્ટ કરી બધું દૂધ પોતે પી જાય છે, તેઓ અતિ દીર્ઘ દૃષ્ટિથી પછાત પ્રજાઓને સુંદર વ્યવસ્થાથી ચૂસે છે, તેઓ તેમના ઉપર માત્ર રાજદ્વારી અધિકાર ધરાવતા નથી, પરંતુ એમના સ્વામિત્વની જાળ અબજો મનુષ્યોને પોતાના આર્થિક તંત્રની પુષ્ટિરૂપે ફેલાવવાની કળા એમને સહજ સાધ્ય થઈ પડી છે, આપણા હિંદનાં ઓગણચાલીસ કરોડ મનુષ્યો એમની પાશ્ચિમાત્ય જાળની માછલીઓ રૂપે મર્યાદિત પાણીમાં મર્યાદિત અને સૂચિત સ્વતંત્રતા ભોગવે છે. આપણે એમની પાસે જ્ઞાનવિજ્ઞાન શીખતા નથી. એમની પાસે રસાયન-યંત્રશાસ્ત્ર અને વિદ્યુતની કળાઓ શીખતા નથી. એમની પાસેથી સંશોધન જ્ઞાનવિકાસની વિદ્યાઓ શીખતા નથી, એ આપણું કમભાગ્ય છે.

પાશ્ચિમાત્ય વાંદર નકલના સુધારાની આપણા સમાજમાં ભરતી થઈ છે. કોટ, પાટલૂન, હેટ, મોજાં, નેકટાઈ, કૉલર પહેરવાં, અત્તર અને ઈતર સુગંધી પદાર્થોનો ઉપયોગ શરીર શૃંગારમાં કરવો, વિલાયતી દારૂ પીવો, છાસ અને દૂધને બદલે ચ્હાકૉફીનો ઉપયોગ કરવો, સંડાસમાં પાણીને બદલે કાગળનો ઉપયોગ કરવો, વિલાયતી દારૂની પ્યાલીઓની મોજ લેવી, મોટરો પોતાને હાથે ચલાવવી, સીનેમાના પ્રેમ–

પ્રસંગો જોઈ રાચવું, હોટલો અને ભોજન ઉપાહારગૃહોમાં જ્હા તથા નિષિદ્ધ ભોજનો આરોગવાં, પોતાની માતૃભાષાનો તિરસ્કાર કરીને પણ અંગ્રેજી ભાષાને ઘરમાં પણ સ્વભાષાની પેઠે વાપરવી, અંગ્રેજી સાહિત્યનું જ અધ્યયન કરવું, સ્વદેશ, સ્વદેશીઓ અને સ્વદેશી વસ્તુઓ પ્રત્યે ઘૃણા દેખાડવી, જરા કમાણી થતાં પત્નીને લઈ પાશ્ચિમાત્ય ઢબે જીવન જીવવું, કલબોમાં આથડવું—આ સર્વે વાંદરા નકલો મનહરલાલને આપણા આર્યજીવનને અનુકૂળ લાગી નહિ. તેઓએ મધ્યમ માર્ગ ગ્રહણ કર્યો. આધુનિક અને પ્રાચીન બંનેમાં જે જે સારું, સુંદર કલ્યાણકારક અને પવિત્ર હોય તે જ ગ્રહણ કરવા માટે એમની બુદ્ધિ ઇચ્છતી હતી.







# પ્રકરણ આઠમું

---

## આનંદીની માતા

**રામલાલની** પત્ની માલતીદેવીએ જુદું ઘર માંડયું હતું. એનો આત્મા સ્વતંત્રતા ચાહતો હતો. વડસાસુ અને સાસુના શાસન નીચે રહેવું એને પસંદ નહોતું. માલતીદેવીનો સ્વભાવ કંકાસપ્રિય હતો. એનામાં સહનશક્તિ નહોતી, એનામાં મનની ઉદારતા નહોતી. એનો પારો વાતવાતમાં ઊંચે ચડી જતો હતો. પોતે સ્વતંત્ર થયા છતાં પણ એનો કલેશકર સ્વભાવ કોઈને કોઈ લડવૈયો માગી લેતો હતો. છેવટે કોઈ ન હોય, તો નોકર અને દાસી સાથે પણ એ લડી પડતી હતી. નોકર અને દાસી એને ત્યાં ટકતાં નહિ. મહિનોમાસ કોઈ ટકે, તો મોટા ભાગ્યની વાત

ગણાતી હતી. પાડોશીઓ તો કોઈ હતા નહિ. એમની નાની બંગલી અને નાનો બગીચો અલગ જ હતાં. રામલાલ પણ શાંત સ્વભાવનો હતો. છતાં સ્ત્રીની તકરારોથી એ પણ કંટાળી જતો હતો. રામલાલ સ્ત્રીના મુખમાંથી નીકળતો શબ્દપ્રવાહ શાંતિથી ઝીલી લેતો, પરંતુ સામે પ્રતિવાદ કરતો નહિ. આથી એ ઝગડાનું ભયંકર સ્વરૂપ એને અનુભવવું પડતું નહિ.

માલતીદેવી લોભી પણ હતી. તે કરકસર ખૂબ કરી જાણતી હતી. તે ઘરરખુ પણ હતી. ખોટો વ્યવહાર કે ખોટી ફેશનો પાછળ એ પૈસા ગુમાવતી નહોતી; સાસુસસરા સાથે સંયુક્ત કુટુંબમાં રહેતી, ત્યારે વસ્ત્રાલંકારો માટે ખોટી હઠો કરતી હતી, પરંતુ પોતાની પીઠ ઉપર જ્યારે ગૃહભાર આવી પડ્યો, ત્યારે એ જૂના ભંડારમાંથી આ સર્વે વસ્તુઓ વાપરી નભાવતી હતી. રામલાલને દર માસે દોઢસો રૂપિયા મળતા હતા. તેને સર્વે પૈસા આના-પાઈ સાથે પત્નીના હાથમાં મૂકવા પડતા હતા. રામલાલ માટે જોઈતાં વસ્ત્રો આનંદી ખરીદી લાવીને સિવડાવી આપતી હતી. પતિનો બહારનો મોભો સાચવવા માટે એ આ વસ્ત્રોમાં કંજૂસાઈ કરતી નહોતી. ઘરનો વહીવટ માલતીદેવી ખૂબ કરકસરથી કરતી હતી. તેણે પોતાના ભાગના પૈસા વડીલો પાસેથી લઈ લેવા માટે ખૂબ ઝગડો કર્યો, પરંતુ રામલાલ એ માટે તૈયાર નહોતા. રોવું, કકળવું, માથું કૂટવું, નસીબને તિરસ્કારવું એ સર્વે એણે સહી લીધું. એણે સ્ત્રીના ત્રણચાર દિવસના ઉપવાસો સહી લીધા, પરંતુ એણે 'મારા મોઢામાંથી આવી વાત નીકળશે નહિ' એવું ચોખ્ખું પોતાનું વચન પાળ્યું. માલતીની આ પહેલી જ હાર હતી. પત્નીના ભયંકર કલેશરૂપી વાવાઝોડાને રામલાલે સહી લીધો હતો.

કૌશલ્યાદેવી અને નંદાદેવી દરરોજ વહુની મુલાકાત લેવા જતાં હતાં. માલતીદેવી એમની પાસે પોતાની અનેક

જરૂરિયાતો મુક્ત કંઠે જણાવતી હતી. મહેણાંટોણાં પણ લાગ આવ્યે મારી લેતી હતી. ક્યારેક કોઈ ચીજ ન લાવવા માટે કજિયો પણ કરતી હતી, પરંતુ વડીલ સ્ત્રીઓ સમજુ હતી. એઓ પ્રતિવાદ કરતી નહિ. સાધારણ વસ્તુઓ વહૂ માગતી તે લઈ આપવા ચૂકતી નહિ. પરંતુ કિંમતી વસ્ત્રાલંકારો સસરાજી લઈ આપતા નથી, એવું કહીને મૌન ધરતી હતી. મનહરલાલ પણ દર રવિવારે રાત્રે પુત્રના ઘેર આવી દૂધનો કપ પીતા હતા. તેઓ એકાદ કલાક પુત્ર સાથે વાતો કરી સૌના સુખસમાચાર પૂછીને પાછા ચાલ્યા જતા હતા. રામલાલ પણ દરરોજ કૉલેજમાંથી આવ્યા પછી પિતાને ત્યાં એક કલાક ફરી આવતો હતો. તે માતા અને દાદીમા તથા ભાઈભાંડુઓ સાથે હળીમળી આવતો હતો. દાદીમાના હાથનો બનાવેલો ચ્હાનો કપ પીધા વગર એ ક્યારે પણ પાછો ફરતો નહિ. દર રવિવારે અને વાર તહેવારે રામલાલ મોટે ઘેર જમતો હતો.

માલતીદેવીને એક પુત્રી જન્મી, મોટી દાદીમાએ એનું નામ ‘આનંદીદેવી’ રાખ્યું હતું. આનંદીના જન્મ પછી મોટાંમાએ સ્વર્ગગમન કર્યું હતું. આનંદી બારેક માસની થઈ, તે પછી દાદા દાદી પાસે જ રહેવા લાગી. માલતીદેવીના સ્વભાવમાં કાંઈ ફેરફાર થયો નહિ. એનો સ્વભાવ કોઈ લડનારો આપ, નહિ તો તું જાતે લડ, એ પ્રકારનો ચાલુ રહ્યો. કુટુંબની ભલમનસાઈનો લાભ એ લેવાનું ચૂકતી નહિ. પૈસાને પરમાત્માની માફક તે પૂજતી હતી. એણે પતિના પગારમાંથી સારો પૈસો ભેગો કર્યો હતો. મધ્યમ વર્ગના લોકોને એ પોતાના દાગીના અને જવાહિરો વ્યાજ ઉપર આપતી હતી. એણે શરૂઆતમાં થોડી ખાધ ભોગવી હતી, પરંતુ અનુભવ અને પક્કાઈને લીધે એ આ ધંધામાં નિષ્ણાત થઈ ગઈ. એ સારું વ્યાજ લેતી. પાકી જામીનગીરી અને પૂરતો

માલ રાખ્યા સિવાય તે નાણાં ધીરતી નહિ. એની મૂડી વધવા લાગી. પતિને એ કદી ઈશારો પણ કરતી નહિ. મનહરલાલને કાને એ વાત આવી હતી, પરંતુ તેઓએ મૌન સેવવું યોગ્ય ધાર્યું હતું.

સાધ્વી મૈયા આ કુટુંબ સાથે ખૂબ હળીમળી ગયાં હતાં. એ કુટુંબના સર્વ સભ્યોનાં સ્વભાવ અને સંસ્કૃતિને જાણી ગયાં હતાં. એમની પૂજ્યતા અને મહત્તાને માલતીને માન આપવું પડતું હતું. પરંતુ એને બાવાબાવીઓમાં ઝાઝો વિશ્વાસ નહોતો, એ પોતે પોતાની મેળે કન્યા મહાવિદ્યાલયમાં કદી જતી નહિ. ક્યારેક નીલાદેવી એને આગ્રહ કરી, ત્યાં તેડી જઈ, બધું બતાવતાં હતાં. માલતી પોતે થોડું ભણી હતી. એને વિદ્યાની કદર નહોતી. સેવાધર્મના માર્ગ પ્રત્યે એની શ્રદ્ધા નહોતી, છતાં વડીલોની મર્યાદા જાળવીને તે મહાવિદ્યાલયની મુલાકાત લેતી હતી, પરંતુ એ સર્વ રસવગરના ભોજન જેવું હતું. વિદ્યાર્થીઓના સંગીતમાં પણ એનું ચિત્ત ચોટતું નહિ. એમની રમતગમતો પ્રત્યે પણ એનું મન ઉદાસીન હતું. માત્ર તેઓના ભરતગૂંથણ તરફ એનું મન આકર્ષાતું હતું. માલતી કદી કોઈ ધર્મપુસ્તક વાંચતી નહિ. દેવદર્શને પણ સાસુ વડસાસુ સાથે વારતહેવારે જતી. બાવાસાધુઓને તો તે આંગણે ઊભા રાખતી જ નહિ. એ જબરી સ્વાર્થી હતી.

માલતીદેવી વિષે સાધ્વી મૈયા અને નીલાદેવી વચ્ચે કોઈ કોઈવાર વાતચીત થતી હતી. એક દિવસ સહેજ વાતચીત નીકળી.

'મૈયા, માલતીનો સ્વભાવ શું ન જ સુધરી શકે ?'

'બહેન, જરૂર સુધરી શકે, પણ તે માટે ભગીરથ પ્રયત્નો કરવાની જરૂર રહે છે.'

'મૈયા, આપણે તેવા પ્રયત્નો ન કરી શકીએ ?'

'જરૂર કરી શકીએ. પરંતુ તે ખૂબખૂબ ધીરજ, સમય અને સહનશીલતા માગી લે છે.'

'મૈયા, આપણે આટલી બધી છોકરીઓ પાસેથી શીખી ઘડાઇએ છીએ તેનો લાભ માલતીને ન આપી શકાય ?'

'એ કામ ખૂબ કઠિન અને લાંબો સમય માગી લે છે. આપણે દરરોજ તેને ઘેર જવું પડશે. એનાં અપમાનો પણ પી જવાં પડશે. આપણા સમયનો પણ ઘણો વ્યય થશે.'

'મૈયા, તમે કહો છો કે ગમે તેવા સ્વભાવવાળીને પણ સુધારી શકાય છે. તમારાં વચનો ઉપર મને શ્રદ્ધા છે. તેથી જ આ શ્રદ્ધાને આચારમાં ઉતારવાની મારી ઈચ્છા થાય છે. હું પણ તમારી સાથે જોડાઈશ. તમે માર્ગદર્શન કરજો, એટલે આપણે આ કસોટી અંત સુધી ખેંચી જઈશું.'

'નીલા, તારી મરજી છે તો આપણે ખુશીથી આ કામ ઉપાડીશું. પરંતુ પરાભવોથી ધીરજ ખોવાની નથી. આર્ય નારીના હૃદયના સુંદર સદ્‌ગુણો માટે મને અખૂટ શ્રદ્ધા છે. ઉપરની મલિનતાનો પડદો સરી જાય તો અંદરથી શુદ્ધ કાંચન ઝગમગી ઊઠે છે. માત્ર એ પડદો ઉપાડવાની ક્રિયા કંટાળાભરેલી અને લાંબી છે. માલતી આપણી સાથે રહેતી નથી એટલે આપણને સુગમતા નહિ પડે, છતાં ધીરજ રાખ. આપણે મોકો આવે યત્ન કરીશું.'

એકાદ વરસ વહી ગયું. ઓચિંતા માલતીને તાવ આવવા લાગ્યો. એણે તાવ ન આવે તેની યોગ્ય સંભાળ રાખી નહિ. માલતીને તાવ, ઉધરસ, શરદી અને ઠંડી–બધાં પીડવા લાગ્યાં. બેત્રણ દિવસમાં તો એને બિછાનાવશ થવું પડયું. રામલાલે માતા

પાસે વાત કરી. ડૉક્ટરને તેડી મંનહરલાલ આવ્યા. ડૉક્ટરે હિંદીઓના સૌથી મહાન શત્રુ મૅલેરીઆનું નિદાન કર્યું. વહુને આવતી કાલે ઘેર તેડી જવાની જરૂર સસરાજીને લાગી. ત્યાંસુધી કૌશલ્યાદેવી રાત્રિના સૂવા આવે એવો બંદોબસ્ત થયો, પરંતુ માલતીએ એક જ રાત્રિમાં કૌશલ્યાદેવીનો પરાજય કર્યો. સાસુની ના છતાં એણે રસોડામાં જઈ દહીંરોટલો ખાધાં, બીજે દિવસે તાવ ૧૦૪ાા ડીગ્રી ચડી ગયો. ડૉક્ટરે ક્વીનાઈનનો મોટો ડોઝ આપ્યો. આ વહુને કેમ સાચવવી તે કૌશલ્યાદેવી માટે મોટો પ્રશ્ન થઈ પડ્યો.

નીલાદેવીને ખબર પડી. એમણે સાધ્વી મૈયા સાથે સંકેત કરી લીધો. એણે ભાઈ અને ભાભીને સમજાવીને કન્યા મહાવિદ્યાલયના અતિથિગૃહમાં બીમાર માલતીને ફેરવવાની સંમતિ મેળવી. બધું ખર્ચ મનહરલાલે આપવાની વાત નીલા-દેવીએ સ્વીકારી લીધી. માલતીને ગાડીમાં બેસાડીને અતિથિ ગૃહમાં લઈ જવામાં આવી. અહીં નર્સ રાખવાની મૈયાએ મનાઈ કરી. પોતે અને નીલાદેવીએ એના ઉપચારનો અને સેવાનો ભાર ઉપાડી લીધો. સાધ્વી મૈયાના મહાન ગુણોનો પ્રકાશ નીલાદેવીએ આ સમયે વિશેષ સ્વરૂપમાં અનુભવ્યો. મૈયાની જીભ માધુર્યની ખાણ બની શકતી હતી, એમના હાથ કમળ જેવા કોમળ થઈ શકતા હતા. એમની આંખોમાંથી અમી ઝરતું હતું. રાત્રિદિવસ મૈયા જરાપણ થાક લાગ્યા વગર જાગી શકતાં હતાં. દર્દીને શાંત પાડવા માટે એમનામાં અવનવી કળા હતી.

માલતીની પ્રકૃતિ ગરમ હતી. મૅલેરીઆએ એને વધારે પ્રમાણમાં જલદ બનાવી. એ ઉશ્કેરાતી, ત્યારે ગાળો કાઢતી હતી. શરીરમાં શક્તિ નહોતી, નહિ તો એ મારવા દોડે એવી ઉશ્કેરાઈ જતી હતી, પરંતુ એના ઉપર પણ સાધ્વી મૈયાની પ્રતિભાનો પ્રભાવ પડ્યો. સાધ્વી મૈયા એક પણ કઠિન શબ્દ ઉચ્ચારતાં નહિ. કદી

ધમકાવતાં નહિ. આંખોના ડોળા કાઢતાં નહિ. તેઓ બહુ જ મીઠાશથી અને પ્રેમથી શરીરે હાથ ફેરવીફેરવી પસવારીને કડવી દવા પાતાં હતાં. ક્યારેક માલતી ઉશ્કેરાતી તો તે વાત પડતી મૂકતાં અને પછી શાંત પડે સમજાવીને હા પડાવતાં હતાં. દયાળુ શાણી પ્રેમમયી માતા જેમ નાની પુત્રીને સમજાવીપટાવીને કામ લે, તેવી રીતે મૈયા પણ માલતી સાથે કામ લેવા મંડયાં. માલતી જક્કી હતી. વાતને છોડવાનો એનો સ્વભાવ જ નહોતો. પરંતુ મૈયાના હાથમાં તો એ ઘઉંના લોટ જેવી થઈ ગઈ. નીલાદેવી મૈયાની શક્તિ જોઈ દિંગ થઈ ગઈ. મારકણી ગાયને મૈયાએ પોતાના માધુર્યના જાદુથી શાંત પાડી દીધી.

માલતીનો તાવ ઊતર્યો નહિ; ડૉક્ટરે એનું લોહી તપાસતાં એમાં ટાઇફૉઇડનાં જંતુઓ જોયાં, અને એકદમ એ રોગને ટાઇફૉઇડ અને મૅલેરીઆના મિશ્રિત રોગ તરીકે જાહેર કર્યો. એ પ્રમાણે એની ચિકિત્સા થવા લાગી. મૈયા દરરોજ સંધ્યા પછી માલતી પાસે બેસતાં હતાં. મૈયાના આદેશ મુજબ એક આર્યસન્નારીનું ચરિત્ર તે વાંચતી. વાંચન પછી મૈયા એના ઉપર વિવેચન કરતાં હતાં. પોતાના સ્વાનુભવના અનેક દાખલાઓ આપતાં હતાં. સ્ત્રીઓ ધારે તો આ સંસારમાં સ્વર્ગ ઉત્પન્ન કરી શકે છે. ધારે તો સંસારને નરક બનાવી શકે છે. સ્ત્રી પોતાના વહાલસોયા સ્વભાવથી કુટુંબની જનની થઈ શકે છે. કઠોર સ્વભાવથી સૌને ગ્લાનિ થાય છે, એને લગતા અનેક સ્વાનુભવો મૈયા કહી બતાવતાં. થોડા મધુર વ્યવહારથી દુશ્મનો પણ મિત્રો થઈ શકે છે, મીઠી વાણીથી ક્રોધરૂપી અગ્નિમાં પાણી રેડાય છે, બધો રોષ શાંત થઈ જાય છે. ક્ષમા રૂપી શસ્ત્ર જેના હાથમાં છે તેને દુર્જન શું કરી શકે છે? સ્ત્રીઓ ક્ષમારૂપી આભૂષણથી શોભે છે.

મૈયાનો ઉપદેશ પ્રથમ તો માલતીને અનુકૂળ આવતો નહિ. પરંતુ બીમારીમાં દરેક માણસનું હૃદય નરમ થાય છે. પશ્ચાતાપ

અને ઇશ્વરભજનનો એ સમય છે. દર્દી પોતાનાં દર્દથી લાચાર બને છે, અશક્તિ એને ઘેરે છે. આ સમયે એના હૃદય ઉપર સારા સદ્ભાવવાળા અને સહૃદય વ્યક્તિના કથનની ઊંડી છાપ પડે છે. મૈયા યુક્તિ સહિત પ્રિય લાગે એવી મીઠી વાણી બોલતાં હતાં. એમાં સીધો ઉપદેશ નહોતો, પરંતુ સમજુતી, પતાવટ અને આધ્યાત્મિકતા હતી. રાત્રે પણ એકાદ મધુરકંઠી છોકરી આવી દિલરુબા ઉપર મીરાં કે તુલસીદાસનાં ભજનો ગાતી હતી. રજાના દિવસે કેટલીક છોકરીઓ આવી, આખો દિવસ ખાટલા પાસે બેસી, ભજન, વાર્તાઓ, સંવાદો કરતી હતી. દર્દીને સમય ભારે ન પડે તે માટે તેનાથી સહન થાય તેટલો સમય કાંઈને કાંઈ આનંદ, ઉલ્લાસ અને પવિત્ર વાતાવરણ ઉત્પન્ન કરાવાતું હતું. ટાઈફૉઇડથી માલતી બીછાનાવશ હતી. એનાથી ઊભું પણ થઈ શકાતું નહોતું. ડૉક્ટરની પણ મનાઈ હતી.

માલતીનો ટાઈફૉઇડ તાવ લંબાયો. ૪૨ દિવસે એ ઊતર્યો. ત્યારપછી પણ બહુ સંભાળ રાખવાની જરૂર હતી. એક મહિનો તાવ ઊતર્યા પછી પણ માલતી એક માસ અતિથિગૃહમાં રહી. એને હવે વાંચવાની ડૉક્ટરે છૂટ આપી હતી. સારાંસારાં હિંદી પુસ્તકો મંગાવીને મૈયા એને વાંચવા આપતાં હતાં. સાંજે એનો સાર પૂછતાં હતાં. ચરિત્ર, પ્રવાસ, શાસ્ત્રકથાઓ, સ્ત્રીઉપયોગી ગ્રંથો આખા દિવસમાં નવરી પડેલી માલતી વાંચતી હતી. છોકરીઓ પણ વારાફરતી આવી એની ઇચ્છા મુજબ વાંચતી હતી. પુસ્તકોને ધિક્કારનાર સ્ત્રી હવે ગ્રંથોની રસિયાણ બની ગઈ. આટલા દિવસો સુધી મેં સારાં પુસ્તકો ન વાંચવામાં ભૂલ કરી, ફોગટ સમય વિતાવ્યો છે, એવું માલતીને લાગતું હતું, એને સારા ગ્રંથોનો નાદ લગાડીને જ મૈયા બેસી રહ્યાં નહોતાં, પરંતુ દરરોજ રાતના પોતાના અવલોકેલા અનુભવોની વાર્તાઓ

રસિક રીતે કહેતાં હતાં. આની સચોટ અસર માલતીના હૃદય ઉપર થવા લાગી. એને પોતાની ભૂલો સમજાઈ.

મૈયાએ આત્મભોગના પુષ્કળ અનુભવો અને વાંચનની તારવણીઓ માલતી પાસે મૂકી. જે હૃદયની ઉદારતા, સંતોષ, દિવ્યાનંદ આત્મભોગથી મળે છે, તે બીજા કોઈ પદાર્થથી મળતો નથી, આર્યસ્ત્રીઓ માટે તો કુટુંબ માટે આત્મભોગ એ જ પરમ માર્ગ છે, એમ વારંવાર માલતીના હૃદય ઉપર મૈયાએ યુક્તિથી ઠસાવ્યું. અશક્ત અને શય્યાવશ દર્દીને રગેરગ આ ઉપદેશનાં બીજો ઊતરી ગયાં. માલતીની પ્રકૃતિમાં સાત્વિક બીજોનાં અંકુરો થયા. ત્રણ માસે એને કન્યા મહાવિદ્યાલયમાંથી રજા મળી.

'મૈયા, હું હવે ઘેર જાઉં ?' ગળગળી થઈ માલતીએ પૂછ્યું.

'ખુશીથી જા બેટા.'

'મૈયા, છૂટું પડતાં હૃદયને દુઃખ થાય છે.' માલતીની આંખમાંથી આંસુ પડતાં હતાં.

'બેટા, માવતરથી સાસરે જતી કન્યા જેવો બીજી વખત તને અનુભવ થાય છે.'

'મૈયા, મને જવા વખતે શું આદેશ આપો છો ?'

'બેટા, તારાથી પળાશે ?'

'જરૂર પાળીસ મૈયાજી. હું વચન આપું છું.'

'બે માસ સુધી દરરોજ તારે એક કલાક કન્યા વિદ્યાલયમાં આર્યકન્યાઓ પાસે આવવું.'

'જરૂર આવીશ મૈયા.' આભારથી દબાયલી માલતીએ વિનયથી જવાબ આપ્યો.

'બે માસ પછી પણ અમને ભૂલી નહિ જા ને? અમને તારી સોબતનો લાભ આપીશ ને?' મૈયાએ પૂછ્યું.

'મારી ચામડીના તમારા પગના ચંપલ બનાવું તો પણ તમારો પાડ ભૂલીશ નહિ. હું મારા ભલા માટે હંમેશા આવીશ. આ આશ્રમ હવે મારું અર્ધું ઘર છે.'

'મને સંતોષ થયો, તારું કલ્યાણ થાઓ'

માલતી પોતાને ઘેર ગઈ, પરંતુ મૈયા અને નીલાદેવીનો પવિત્ર સહવાસ એને ખૂબ ગમ્યો હતો. તે દરરોજ સસરાજીની ગાડીમાં કન્યા મહાવિદ્યાલયમાં આવી એકાદ કલાક ગાળવા લાગી. નીલાદેવી કોઈ પણ ઉંચા વર્ગમાં એની પાસે એકાદ સારું પુસ્તક વંચાવતા હતા. બીમારી દરમ્યાન એક નવી શોધ થઈ હતી. માલતીનો કંઠ કુદરતની કૃપાથી મીઠો હતો. એણે હવે હોંશથી સંગીત શીખવા માંડયું. એને મીરાંબાઈ, તુલસીદાસ, કબીરસાહેબ, વગેરે સંતોનાં ભજનો શીખવાની હોંશ થઈ. એણે ઘણાં કંઠસ્થ કર્યાં. દિલરુબા વગાડતાં પણ ધીમેધીમે તેને આવડી ગઈ. બે વરસની મુદતમાં તો માલતીના સ્વભાવે પુનર્જન્મ લીધો. કંકાસણી, સ્વાર્થી, કઠોર, હઠીલી અને ક્રોધી માલતીદેવીના કુસંસ્કારો મોળા પડ્યા. એને સ્થળે હૃદયની મીઠાશ, કુટુંબીઓ ઉપર સદ્‌ભાવ, વાંચન અને ભજનનો શોખ, તેમજ હૃદયની ઉદારતાનાં સંસ્કારો જાગ્યા.

કન્યા વિદ્યાલયનાં સાધ્વી મૈયાના સહવાસમાં માલતીદેવીએ પાંચ વરસો ગાળ્યાં. હવે એ કન્યા વિદ્યાલયને તન, મન અને ધનનો સરસ સહકાર આપતી હતી. એની પુત્રી આનંદી દાદાદાદી ભેગી રહેતી હતી. એને બીજું કાંઈ સંતાન થયું નહિ. એણે પોતાના

વધારાનો સમય સાસુની સોબતમાં કે કન્યા વિદ્યાલયમાં ગાળવા માંડયો. પોતે પૈસાનો સંગ્રહ કર્યો હતો, તેમાંથી એણે સરકારી લોનો ખરીદી લીધી. હવે વ્યાજવટાનો નિષ્ફળ ધંધો એણે છોડી દીધો. પોતાના ઘરમાં હિંદી પુસ્તકોની નાની લાયબ્રેરી એણે ભેગી કરી. બાળાઓને વારંવાર આમંત્રણ આપી, માલતીદેવી પોતાને ઘેર ભજન અને સંગીતના જલસા કરતી હતી. સમાજના મેળાવડાઓમાં પણ ઉત્સાહથી તે ભાગ લેતી હતી. કન્યા મહાવિદ્યાલયના વાર્ષિક પ્રદર્શનનો એ પ્રાણ હતી. કન્યાઓનાં અને ગામની સન્નારીઓનાં બનાવેલાં સુંદર ભરતગૂંથણ, ચિત્રો, ફોટોગ્રાફો, વણાટકામ, સીવણકામના નમૂના એ હોંશથી પ્રદર્શનમાં ગોઠવતી હતી. એનામાં આવડત હતી, બુદ્ધિ હતી, મહેનતઉદ્યોગ કરવાની વૃત્તિ હતી. સુસંસ્કારો અને ઉત્સાહ એમાં ભળતાં, માલતીદેવીની મહત્તા દીપી નીકળી.







## પ્રકરણ નવમું

### દશાપલટો

**નીચૈર્ગચ્છત્યુપરિ ચ દશા ચક્રનેમિક્રમેણ**

**ગાડાના પૈડાના આરાની પેઠે ભાગ્યદશા ઊંચેનીચે ગમનાગમન કરે છે.**

**મનહરલાલ** વકીલનો સંસાર અલ્હાબાદમાં ભાગ્યશાળી ગણાતો હતો. પ્રતિષ્ઠા, સુસંસ્કાર, સુવિદ્યા, પરોપકાર, ધન, ઐશ્વર્ય, સારાં કુટુંબીજનો, માન, મર્યાદા, સંગીત, ઈશ્વરભજન અને પરમાર્થ- આ સૌ આ કુટુંબને અલ્હાબાદમાં અગ્રગણ્ય શહેરી તરીકે પ્રતિષ્ઠા આપતું હતું. મનહરલાલ સ્વદેશી વસ્તુઓ વાપરતા હતા, સ્વદેશી

વસ્ત્રો પહેરતા હતા. મહાસભાના પ્રાંતિક સભાના પ્રમુખ હતા. અલ્હાબાદનો કોઈ પણ જાહેર કાર્યક્રમ કે જાહેર સભા એમના સહકાર વગરનાં નહોતાં. મનહરલાલે હવે પોતાની વકીલાતનો સમય ઘટાડી દીધો હતો. તેને બદલે જનસેવાના કાર્યમાં તેઓ વિશેષ ભાગ લેતા હતા. ફંડોમાં પોતે સારી રકમો ભરી આપવી, બીજાઓ પાસે સારી રકમો ભરાવવી, સેવાનાં કાર્યોનો વિકાસ કરવો, વ્યવસ્થા કરવી, હિસાબ રખાવવા, એ સર્વે મનહરલાલ કરતા હતા. એમને તો મૂંગી સેવા કરવાની ધગશ રહેતી, પરંતુ એમની પ્રતિષ્ઠા એવડી મોટી હતી કે છાપાંઓના દૂતો ક્યાંકથી પણ એમની પ્રવૃત્તિઓ છાપે ચડાવતા હતા. મનહરલાલની પાછળ પ્રતિષ્ઠા દાસીની પેઠે દોડતી હતી.

પરંતુ જગતમાં સુખ પાછળ દુઃખ નિયમબદ્ધ ક્યાંકથી આવે છે. સુખના ચાંદરણાં પાછળ દુઃખનાં અંધારાં ચાલ્યાં જ આવે છે. દિવસ પછી રાત્રિ આવવાની જ છે. જન્મ પછી મૃત્યુના ઓળા ઊભા જ છે. મનહરલાલ સુખના, પ્રતિષ્ઠાના, સેવાના, સુસંસ્કારના શિખરે બેઠા હતા. ઓચિંતું એમનું પતન થયું. રોગે એમને ઘેર્યા, ઓચિંતા તેઓને અર્ધાંગ વાયુએ પકડી લીધા. એક મેળાવડામાંથી પાછા ફરી તેઓ દૂધ પીતા હતા. એટલામાં એમના ઉપર 'અર્ધાંગ વા'નો હુમલો થયો. એમના જમણા પગનાં અંગો ખોટાં થવા માંડ્યાં. તરત જ બીછાના ઉપર એમને સુવાડી ડૉકટરને ટેલીફોન કરવામાં આવ્યો. કુટુંબના ડૉકટર આવી પહોંચ્યા. એમને અર્ધાંગ વાયુનાં લક્ષણો જણાયાં. જમણાં અંગો સૌ ઝલાઇ ગયાં હતાં. મનહરલાલ બોલી શકતા નહોતા. કોઈની મદદ વગર પડખું ફેરવી શકતા નહોતા. ડૉકટરોએ આ રોગ તરત માટે સુસાધ્ય જણાવ્યો નહિ. તે લાંબો સમય લેશે એવી સૌને ખાત્રી થઇ.

કૌશલ્યાદેવીની પ્રકૃતિ છેલ્લાં ત્રણચાર વરસો થયાં સારી રહેતી નહોતી. એમને દમ ચડતો હતો. જ્યારે દમ ચડતો, ત્યારે

એમને બેસીને રાત્રિ પૂરી કરવી પડતી હતી. તેઓ સીડી ચડી શકતા નહિ, એટલે બંગલાના નીચેના ખંડમાં તેઓનું સૂવાઊઠવાનું થતું હતું. તેઓને પોતાને પણ બીજાઓની સેવા જોઈતી હતી. એટલે તેઓ પતિની સેવા કરી શકે તેમ નહોતું. એમની ચૌદ વરસની દીકરી કૃષ્ણાદેવી અંગ્રેજી સાતમા ધોરણમાં શીખતી હતી. એને એક દિવસ ટાઢ આવી, ત્યારથી એને એકાંતરીઓ તાવ આવતો હતો. એ મેલેરિઆથી પિડાતી હતી. ડૉક્ટરે એને ક્વીનાઈનના ડોઝ પિવરાવી કાયર કરી નાંખી હતી. એને સમજાવીને દવા પિવરાવવાનું કામ પણ વિકટ હતું. એને પોતાને દવાની બાટલી સમયસર પીવા માટે સોંપવામાં આવતી હતી. કૃષ્ણાને દવા ઉપર એટલો ભારે અણગમો હતો કે તે દવા કોઈ ન દેખે તેમ ઢોળી નાખતી હતી. ખાળ સાફ કરતાં નાકે એની ગંધ આવી. કૌશલ્યાદેવીએ તપાસ કરતાં કૃષ્ણાએ દવા ઢોળી નાખવાની વાત સ્વીકારી લીધી. ત્યારથી એને દવા પિવરાવવાનું મુશ્કેલ કામ એના પિતાએ ઉપાડ્યું હતું.

મનહરલાલને જોવા સેંકડો મિત્રોનાં ટોળાં આવ્યાં. હોઠની દિલસોજી બતાવી સૌ ચાલતા થયા. દુઃખને વખતે સમભાવથી નિઃસ્વાર્થ ભાવે સેવા કરનાર કોઈ વિરલ જ હોય છે, સૌ એક બેત્રણ વખત દર્દીની પૂછગાછ કરી ચાલતા થયા. ઘરમાં કોઈ મોટું નહોતું. કૌશલ્યાદેવી દમિયલ હતાં, પોતે જ સેવા માગતાં હતાં, તે બીજાની સેવા શું કરી શકે? નીલાદેવી તો કન્યા મહાવિદ્યાલયને મૂકી શકે તેમ નહોતાં. માલતીદેવીએ વસ્તુસ્થિતિ સમજી લીધી. ઘરમાં નોકરોથી કામ લેવાતું હતું. કોઈ સુકાની નહોતા. કૃષ્ણલાલ હવે B. A.માં ભણતો હતો. એને પોતાની કૉલેજ સિવાય બીજો અનુભવ નહોતો. એ સેવા આપી શકે તેમ નહોતું. માલતીદેવીએ તરત પોતાના બંગલામાં જઈ સર્વ સામાન પેક કરી બંગલો બંધ કરી દીધો, અને પોતે થોડાં આવશ્યક કપડાં લઈને સસરાના બંગલામાં આવી પહોંચી.

એણે ઘરનો કારભાર પોતાના મજબૂત હાથમાં લઈ લીધો. સસરાને દવા પાવી, એમને સમયસર દૂધ દેવું, મોસંબીનો રસ કાઢી આપવો, પંખો નાખવો, શરીરને દરરોજ ગરમ પાણીમાં વાદળી બોળીને સાફ કરાવવું, શેક કરાવવો, સસરાને નિયમસર પાયખાને બેસાડવા–એ સર્વે માલતીદેવીની સીધી દેખરેખ નીચે થવા લાગ્યું. સાસુની સેવા પણ માલતીએ ખરા પ્રેમથી કરવા માંડી.

બંગલામાં ઘણા નોકરો હતા. રસોઇયા, દાસીઓ, માળીઓ, અને ઘોડાગાડીના કોચવાન સાઈસો હતા. મનહરલાલ મોટો દબદબો રાખતા હતા. માલતીએ સૌની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી. એણે સુકાન ઉપર પોતાનો કાબૂ જમાવ્યો. સૌની પાસે બેસી સૌને દિલદારી દેવી, સુવ્યવસ્થા આણવી, રોગીઓની ચિકિત્સા કરવી–એ સર્વે એણે નિયમબદ્ધ કરવા માંડયું. આખા બંગલાની અંદર ખૂણેખાંચરે કચરો પડયો હતો, તે એણે સાફ કરાવી નાખ્યો, નંદાદેવીના સ્વર્ગગમન પછી બંગલાની સુવ્યવસ્થા રહેતી નહોતી, કૌશલ્યાદેવી પ્રથમથી જ ઉદ્યોગી અને ખંતીલાં નહોતાં. તેઓને દમ લાગુ પડયા પછી તો જાણે નોકરોનું જ રાજ્ય શરૂ થયું હતું. નોકરો ગમે તેવી અવ્યવસ્થા, ઘાલમેલ અને ગંદાઈ કરતા હતા. માલતી-દેવીના શાસનમાં કામ પાછું થાળે પડવા લાગ્યું. રસોડામાંથી ગંદાઈ દૂર થઈ, ખાળો અને અનાજના ભંડારો સાફ થયા. ખૂણેખાંચરેથી ગાલીચાઓ અને શેતરંજીઓ ઊંચકી સર્વે કચરો સાફ કરાયો.

માલતીદેવીએ અનાજમાંથી કાંકરા વિણાવી દળાવવાનો પ્રબંધ કર્યો; ઘી, તેલ અને ખાંડમાં પોલ ચાલતી હતી, તે પણ સુધરાવી દીધી. અતિ મોટા પ્રમાણમાં ખાવાપીવાની વસ્તુઓનો દુર્વ્યય થતો હતો, તે પણ અટકાવવામાં આવ્યો. ઘોડાગાડીના ખર્ચા પણ મર્યાદામાં લાવવામાં આવ્યા. આખા ઘરમાં સુવ્યવસ્થા સ્થાપવામાં

આવી, એક માસમાં તો ઘરને તદ્દન સુવ્યવસ્થિત કરવામાં આવ્યું. કૉલેજીઅન કૃષ્ણલાલનો ખિસ્સાખર્ચ મોટો હતો. મનહરલાલ એને માસિક ૨૫૦ રૂપિયા આપતા હતા, પરંતુ તે પૂરા થતા નહોતા, એનાં ફી પુસ્તકો અને કપડાંનો ખર્ચો પણ મોટો આવતો હતો, આ સર્વે ઉપર તાત્કાલિક અંકુશ મૂકવાનું માલતીદેવી માટે અશક્ય થઈ પડયું. કૃષ્ણાદેવી પણ દર્દી તરીકે ખૂબ તકલીફ આપતી હતી. એને સમજાવી જેમતેમ નભાવાતું હતું.

ખર્ચ માટે નાણાંની જરૂર પડી. બેન્કમાં સહી મનહરલાલની ચાલતી હતી, મનહરલાલ તો હવે અપંગ બન્યા હતા, તેઓએ સારી નીરોગી હાલતમાં પોતાનું અર્થતંત્ર કોઈને દેખાડયું નહોતું. તેઓ ખૂબ કમાતા, તેમ ખૂબ ખર્ચતા પણ હતા, છતાં તેઓ ધનવાન હોવાનું લોકો માનતા હતા; છતાં પણ આ વિષયમાં હવે પાકી ખાતરીની જરૂર હતી. નીલાદેવી, માલતીદેવી, કૌશલ્યા અને રામલાલ સૌ મળી પરસ્પર ચર્ચા કરી, મનહરલાલના ઓરડામાં આવ્યાં. મનહરલાલ બોલી શકતા નહોતા, પરંતુ સર્વે સમજી શકતા હતા. કૌશલ્યાદેવીએ સહજ ભાવે વાતની શરૂઆત કરી, ખર્ચનાં નાણાંની જરૂર બતાવી. મનહરલાલે ડાબા હાથથી પોતાના મેજની ચાવી ખિસ્સામાંથી કાઢી આપી. એમની ઇશારત પ્રમાણે મેજના જમણા ખાનામાંથી તિજોરીની ચાવી મળી. તિજોરી ખોલતાં અંદરથી એક પીળી ચોપડી અને એક ચેકબુક મળી આવ્યાં. બંગલાના દસ્તાવેજો પણ અંદર હતા.

રામલાલે પીળી ચોપડી તપાસી જોઈ. મનહરલાલ એમાં હિસાબ નોંધતા હતા. તેઓ વિગતવાર હિસાબ રાખવાની દરકાર કરતા નહિ. એમની પેદાશ દર માસે ૮૦૦થી ૯૦૦ રૂપિયા હતી. ખર્ચ પણ તેટલું જ હતું. નાણાંસંગ્રહ કરવા તરફ મનહરલાલનો

પક્ષપાત નહોતો. છેવટે બધું જોતાં બે હજાર રૂપિયા બેન્કમાં જમે હતા. સામે એક શાહૂકારનું દશ હજાર રૂપિયાનું કરજ હતું, બંગલો ઘરનો હતો. આમદાનીનું સાધન–વકીલાત હવે બંધ થઈ હતી. ખર્ચ દર માસે ૮૦૦ રૂપિયાનું ઊભું હતું. દશ હજારનું કરજ પણ કેમ ફેડવું એ સવાલ હતો, રામલાલની કમાઈ તો માસિક દોઢસો રૂપિયા જેટલી હતી. સૌ એકબીજાના મોઢા સામે જોઈ બેસી રહ્યાં. રામલાલ વ્યવહારના કામમાં અજાણ હતો. નીલાદેવી પોતાના કન્યાવિદ્યાલયના કામ સિવાય કાંઈ જાણતાં નહોતાં. કૌશલ્યાની ચિંતાનો ભાર સાસુ અને પતિએ પાંત્રીસ વરસો સુધી વહ્યો હતો. માલતીદેવીએ તરત ઊભા થઈ સૌને બહાર આવવા ઈશારો કર્યો. કૌશલ્યાદેવીના ઓરડામાં જઈ સૌ બેઠાં. માલતીએ બારણાં બંધ કરી સૌને પૂછ્યું:

'વડીલના હિસાબની ચોપડી આપણે વાંચી. હવે શું કરીશું?'

સૌ મૂગાં થઈ ગયાં. કોઇને માર્ગદર્શન થયું નહિ. આવડત અને અનુભવ વગર બુદ્ધિ માર્ગશોધન કરી શકતી નથી. માલતીદેવીએ કહ્યું:

'વડીલની પ્રતિષ્ઠા પ્રમાણેનું ગૃહખર્ચ આપણે નિભાવી શકીશું નહિ. વડીલ પાસે કાંઈ ધન નથી. ઊલટું કરજ છે. આપણી પાસે બે ફરજો છેઃ (૧) ઘરખર્ચ નિભાવવું, (૨) કરજ ભરવું. આમદાની કાંઈ નથી એટલે આ બંને ફરજો કેમ પૂરી કરવી તે મોટી મુશ્કેલીનો સવાલ છે; છતાં પ્રયત્નો તો જરૂર કરવા જ પડશે. તે સિવાય એક દિવસ પણ આપણું સંસારચક્ર ચાલી શકશે નહિ. સૌથી પ્રથમ આપણી આવકનાં સાધનો જોઇએ. આપણી માસિક આવક રૂ. ૧૫૦ની છે, તે સિવાય ખર્ચ ચલાવવાનો બીજો કોઈ માર્ગ નથી, માટે આપણે રૂ. ૧૫૦માં

સર્વ વ્યવહાર ચલાવવો પડશે. આપણે રસોઇયા, ઘોડાગાડીઓ અને અન્ય મોજશોખને રજા દેવી પડશે, ખૂબ કરકસરથી કામ લેવું પડશે. ત્રણત્રણ બીમારોની સેવા અને ચિકિત્સા વધારે ખર્ચ માગશે. જો આપ સર્વ વડીલોની ઇચ્છા અને સહાનુભૂતિ હોય, તો હું આ કામ ઉપાડવા રાજી છું. અપજશિયું આ કામ છે, છતાં તેથી કરીને મારી ફરજ હું જતી નહિ કરૂં. હું આ કામ ખરા હૃદયથી કરીશ. આપ સૌની સંમતિ છે ?'

સૌએ માથું ધુણાવી સંમતિ આપી.

માલતીદેવીએ બૅંકના મેનેજરને ટેલીફોન કરી બોલાવ્યો એની સન્મુખ અને ડૉકટરની હાજરીમાં મનહરલાલે ચેક ઉપર સહી કરી, રૂ. ૨૦૦૦) મંગાવી લીધા. માલતીદેવીએ પાંચ નોકર અને બે દાસીઓને એક માસનો પગાર અને ૨૦–૨૦ રૂપિયા બક્ષિસના આપી રજા દઈ દીધી. રસોઇયા અને ઘોડાવાળાને પણ રજા આપી અને ગાડીઘોડા ૩૫૦૦ રૂપિયાની કિંમતે વેચી નાખ્યાં. એક ગાય માત્ર રાખી બાકીની ચાર ગાયો આપી દીધી. બંગલાનો ઉપરનો ભાગ વિશાળ કુટુંબને અનુરૂપ હતો. તે પણ માસિક એકસો રૂપિયાના ભાડે આપી દીધો. આખું કુટુંબ નીચે રહેવા આવ્યું. એક નોકર અને એક દાસી માત્ર રાખવામાં આવ્યાં. દાસી રસોઈ કરે એવી ગોઠવણ થઈ. ઘરની સ્ત્રીઓ તે કામમાં સહકાર આપે એવી કબૂલાત થઈ. બહુ જ જરૂરનું થોડું ફર્નિચર રાખી કિંમતી ગાલીચા, પલંગો, તિજોરી, મેજો, સોફાઓ, આરામખુરશીઓ લિલામમાં વેચવા મૂકી દીધાં. એના રૂ. ૨૫૦૦) ઊપજ્યા. ગાડીઘોડા અને ફર્નિચરના પાંચ હજાર રૂપિયા મળ્યા હતા. તે સર્વે કરજવાળા શાહુકારને ભરી આપ્યા. પોતાની પાસે પતિના પગારમાંથી કરકસર કરી બચાવેલા અગાઉના રૂપિયા પાંચ હજાર હતા, તે પણ કરજમાં ભરી હિસાબ ચોખ્ખો કરી નાખ્યો.

નીલાદેવી બંગલે દરરોજ આવતાં હતાં. દર અઠવાડિયે એક વખત માલતી પણ કન્યા મહાવિદ્યાલયમાં જતી હતી. સાધ્વી મૈયા પાસે એ હૃદયની સર્વે વાતો કરતી હતી. પોતાની યોજનાઓ માટે તે સંમતિ મેળવતી હતી. સાધ્વી મૈયા એને એક જ ભલામણ કરતાં હતાં: 'પ્રતિષ્ઠાના ખોટા દબાણમાં કર્તવ્ય ભૂલીશ નહિ.' હમણાં આ કુટુંબનું માસિક ખર્ચ રૂ. ૨૫૦ જેટલું આવતું હતું. દર માસે ૫૦ રૂપિયા વડીલોની ચિકિત્સા અને ફળાહારનું ખર્ચ આવતું. ૧૫૦ રૂપિયા કુટુંબને સાદાઈથી રહેવાનું ખર્ચ લાગતું હતું. ૨૫ રૂપિયા કૃષ્ણલાલ અને કૃષ્ણાદેવીનું શાળાખર્ચ લાગતું હતું. ૨૫ રૂપિયા જરૂર પડે તે માટે સેવિંગ્સ બેંકમાં જમે થતા હતા. રામલાલને ઉત્તેજન આપી બે ટયુશનો લેવડાવ્યાં હતાં, આથી પચાસ રૂપિયા વધારે મળતા હતા, પરંતુ તેમાંથી ૨૫ રૂપિયા બંગલાના કર પેટે મ્યુનિસિપાલિટીને દેવા પડતા હતા.

માલતી સવારના વહેલી ઊઠીને ગૃહકામમાં પરોવાતી હતી. એ સગડી સળગાવી દૂધ દોવરાવી પોતાને હાથે દંતમંજન વડીલના દાંત ઉપર લગાડી, બ્રશથી સાફ કરી, તેમની પાસે કોગળા કરાવી લેતી હતી. ગરમગરમ દૂધનો કપ પણ દેતી હતી, સાસુજી પાસે દાતણ અને પાણીનો લોટો મૂકી આવતી, તેઓ દાતણ કરી લેતા એટલે એમના માટે દાસીએ ગરમ કરેલું પાણી નાયણીમાં મૂકી દેતી. ધોયેલું છાયલ તથા ટુવાલ પણ મૂકી દેતી. સાસુ નાહીને આવે એટલે નાનો ગાલીચો પાથરી સાસુની માળા મૂકી હોય, સાસુ માળા ફેરવી લે એટલે ચ્હાનો કપ અને દવાની પડીકી પોતાને હાથે પિવડાવે. સસરાજીને નોકરે ગરમ પાણીમાં બોળી વાદળીના કટકાથી અંગ સાફ કરીને નવાં કપડાં પહેરાવ્યાં હોય, તેમને ડૉકટરની દવા પિવડાવે. રસોઈ માટે સીધું કાઢી આપે, રામલાલ સવારના બજારમાં જઈ શાક અને ફળ લાવ્યા હોય, તે પોતે

હાથે સમારી તૈયાર કરી આપે. રામલાલ અને કૃષ્ણલાલ માટે વહેલું ખાવાનું તૈયાર કરાવી એમને જમાડી કૉલેજ માટે તૈયાર કરે.

કૃષ્ણાદેવીની માંદગી બે માસ ચાલી. એ છોકરીએ માલતીદેવીને ભારે કઠિન તપશ્ચર્યા કરાવી હતી. તે દવા પીએ તે માટે દરરોજ ખૂબ પ્રેમથી સમજાવે, ત્યારે જેમતેમ દવા પિવાય. પછી ખાવાના કજિયાની શરૂઆત થાય. કૃષ્ણાને પથ્ય બિલકુલ ગમતું નહોતું. એટલે જાતજાતના પદાર્થોનું મન કરી તે રોવા મંડી જાય. માલતીદેવી પણ મજબૂતાઈથી ડૉક્ટરના કહેવાથી વધારે કાંઈ ન ખાવાનું સમજાવે. વડીલ માટે ફળ અને દૂધ તૈયાર કરી પોતાને હાથે લઈ, એમની ખુરશી ઉપર બેસીને સૂતાંસૂતાં ખવડાવી આપે, મોઢું ધોવડાવી રજા લઈ જાય. સાસુને દમ જરા પણ હાલચાલ કરવા દેતો નહિ, એટલે પોતાને હાથે થાળી પીરસી સાસુની પાસે જઈ મૂકે, સાસુને જમતી વખતે પંખો નાખે, વાતો કરી એમની પ્રસન્નતા મેળવે. માલતીદેવીનો ઘણો સમય આમ વૃદ્ધોની અને બીમારોની સેવામાં જતો હતો. એમની સેવા એ ખરા હૃદયના ભાવથી કરતી હતી.

મનહરલાલે ત્રીસ વરસ સુધી મિત્રોનું રૂડું આતિથ્ય કર્યું હતું. તેણે અનેકનાં કામો કરી આપ્યાં હતાં. પરમાર્થ માટે એણે સર્વસ્વ અર્પણ કર્યું હતું. પરંતુ એની બીમારી વખતે કોઈ કામ ન આવ્યું. થોડો સમય મિત્રો તબિયતના સમાચાર પૂછવા આવતા હતા, પરંતુ તેમનું આતિથ્ય હવે આ સ્થાનમાં શક્ય નહોતું. સૌ આતિથ્ય, વિનોદ અને સ્વાર્થસિદ્ધિ માટે મનહરલાલના મિત્રો બન્યા હતા. પરંતુ એકાદ બે અપવાદો સિવાય બાકીનાઓ તો ફૂલમાં સુગંધી હોય, ત્યાં સુધી જ ફૂલની સોબત શોધનાર મધમાખ જેવા હતા, એક બે મિત્રો વારંવાર તબિયતની પૂછપરછ

કરવા આવતા, બે ઘડી બેસી કાંઈ વિનોદવાર્તાઓ પણ કરતા, ડૉક્ટરને વરધી પણ આપી આવતા. તેઓ ખરા દિલથી મનહરલાલ પ્રત્યે ભાવ રાખતા હતા, પરંતુ ધીમેધીમે કાંઈ કામ ન હોવાથી એમનો અવરજવર ઓછો થયો હતો.

સંસારનું નાવ ધીમેધીમે આગળની પેઠે ચાલવા માંડ્યું. માત્ર જે શ્રીમંતાઈ અને હાથછૂટ આગળ હતાં તે રહ્યાં નહોતાં. શહેરમાં આ કુટુંબ પ્રતિષ્ઠા અને ઐશ્વર્યમાં ઉચ્ચ પદવી ધરાવતું હતું, પરંતુ હવે એ મધ્યમ હાલતમાં આવી પડ્યું. સુંદર સેવા અને સુચિકિત્સા છતાં મનહરલાલનું આરોગ્ય આગળ જેવું થયું નહિ. સાધારણ સુધારો થતાં બિછાના ઉપરથી આરામખુરશી ઉપર બેસવાની એમનામાં શક્તિ આવી હતી, પરંતુ બહાર નીકળી શકતા નહોતા. કૃષ્ણાની તબિયત સુધરી જતાં એ હવે શાળામાં જવા માંડી હતી. કૌશલ્યાદેવીનું આરોગ્ય મંદ હતું, બે દિવસ સારી તબિયત હોય ત્યારે, એકાદ દિવસ વળી તાવ આવે કે અપચો થાય. કુટુંબે જાહેરમાં ભાગ લેવો છોડી દીધો. લોકો એમને ભૂલવા લાગ્યા. સમૃદ્ધિશાળી અને પ્રભાવશાળી કુટુંબોમાં એમનો અવરજવર બંધ થઈ ગયો.







## પ્રકરણ દસમું

### કૃષ્ણલાલનું અધઃપતન

મનહરલાલનો નાનો પુત્ર કૃષ્ણલાલ B. A. માં તત્ત્વજ્ઞાનનો વિષય લઈ ભણતો હતો. એ હોશિયાર અને મહેનતુ હતો. પિતાના ઉત્સાહ અને ઉત્તેજનથી એ હમેશાં ઊંચે નંબરે પરીક્ષાઓ પસાર કરતો હતો, એનો સ્વભાવ મળતાવડો અને આનંદી હતો, પરંતુ યૌવનસુલભ તોફાન અને તોફાનીઓની સોબત એને પસંદ આવતાં હતાં. પિતાજીની દેખરેખ નીચે એ માર્ગ ઉપર ચાલ્યો આવતો હતો, પરંતુ એના મગજમાં નટનટીઓની કથાઓ અને એમનાં ગાયનો માટે એક નરમ ખૂણો હતો. કૃષ્ણલાલને સંગીતનો શોખ હતો. એનો કંઠ સુરીલો હતો. સંગીતમંડળમાં રાત્રિ પસાર

કરવી એને મન તદ્દન સાદી વાત હતી. પિતા એનો સિનેમા જોવાનો શોખ નિયમ મુજબ ક્યારેક્યારે પૂરો કરતા હતા. B. A.ની પરીક્ષા પણ એણે આપી સન્માન સાથે. કૃષ્ણલાલ પોતાના નામ પાછળ બે અક્ષર વધારવા સફળ થયો, કુટુંબીઓની ઇચ્છાથી એણે પહેલી એલ. એલ. બીનો અભ્યાસ ચાલુ કર્યો, લૉ કૉલેજમાં એ દાખલ થયો.

એના મિત્રમંડળમાં જયંત મહેતા ભળ્યો. જયંત મહેતા મૅટ્રિક થઈ સિનેમાલાઇનમાં પડ્યો હતો. એનો મોટો ભાઈ કાશ્યપ મહેતા ફિલ્મો તૈયાર કરનાર કંપનીનો ડાયરેક્ટર હતો. જયંત મહેતા માસિક બસો રૂપિયાના પગારે નટ તરીકે સિનેમામાં કામ કરતો હતો. કૃષ્ણલાલને સિનેમાનો શોખ હતો, પરંતુ એના કુટુંબમાં પૈસાની રેલમછેલ નહોતી, એને એના પિતા માસિક ૨૫ રૂપિયા હાથખર્ચી માટે આપતા હતા. માલતીદેવીએ આ હાથખર્ચી પેદાશના અભાવે બંધ કરી. કૃષ્ણલાલ પોતાના શોખ પૂરા પાડવામાં મુશ્કેલી અનુભવી રહ્યો. કુટુંબ ઉપર એ મનમાં ચિડાતો હતો. આ સિવાય માલતીદેવી એને સમજાવીપટાવી ટ્યુશનો લેવા આગ્રહ કરતી હતી, પરંતુ શોખીન કૃષ્ણલાલ એ ઘોડે ચડવાની અશક્તિ દર્શાવતો હતો.

જયંત મહેતાની સોબત કૃષ્ણલાલને પસંદ પડી ગઈ. બંને યુવાન, રંગીલા, સિનેમાના શોખીન, સારાં વસ્ત્રો સજવાના શોખીન હતા. બંને વચ્ચે ત્રણ–ચાર માસમાં ગાઢ મૈત્રી થઈ ગઈ. કૃષ્ણલાલને મહેતાની સોબત મનભાવતી થઈ પડી. સિનેમામાં કૃષ્ણલાલનો અબાધ્ય પ્રવેશ થઈ ગયો. જ્યારે ઇચ્છામાં આવે, ત્યારે એને દાખલ થવાનો હક્ક મળ્યો. કૉલેજમાંથી છૂટ્યા પછી કૃષ્ણલાલ પરબારો સિનેમામાં જતો. બંને મિત્રો ફરવા સાથે જતા. રસ્તામાં સારી

હૉટલમાં બંને સહભોજન કરતા અને નટનટીઓની પુરાણુ કથાઓનાં પોથાં ઉઘાડતા હતા. જયંત આ વિષયનું ઊંડું જ્ઞાન ધરાવતો હતો. નટનટીઓની પ્રેમકથાઓની અનેક આવૃત્તિઓ આ સ્થળે થતી હતી. એમની આકર્ષણુશક્તિ, એમનું સંગીત, એમના વસ્ત્રાલંકારોનો શૃંગાર, એમની કળા, એમના વચ્ચે ચાલતા રાગદ્વેષો, નટીઓના પ્રેમીઓની કથાઓ, રંગભૂમિ ઉપર એમના અંગમરોડ, નૃત્યો, અને એમને મળતા મોટા પગારો— આ વિષયો ખૂબ રસથી ચર્ચાતા હતા. જયંત મહેતા આ નટ-નટીઓનાં ખાનગી જીવનનાં પાનાં વાંચવામાં કુશળ હતા.

બંને મિત્રો સિનેમામાંથી પાછા ફરતા હતા. બંને સાથે મળીને સિનેમા જોઈ, ફિલ્મના ગુણદોષો વિષે રસિક ચર્ચા કરતા હતા. મહેતા એક નટ હતો, ડિરેક્ટરનો ભાઈ હતો. એને જ્યાં ફિલ્મો તૈયાર થતી, ત્યાં જવાનો સ્વતંત્ર અધિકાર હતો. એના મિત્રને પણુ એવી જ સ્વતંત્રતા એની સોબત અપાવતી હતી. ચિત્રોનું શૂટિંગ કેમ ચાલે છે, કેવી રીતે કચકડાની પટી ઉપર ફોટોગ્રાફો લેવાય છે, કેવી રીતે કૃત્રિમ દૃશ્યો ઊભાં થાય છે, કેવી રીતે પર્વતો, નદીઓ અને જંગલોમાં શૂટિંગ થાય છે, કેવી કળાથી એ સર્વેને સળંગ વાર્તામાં ગૂંથી ફિલ્મ ઉપર ઉતારાય છે—આ સૌમાં કૃષ્ણુને રસ આવ્યો. એ આશ્ચર્યથી આ સર્વે કેમેરાના જાદુને જોવા લાગ્યો. એને આ ઉદ્યોગ પ્રત્યે ભાવ પેદા થયો. એક ભક્તકથા કચકડા ઉપર ઊતરતી હતી. ભક્તની સહનશીલતા, પ્રભુભક્તિ, અનન્ય શ્રદ્ધા, એની નમ્રતા, પ્રભુ ઉપર સર્વસ્વ ન્યોછાવર કરવાની શક્તિ, દયા, માયા અને જિગરનો બળતો પ્રેમ જોઈ એ અત્યંત આશ્ચર્ય પામ્યો.

નટનટીઓના સમાગમમાં પણુ કૃષ્ણુ આવ્યો. બહારના સ્વર્ગની પાછળ ધગધગતું નરકાગાર પણુ એની નજર સન્મુખ સ્વપ્નની

પેઠે ખડું થયું. નટનટીઓની પરસ્પર ઈર્ષ્યા, પરસ્પર ખેંચાખેંચી અને તેજોવધના કિસ્સાઓ તેના કર્ણપટ ઉપર અથડાવા લાગ્યા. બહારથી ખૂબ સુંદર લાગતી આ સુંદરીઓ અંદરથી એને રાગદ્વેષથી ભરેલી લાગી. સામાન્ય દેખાવની અને અતિ આકર્ષક નહિ એવી નટીઓ સુંદર વસ્ત્રાલંકારો, રંગ અને ટાપટીપ નીચે કેવી સુંદર પડદા ઉપર દેખાય છે તે પણ એણે જોયું. બહારથી એકબીજા માટે મધુર શબ્દ બોલતાં આ નટનટીઓ અંદર કેવા ભયંકર અને દીર્ઘ સમય સુધી ચાલે એવા ખટરાગો સેવી રહ્યા છે, તે પણ કૃષ્ણને નગ્ન સ્વરૂપમાં જોવાનું મળ્યું. મુખથી આ રૂપાળી નટીઓ અને આદર્શરૂપ નટો કેવી ગલીચ વાણીને પ્રકટ કરી શકે છે, તે પણ એણે જોયું. આ સંસ્કારી કુટુંબના ઉચ્ચ જીવનમાં ઊછરેલા યુવકને આખું વાતાવરણ અસંસ્કારી લાગ્યું.

કૃષ્ણ યુવક હતો. આ લાઈન તરફ એને આકર્ષણ હતું. એના ઉત્સાહ અને કાર્યશક્તિને આ ક્ષેત્ર અનુકૂળ છે, એવો ભ્રમ એના મનમાં કાયમ હતો. પોતે સારી કળા, સરસ શક્તિ અને ઉચ્ચ અભિનય બતાવી શકશે એવી એને શ્રદ્ધા હતી. એ પોતાની કાર્યશક્તિ આ ધંધામાં ઝળકી ઊઠશે એમ માનતો હતો. એના કુટુંબને આ ધંધા તરફ શ્રદ્ધા નથી એ તે સારી રીતે જાણતો હતો. એ પરવાનગી લેવા જશે તો એને વડીલો આ કામમાં ઝંપલાવવાની પરવાનગી આપશે નહિ, એ તે સારી રીતે જાણતો હતો. એને વકીલાતનો ધંધો પસંદ નહોતો. એમાં એને રસ પડ્યો નહિ. એણે પહેલી એલ. એલ. બી.ની ટર્મ ભરી હતી. સર્વે પરીક્ષાઓમાં પાસ થનાર આ હોશિયાર યુવક પહેલી જ વાર બી. એ. એલ. એલ. બી.ની પરીક્ષામાં નાપાસ થયો. કાયદાના અભ્યાસમાં તેનું મન પ્રથમથી જ રસવગરનું હતું. સિનેમાના શોખે એને કાયદાને વિસરાવ્યો.

કૃષ્ણલાલ ઘેર મોડો આવતો, એ વાત ઉપર એનાં કુટુંબીઓનું ધ્યાન ખેંચાયું હતું. કૌશલ્યાદેવી, માલતીદેવી અને રામલાલ ત્રણેય મળી એને સમજાવ્યો, પરંતુ યુવકે પોતાની નિર્દોષતા જાહેર કરી, માત્ર શોખ માટે જ ત્યાં જતો હોવાનું જાહેર કર્યું હતું. કુટુંબને પરસ્પરની વાતમાં શ્રદ્ધા હતી, એટલે એકબીજાની વાત માનવાનો રિવાજ હતો. એ વાત પડતી મૂકવામાં આવી, પરંતુ કૃષ્ણલાલ જ્યારે પહેલી બી. એ. એલ. એલ. બી.માં નાપાસ થયો, ત્યારે સૌને આશ્ચર્ય સાથે ચિંતા થઈ. પરંતુ કુટુંબમાં શિસ્ત હોવાથી કોઇએ કૃષ્ણલાલને ઠપકો આપવાનું ઉચિત ધાર્યું નહિ, કૃષ્ણ પણ નાપાસ થવાથી કાયદા તરફ અભાવ ધરાવવા લાગ્યો. એણે કાયદાનું શિક્ષણ છોડી દેવાનો નિશ્ચય કર્યો.

જયંત મહેતા સાથે ગોઠવણ કરી કૃષ્ણલાલ સિનેમાની લાઈનમાં જોડાયો. માસિક ૫૦ રૂપિયા પગાર શરૂઆતમાં મળવાનો હતો. ૭ માસ પછી પગાર વધવાનો સંપૂર્ણ સંભવ હતો, કાશ્યપ મહેતાએ એને અભિનય શીખવવાનો બંદોબસ્ત કર્યો. સંગીત સાથે નટ તરીકેની કળા એણે શીખવવા માંડી, કૃષ્ણનો કંઠ સારો હતો. બુદ્ધિમાન હોઈ તે શિક્ષણ માટે પ્રેમ ધરાવતો હતો, એટલે એની એ લાઈનમાં ઝડપી પ્રગતિ થઈ. એનાં કુટુંબીઓને એણે સહજ ભાવે વાત કરી. માતા કદી બોલી નહિ, પરંતુ એના મોઢા ઉપર નિરાશા છવાઈ રહી. એની આંખોમાંથી આંસુનું એક ટીપું પડ્યું. માલતીદેવીએ સહેજ ઠપકાભર્યો ભાવ જાહેર કર્યો.

'કૃષ્ણલાલ, તમે સિનેમાલાઈનમાં ઝંપલાવ્યું, તે પહેલાં તમારા વડીલોની શું સલાહ લેવાની અગત્ય નહોતી?'

'મને એની અગત્ય લાગી નહોતી.'

'આપણા કુટુંબની શિસ્ત તો તમે જાણો છો, શિસ્તભંગનો આ પ્રથમ દાખલો નથી?'

'હું તેમ માનતો નથી. મારો ધંધો પસંદ કરવાની હું સંપૂર્ણ સ્વતંત્રતા ધરાવું છું. કાંઈ અનુચિત કરૂં તો શિસ્તભંગ ગણાય.'

'એ સિનેમાનાં નટનટીઓ સંબંધી લોકોમાં અનેક વાતો ચાલે છે, એ ધંધો શું આપણે માટે આબરૂદાર ગણાય ?'

'એ ધંધો ખરાબ નથી, વ્યક્તિગત દૂષણથી ધંધાને દોષ લાગે નહિ.'

માલતીદેવી ચૂપ રહ્યાં, સાંજે નીલાદેવી અને સાધ્વી માતા પાસે એમણે કૃષ્ણલાલ સંબંધી હકીકત કહી સંભળાવી.

'મૈયા, હવે શું કરવું? છોકરે અયોગ્ય ધંધો ગ્રહણ કર્યો છે.'

'માલતી, વડીલ મનહરલાલ કાંઈ બોલ્યા નહિ ?'

'મૈયા, તેઓ હવે સંસારી બાબતમાં માથું મારતા નથી. તેઓ આખો દિવસ ગીતાજી વાંચે છે. એમણે સૌ ચિંતા છોડી દીધી છે.'

'તમારે હવે કાંઈ હમણાં કરવાનું નથી. યુવાની દિવાની છે. થોડો વખત એ યુવાનના ભાગ્યમાં કડવા અનુભવો લેવાનું લખ્યું છે. એ વાર્યો નહિ વળે, તમે એને અટકાવી શકશો નહિ. સિનેમાસંસારની થોડી થપ્પડો એને ગાલે લાગશે, એટલે એ પોતે સમજી શકશે. કૃષ્ણનું હૃદય કુંદન છે. એનાં માત-પિતા ઉચ્ચાં સંસ્કારી છે, એટલે પતન અને દુષ્ટતાનાં ફળો એ ચાખશે કે તરત એના હૃદયના ઉચ્ચ સંસ્કાર એને તમારી સોડમાં ખેંચી લાવશે.'

'મૈયા ! તમે મને સુધારી તેમ કૃષ્ણને નહિ સુધારો ? એને કલણભૂમિમાં લપસવા દેશો ?'

'ના બેટા, અકાળે ફળ ક્યાંયે પાક્યાં છે? એને ઘોડે ચડવા દો.'

કૃષ્ણલાલે ૭ માસમાં ઠીક પ્રગતિ કરી. એને પગાર પણ માસિક એકસો રૂપિયા થયો. એક દિવસ જયંત, કૃષ્ણ અને બીજા નટ મિત્રો હૉટલમાં બેસી રહ્યા, ભજિયાં, કાંદાનું શાક, માવાપુરીઓ, કચોરી વગેરે આરોગતા હતા. જમ્યા પછી સૌએ કાતરછાપની સિગારેટોની ડબીઓ કાઢી ધૂમ્રપાનનો આનંદ લેવા માંડ્યો. માત્ર કૃષ્ણલાલ એ સૌભાગ્યથી વંચિત હતા.

'કૃષ્ણ, લે જરા બે ફૂંક માર, એની લહેજત તો ચાખી જો.' વિનોદે કહ્યું:

'ના ભાઈ, આ લહેજત તમને સૌને મુબારક હો.'

'અરે મૂર્ખ, પંક્તિભેદ રાખતાં શરમ આવતી નથી?' નલિને કહ્યું:

'એમાં તે શું આગ્રહ કરો છો? એ તો વ્યક્તિગત શોખનો સવાલ છે.'

'નહિ ભાઈ, આ તો અમારી સૌની આબરૂનો સવાલ છે. આવી નાની વાતમાં જીદ કરે છે તો અમારા સમાજમાં કેમ ટકી શકીશ?'

'જો નાની જ બાબત છે, તો તમે શા માટે મારા ઉપર જોરજુલમ કરવા માગો છો? મને સિગારેટ પીવાની ટેવ નથી.'

'હવે જીભતોડ મૂકી દે ને, લે, ભલોભાઈ થઈ બે ફૂંક મારી લે. સિગારેટ પીવામાં કાંઈ પાપ નથી. મિત્રો તો સમાનધર્મી હોવા જોઇએ.'

'મારે નથી પીવી,' કૃષ્ણે સિગારેટ પીધી નહિ.

પરંતુ મિત્રો એને છોડે તેવા નહોતા. એમના કેટલાકની વચ્ચે કૃષ્ણને વટલાવી સિગારેટ પિવડાવવા માટેની હોડ થઈ હતી. વારંવારના દબાણથી છેવટે એને બે ફૂંક લેવી પડી. પછી તો એ ધીમેધીમે એની સાથી બની. કૃષ્ણ એક પગથિયું નીચે ઊતર્યો. હવે એના ખિસ્સામાં સિગારેટની ડબીએ નિવાસ કર્યો.

ઘણાં નટનટીઓ વિલાયતી બ્રાંડીના ભક્ત હતાં. કૃષ્ણને એ પદાર્થ ઉપર ચીડ હતી. એને વટલાવવા કેટલાક નટો અજબ યુક્તિઓ કરવા લાગ્યા. કેટલાક માણસો બીજાઓના પતનમાં ખુશી થાય છે, તેઓ પોતાની ટોળીનો વિકાસ કરવા માગે છે. આ નટો કૃષ્ણલાલ કદી પણ પીશે નહિ એવી ખાત્રી ધરાવતા હતા, એટલે એમણે દગાનો માર્ગ લીધો. કૃષ્ણને સોડાના ગ્લાસમાં કે લેમોનેડના ગ્લાસમાં થોડાં ટીપાં નાખી તે આપવા માંડયો. ધીમેધીમે સમજાવટ, કપટ અને મશ્કરી કરી એમણે દારૂ પિવડાવવાની ભૂમિકા તૈયાર કરી, કૃષ્ણલાલ દારૂનો ભક્ત તો કયારે પણ ન થયો; છતાં એ કયારેકયારે મિત્રો સાથે આગ્રહ થતાં જરા પીતો હતો. કૃષ્ણલાલ બીજું પગથિયું ઊતર્યો હતો. કૃષ્ણલાલ વિશેષ અનુભવ માટે મુંબઈ જઈ ત્યાં એક સિનેમા કંપનીમાં જોડાયો. જયંત પણ એની સાથે મુંબઈ ગયો.

નટીઓની સોબતમાં કૃષ્ણલાલને ચેન પડતું નહિ. એ શરમાળ હતો. સ્વતંત્ર અને યુવાન નટોની સોબતમાં રાચતી નટીઓ એને આકર્ષવા પ્રયત્ન કરતી હતી. કૃષ્ણલાલને કૉલેજની કેટલીક ઉછાંછળી વિદ્યાર્થિનીઓ સ્મરણમાં આવતી હતી. કૃષ્ણલાલ યુવાન હતો. શરીરે સશક્ત અને સીધા સોટા જેવો હતો. એનું મોઢું ગૌર અને ગોળ હતું. આંખો મોટી અને આકર્ષક હતી.

એની બેદરકારી પ્રત્યે યુવતીઓને ખેંચાણ હતું. કૃષ્ણ યુવતીઓના સંસર્ગથી દૂર રહેતો હતો. જે પોતાનાથી દૂર રહે, તેને ખેંચવા પ્રયત્નો કરવા એ મનુષ્યધર્મ છે. વિદ્યાર્થિનીઓ એમના પ્રયત્નોમાં નિષ્ફળ નીવડી હતી. નટીઓ પણ ફાવી નહિ. પ્રલોભનો કૃષ્ણના દૃઢ મનોબળને ચળાવી શક્યાં નહિ. નટીઓના પ્રેમ તરફ એ આકર્ષાયો નહિ. ઓષ્ઠ ઉપર રંગ લગાડી અને મોઢા ઉપર પાઉડર લગાડનાર, બહારથી ખૂબ આડંબર કરનાર આ પ્રેમપંખણીઓ તરફ એનું મન વળ્યું નહિ. એણે એમના આંતરજીવનનો ઊંડો અભ્યાસ કર્યો હતો. એ જીવન સુખી કે સાત્વિક નહોતાં, એ તે સારી રીતે જાણતો હતો. આથી એ માર્ગનું એણે અવલંબન કર્યું નહિ.

વૃંદા જોશી એક ખૂબ ઊગતી અને આગળવધતી નટી હતી. એણે ઈન્ટરની પરીક્ષા પાસ કરી હતી. તે સારા કુલીન ગૃહની કન્યા હતી. એને બાળપણથી જ સિનેમાની નટી થવાનો શોખ હતો. એની જ્ઞાતિમાં યોગ્ય મુરતિયાઓનો અભાવ હતો. માબાપની કુલીનતા અને આબરૂ એને જ્ઞાતિ બહાર જવા દે તેમ નહોતું. વૃંદાએ કૉલેજમાં એક અવર જ્ઞાતિના ગ્રેજ્યુએટ વિદ્યાર્થી સાથે મૈત્રી કરી. એ મૈત્રી પ્રેમનું સ્વરૂપ પકડવાના માર્ગે વહી જતી હતી. માતપિતાને કોઈ ઈર્ષાળુ વિદ્યાર્થીએ ખબર આપ્યા. માતપિતા ચોંક્યાં. એમણે પુત્રીનો અભ્યાસ અટકાવી એને ગૃહકામમાં પ્રેરી. પહેલી તકે એક પાંત્રીસ વરસના વિધુર વેપારીને એનું વાગ્દાન માતપિતાએ કર્યું. વૃંદાએ બળવો કરવાની ધમકી આપી, પરંતુ માતપિતાએ એના ઉપર ચોકી બેસાડી. ચોકીમાંથી રાત્રિના નાસી છૂટીને વૃંદા એક વિદ્યાર્થિનીના ગૃહે અતિથિ બની. બીજે દિવસે એ સિનેમાલાઈનમાં જોડાઈ ગઈ. સિનેમાલાઈનમાં એની કદર થઈ. માસિક પાંચસો રૂપિયાનો

પગાર એને મળતો હતો. વૃંદા આકર્ષક સુંદરી હતી. શરીરનો રંગ ઘઉંવર્ણો હતો, પણ એની મોટી આંખો, નમણું નાક, દાડમશી દંતપંક્તિ અને આરોગ્ય સુંદર આકર્ષણ રૂપ હતાં.

કૃષ્ણલાલની વાત ખરી હતી. સિનેમાલાઇન એ ધંધા તરીકે ખરાબ નથી, પરંતુ એમાં મજબૂત મનના આત્માઓનું કામ છે. એમાં પણ કેટલાંક નટનટીઓ સંયમી જીવન ગાળે છે. વૃંદા પણ સંયમી બાળા નીવડી. નટો અને બહારના પ્રેક્ષકોએ એના માર્ગમાં પ્રલોભનો મૂકવા માંડયાં, પરંતુ આ બહાદુર બાળા કદી પણ માર્ગચ્યુત થઈ નહિ. મુખ્ય નટી સવિતાદેવીનો એને મોટો આશ્રય હતો. સવિતા એને પોતાની નાની બહેનની પેઠે ચાહતી હતી. એ એને સમુદ્રમાંના ખરાબાઓ અને વમળોથી ચેતાવતી હતી. લપસણા જેવું લાગે ત્યાંથી જ એનો હાથ ઊંચો થતો. વૃંદાને પણ સવિતાદેવીમાં ખૂબ શ્રદ્ધા હતી. વૃંદા સિગારેટ પીતી નહિ, દારૂની પ્યાલી લેતી નહિ. યુવાન નટો અને ધનવાન-પ્રેક્ષકોની પ્રેમચેષ્ટાઓ તરફ તે ઘૃણા રાખતી. એમના કાગળો વગર વાંચ્યે ફાડી નાખતી. તે એમનાં આમંત્રણોને સ્વીકારતી નહિ.

વૃંદાની આસપાસ વાતાવરણ મલિન હતું. માંસાહાર, મદ્યપાન અને અનીતિના ખાડામાં કેટલાક ઊતરી ગયા હતા. કાજળની કોટડીમાં રહીને કોરા રહેવાનું કામ કપરૂં હતું. નટીઓ સિગારેટો પણ ફૂંકતી હતી, મોહક શૃંગારો સજ્જતી હતી. લીપસ્ટીક, પાઉડર અને બીજાં ક્રીમોનો એ ખૂબ ઉપયોગ કરતી હતી, અંબોડામાં સુગંધિત ફૂલો, આંખમાં સુરમો, અતિશય તીવ્ર સુગંધવાળાં સેન્ટો, બારીક રંગબેરંગી મુલાયમ સાડીઓમાંથી પ્રતિબિંબિત થતાં સુડોળ અવયવો, બુટ, મોજાં અને બીજી ફેશનેબલ વસ્તુઓનું પરિધાન કરી ભોગી ભમરાઓને પોતાના તરફ તે આકર્ષતી હતી. ખરેખર દેહપિપાસુઓ આ નટીઓનાં આકર્ષક નખરાં અને કળામય દેહ-

વિધાન જોઈ એમને મેળવવા તત્પર થતા હતા. યુવાન નટીઓ અને યુવાન નટો શૃંગારી દશ્યોમાં સાથે મળતાં હતાં, ચુંબન, પ્રણયગીતો, પ્રેમમય ચેષ્ટાઓ, હૃદયની ઊર્મિઓને જાગૃત કરે એવા હાવભાવો, અને સહનૃત્યોથી મન કલુષિત થતાં હતાં. આખું વાતાવરણ મોજશોખવાળું, અને શૃંગારમય હતું. કામદેવ પોતાના સાગરીતો વસંત, પુષ્પો, મદમાતું યૌવન, રસિકતા, હાવભાવ, નખરાં, ઊર્મિઓને જગાડતું સંગીત અને ઝગમગતા દીપો સાથે સ્વયં હાજર થતો, ત્યારે ઘણા નટનટીઓની સંયમમર્યાદાઓમાં ગાબડાં પડતાં હતાં, શૃંગારિક નવલો અને ગીતોનું વાંચન એના સહકારી હતા.

વૃંદા પણ ઊગતી કળી હતી. કુલીન માતાપિતા તરફથી સંયમ અને ઇંદ્રિયનિગ્રહનો મળેલો વારસો, ઘરનું સ્વચ્છ વાતાવરણ, વિદ્યા, શુદ્ધ વાંચન અને સવિતાદેવીની હૂંફ એને લપસવા દેતી નહોતી. સવિતાદેવી એને ખરા હૃદયથી ચાહતી હતી, એના હૃદયમાં જે માતૃપ્રેમ અવિકસિત ગુપ્ત પડયો હતો, તે વૃંદા ઉપર ઠલવાયો. સિનેમાજીવનમાં આવતાં ખરાબા, ખડકો અને કલણભૂમિથી એ વૃંદાનું રક્ષણ કરતી હતી, વૃંદાને પણ સવિતા-દેવીનાં પ્રત્યે શ્રદ્ધા અને આદર હતાં. સવિતાદેવી એને પોતાના ખંડમાં જ સાથે રાખતી હતી. બંને એક નાના બંગલામાં સાથે રહેતાં હતાં. બંને મોટરમાં સાથેજ આવતાં હતાં. યુવાન નટો વૃંદાના પ્રેમપાત્ર થવા માટે તનતોડ પ્રયાસો કરતા હતા. કાંઈક એના રૂપના આકર્ષણથી, કાંઈક એની નિર્દોષતાથી, કાંઈક નવું પરાક્રમ કરવાની વૃત્તિથી, યુવાન નટો આ શિકાર હાથ કરવા માટે યુક્તિઓ રચતા હતા, પરંતુ સવિતાદેવીના સહકાર અને હૃદયના ઉચ્ચ ગુણોથી વૃંદા એમાં લપટાતી નહિ. ઘણીવખત ખટપટો અને કારસ્થાનો રચાતાં, પણ વૃંદા સદ્દભાગ્યે એમાંથી છટકી જવા સમર્થ થઇ હતી.

કૃષ્ણની આવડત અને તાલીમ આગળ વધ્યાં. એક વરસમાં તો એણે નાટયકળાના વિષયોમાં સારી રીતે નિપુણતા મેળવી હતી, કોઈ પણ રીતે એને આ કળાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું હતું. બુદ્ધિ, શક્તિ, ઉત્સાહ અને પરિશ્રમથી એણે આ કળામાં સારી વ્યુત્પત્તિ મેળવી લીધી. હવે એને નાયક તરીકે એક ફિલ્મમાં ભાગ લેવાનું નિમંત્રણ મળ્યું. એની નાયિકા તરીકે વૃંદાની પસંદગી થઈ. બંને શરમાળ હતાં, બંને કાજળની કોટડીમાં રહ્યા છતાં શુદ્ધ રહી શકયાં હતાં, બંને પ્રેમિકા કે પ્રિતમના લપસણામાં લપસ્યાં નહોતાં. એમનાં હૃદયો વિશુદ્ધ અને સન્માર્ગી હતાં. બંનેને એક બીજાના ગુણો આકર્ષવા માંડયા પરંતુ બંનેએ પોતાના હૃદયાવેગને સંયમિત કર્યો. પરસ્પરના વારંવાર દિલના પ્રેમમય સંભાષણ અને શૃંગારી ચેષ્ટાઓ ઉપર સંયમના બળથી અંકુશ રહ્યો. પરંતુ બંને એકબીજાના સહવાસને ચાહવા લાગ્યાં. એમની દષ્ટિઓમાં પ્રેમ આવ્યો. પણ બંનેએ વિકારને નજદીક આવવા દીધો નહિ.







# પ્રકરણ અગિયારમું

## સવિતાદેવી

**કૃષ્ણલાલ** સાંજના ફરવા ગયો. તે સમુદ્રકિનારે એકલો લટાર મારતો હતો. એનો મિત્ર જયંત મહેતા શરદીને લીધે એનો સંગાથ કરી શકચો નહોતો. કૃષ્ણલાલ મોઢામાં પાન ચાવતો હતો. એણે હૉટલમાં ભજિયાંપુરીનું ભોજન કર્યું હતું. પાન થૂંકીને એણે સિગારેટ પેટાવી ધૂમ્રપાન કરવા માંડયું. એના વિચાર-વમળમાં આજનું સિનેમાનું શૂટિંગ દશ્ય હતું. વૃંદાના વિચારો એના મગજમાં આવતા હતા. અનેક નટીઓના પહોળા થયેલા હાથમાં એણે ભિડાવા તદ્દન અણગમો વ્યક્ત કર્યો હતો. ઘણી પ્રેમપિપાસુ આંખોના આહ્‌વાનને એણે તિરસ્કાર્યું હતું. પ્રણયમાર્ગનો પ્રવાસી

બનાવવાની નટીઓની યુક્તિઓને એણે મક્કમતાથી નિષ્ફળ બનાવી હતી. પરંતુ વૃંદાનું માનસ જુદું હતું. એ એના હૃદયમાં વસી હતી. એનું હૃદય વૃંદાને માટે તલસતું હતું, છતાં એણે વૃંદાને એકાંતમાં મળવાની કદી પણ કોશિષ કરી નહોતી. એક પણ પ્રેમમય શબ્દ એણે વૃંદાને કહ્યો ન હતો. એણે વૃંદાને કિંમતી ભેટો કે પુષ્પો આપ્યાં નહોતાં. એક પણ ચીઠી પ્રેમભિક્ષાની મૂકી નહોતી. વૃંદા સામે એણે કદી પણ એકાંતમાં પ્રેમચેષ્ટા કરી નહોતી. બંનેના મૂંગાં હૃદયો, અંદર ચાલતા મોટા ઉલ્કાપાતો અને વંટોળિયાને દબાવવા ભયંકર પ્રયત્નો કરતાં હતાં.

ઓચિંતો ભારે કોલાહલ થયો. ચારેતરફ રાહદારીઓમાં શોરબકોર થયો. એના મીઠા તરંગોની વિચારમાળા તૂટી પડી. કૃષ્ણલાલે રસ્તા તરફ જોયું. એક ગાડી પૂર વેગે દોડતી આવતી હતી. ઘોડો ઉશ્કેરાઈ આમતેમ ઝડપથી રસ્તા વચ્ચે દોડતો હતો. ઉપર કોચમેન નહોતો. તે પડી ગયો હોય એમ લાગતું હતું. વિક્ટોરિયામાં એક યુવતી સુંદર વસ્ત્રાલંકારોથી સજ્જ થઈ બેઠી હતી. તેનું મોઢું બીકથી દયામણું થઈ ગયું હતું, ઝડપથી ભાગતી ગાડીમાંથી ઊતરવા જેટલી તેનામાં શક્તિ કે હોશકોશ નહોતા.

લોકો બૂમો મારતા હતા, પરંતુ ઘોડાને અટકાવવા જેટલો કોઈ બહાદુર નહોતો. એક પોલીસમેન પાછળ દોડતો હતો, પરંતુ ગાડી ક્યાંયે આગળ નીકળી ગઈ હતી. રસ્તા સામે હવે વળાંક આવતો હતો. ગાડી કોઈ થાંભલા સાથે અથડાઈ, થોડી પળમાં ભુક્કો થઈ જાય એવી વકી હતી. હવે એને કોઈ બચાવી શકે તેમ હતું નહિ.

કૃષ્ણલાલે આ જોયું. યુવતીનો ભય એણે પારખ્યો. એણે ઝડપથી દોટ મૂકી. એક કૂદકો મારી એણે ઘોડાની નાક પાસેની લગામ પકડી લીધી. ઘોડો યુવાન, બળવાન અને અધૂરી તાલીમ

પામેલો હતો. એણે કાંઈ દરકાર ન કરતાં યુવકને પણ સાથે ખેંચ્યો. એનો વેગ સહેજ મંદ થયો. યુવક લગામને પકડી ટિંગાઈ રહ્યો. ઘોડાના નાક ઉપર અસાધારણ બળ આવ્યું. એ તરત થાંભલાની નજદીકમાં ઊભો રહ્યો. થાંભલા અને ગાડી વચ્ચે ચાર પાંચ ફીટનું જ અંતર રહ્યું. ઘોડો થાકીને ઊભો રહ્યો. લોકોએ હિંમત રાખી ઊભેલ ઘોડાને પકડી લીધો. યુવકને સખ્ત આંચકો લાગ્યો હતો. એ બેભાન થઈ નીચે પડી ગયો. ભયભીત યુવતી ગાડીમાંથી નીચે ઊતરી બેભાન યુવક પાસે આવી પહોંચી. પોલીસે ગાડીનો કબજો લીધો હતો. બેભાન કોચમેનને દૂરથી બે પોલીસમેને ઉપાડી, એને ગાડીમાં બેસાડી તેઓ તેને ઈસ્પિતાલમાં લઈ ગયા. યુવકને પણ પોલીસ ઈસ્પિતાલમાં લઈ જવાની ગોઠવણમાં હતી, પરંતુ યુવતીએ મનાઈ કરી. એણે એક ભાડાની ટેક્સી કરી તેમાં પોલીસની મદદથી સુવાડી, પોતાના બંગલા તરફ તે હંકારી ગઈ. પોલીસને યુવતીએ પોતાનું કાર્ડ આપ્યું. તેમાં 'સવિતાદેવી' અને 'ભારતસિનેમા' છાપેલું હતું.

કૃષ્ણલાલની આંખો ઊઘડી ગઈ. તેણે આસપાસ જોયું. પોતે કોઈ અપરિચિત ઓરડામાં કોઈ અજાણ્યા પલંગ ઉપર સૂતો હતો. આગળ એક યુવતી બેસીને, એના માથા ઉપર પોતાનો કોમળ હાથ ફેરવતી હતી. તેના શરીર ઉપર પાટાઓ બાંધ્યા હતા. આખા શરીરમાં પીડા થતી હતી. એ યુવતીને તેણે ઓળખી. એ મુખ્ય નટી સવિતાદેવી હતી.

'હું ક્યાં છું?'

'તમે મારે ત્યાં છો.'

'મને શું થયું છે?'

'તમને અકસ્માત થયો છે. તમને ઠીકઠીક વાગ્યું છે. ડૉક્ટરે પાટાપિંડી કર્યા છે.'

'મારે ઘેર જવું છે. મને ત્યાં મૂકી આવો.'

'તમને હજી ઠીક નથી. તમને ઝાઝી વાત કરવાની પણ ડૉક્ટરે મનાઈ કરી છે. આ દવા પી જાઓ અને ઉપર થોડું પાણી પી સૂઈ જાઓ.'

એને વળી નિદ્રા આવી ગઈ. સાંજે એની નિદ્રા ઊડી ગઈ. એને દવા પિવરાવવા જ્યારે વૃંદા આવી, ત્યારે તેને આશ્ચર્ય થયું.

'વૃંદા, તું અહીં ક્યાંથી ફૂટી નીકળી ?'

'આ મારું જ ઘર છે. હું સવિતાદેવી સાથે રહું છું.'

સવિતાદેવી આવ્યાં. બંને તેની પાસે બેસી આગળપાછળની અનેક વાતો કરવા લાગી. કૃષ્ણલાલ હવે સવિતાદેવીને 'મોટીબહેન' નામે સંબોધવા લાગ્યો. આથી સવિતાદેવી ખૂબ પ્રસન્ન થઈ.

'કૃષ્ણ, આજે તેં મને મોટીબહેનના વહાલા નામે બોલાવી, તેથી હું કૃતકૃત્ય થઈ છું. મારે અભાગણીને પણ એક વખત નાનો પ્રાણપ્રિય ભાઈ હતો. તેના મોટીબહેન, મોટીબ્હેન એવા કાલા શબ્દો મને હજી પણ યાદ આવે છે. મેં એને મારા હાથે ઉછેર્યો હતો. એ મને કેવો વહાલો હતો! મને અભાગણીને સંસારમાં સુખદુઃખનાં ગોથાં ખાતી છોડીને એ નિર્દોષ ભાઈ સ્વર્ગમાં જતો રહ્યો. હું તેની સ્મૃતિ કદી ભૂલી નથી. હવે મને મારો ભાઈ ફરી મળ્યો છે. મને તમારી મોટીબહેન જ માનશો. હવે આપણો ભાઈ–બહેનનો સંબંધ મને હમેશાં અપૂર્વ સુખ આપશે.'

'મોટીબહેન, મારે ય બહેન નથી. મને પણ સંસારમાં ભાઈ કહીને બોલાવનાર બહેનની તરસ હતી. આજે એ તરસ છીપી છે. હું પણ ધન્યધન્ય થયો છું, કૃતાર્થ થયો છું. હવે સુખદુ:ખમાં પણ તમે મારી બહેન છો. હું તમારા ઉપકાર જાણું છું. હું તમારાં પગલાંનો નિત્યનો પૂજારી છું.'

'વહાલાભાઈ, આજે તમે મને "બહેન" જેવું પવિત્ર અને મહાન પદ આપ્યું છે. હું પરમાત્મા પાસે પ્રાર્થના કરૂં છું કે મને એ ઉચ્ચ અધિકારમાંથી ક્યારે પણ ચ્યુત કરે નહિ. તને પણ "ભાઈ" શબ્દને ચરિતાર્થ કરવાનું બળ આપે, તમારા આત્માના ઊંડાણમાંથી નીકળેલો "બહેન" શબ્દ આપણા બંનેને એકબીજાની હૂંફે કલ્યાણમાર્ગે પ્રેરે, આજે ભાઈબીજને મંગલ દિવસે મને ભાઈ લાધ્યો છે. લે ભાઈ, હું તારા જમણા હાથમાં રાખડી બાંધું છું.'

કૃષ્ણે પોતાનો જમણો હાથ લંબાવી બહેનના પગમાં સ્પર્શ કરી આંખને લગાડ્યો, સવિતાદેવીની આંખમાંથી એક અશ્રુબિંદુ મોતીની પેઠે નીકળી જમીન ઉપર પડ્યું. ત્રણેયનાં હૃદયો ગળગળાં થઈ ગયાં.

કૃષ્ણને તદ્દન સાજો થતાં આઠ દિવસો લાગ્યા. એક રાત્રિના ત્રણેય બેઠાં હતાં. હાસ્યવિનોદની વાતો ચાલતી હતી. કૃષ્ણલાલે પોતાનાં માવતરની ઓળખ અને પોતાની વીતકકથા આ બંનેને કહી હતી. જ્યારે હૃદયનો ખરો પ્રેમ જાગે છે, ત્યારે હૃદય ઉપરથી ખાનગી પડદો ઊતરી પડે છે, અને માનવી શબ્દો દ્વારા પોતાના જીવનરહસ્યને ખુલ્લું મૂકે છે. વૃંદાના બળવા વિષેની વિગતોની પણ કૃષ્ણલાલ અને સવિતાદેવીને ખબર હતી. માત્ર સવિતાદેવીના પૂર્વ જીવનનો ઇતિહાસ એના હૃદયમાં છુપાયો હતો.

"જ્યારે આપણાં ત્રણેયનાં હૃદયમાં પરસ્પરનો શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થયો છે, ત્યારે તમારાથી કાંઈ છુપાવવું મને યોગ્ય લાગતું

નથી. મારું ભૂત જીવન કરુણામય છે, અભાગિયું અને હૃદયદ્રાવક છે, જગતની દયાને પાત્ર છે. દુઃખો મારી કિશોર અવસ્થામાંથીજ મારા જીવનપટમાં તાણાવાણા તરીકે ગુંથાયાં છે. દુઃખોના સમૂહ નીચે હું કચરાઈ ગઈ નથી, તેથી મને જ મોટું આશ્ચર્ય થાય છે.

મારું નામ વિદ્યા હતું. મારા પિતા વાચસ્પતિ વ્યાસ ઉચ્ચ કુળના બ્રાહ્મણ હતા. પરમ સાત્ત્વિક, વેદવેદાંતના અભ્યાસી, સંતોષી સ્વધર્મમાં રત એવા બ્રાહ્મણ હતા. એમણે અત્યંત અનુરાગથી વિદ્યાની ઉપાસના કરી હતી. પિતા દરરોજ સાંજના વિષ્ણુમંદિરમાં શ્રીમદ્‌ભાગવતની કથા કરતા હતા. તેમાં શ્રદ્ધાળુ શ્રોતાઓ તરફથી જે કાંઈ મળતું, તે ઉપર સંતોષથી નિર્વાહ કરતા હતા. તેઓ કદી પણ કોઈ શ્રોતા પાસેથી યાચના કરતા નહોતા. ધનવાનોની ખુશામત તેમને પ્રિય નહોતી, જે કાંઈ ભાગ્યમાં હોય તે મળે છે એમ માની પ્રાતઃથી રાત્રિ સુધી પોતાના બ્રાહ્મણનાં કર્મો તેઓ દઢ ચિત્તથી કરતા હતા. એઓ કદી સીવેલું વસ્ત્ર પહેરતા નહિ, પગમાં ચાખડીઓ જ પહેરતા. માથે કાંઈ પહેરતા નહિ. એમનું ભવ્ય લલાટ ત્રિપુંડથી શોભતું હતું. તેજસ્વી, સુશીલ શાંત સજ્જન બ્રાહ્મણ તેઓ હતા. સરળ સાદું જીવન એમને વર્યું હતું. વેદાંતી હોવાથી તેમને સંસારમાં આસક્તિ નહોતી.

મારી માતા બહુ સ્નેહાળ હતી. તે મારા પિતા કરતાં ઉંમરે વીસ વર્ષ નાની હતી. ઘરનો સર્વે વ્યવહાર માતા સંભાળતી હતી, પિતા ઘર સંબંધી કાંઈ પણ જાણતા નહોતા, જે કાંઈ યજમાનોમાંથી આવે તે માતા સંભાળતી હતી, માતા ઘરરખુ, આનંદી સ્વભાવની હોઈ તે કરકસરના ગુણો ધરાવતી હતી, એનામાં એક જ ખામી હતી. એને જલદી ક્રોધ ચડતો, ઊતરી પણ જલદી જતો હતો. પિતા તો શાંતિના અવતાર સમા હતા. કોઈને ક્યારે

કદું શબ્દ જન્મભરમાં તેઓ બોલ્યાં નહોતા, સંતાનોમાં હું વિદ્યા અને મારો ભાઈ વિશ્વેશ્વર હતો. એ મારા કરતાં પાંચ વરસ નાનો હતો.

પિતાનું મારા ઉપર બહુ હેત હતું. તેઓ વાત્સલ્યથી હમેશાં મારા માથા ઉપર કોમળ ભાવે હાથ ફેરવતા હતા. હું નાનપણથી જ બહુ સુંદર છોકરી હતી. પિતાના ખોળામાં બેસીને કાલીકાલી વાતો કરતી, તે પણ હજી મારા સ્મરણપટ ઉપર રમે છે. તેઓ ઘણીવખત શાસ્ત્રાધ્યયન અટકાવીને પણ હું રડતી હોઉં તો મને તેડીને મનાવી લેતા હતા.

હું આઠ વરસની થઈ. શુદ્ધ બ્રાહ્મણના સર્વે ધર્મ પાળનાર મારા પિતાએ પાડોશના ગામમાં એક વેદપાઠી બ્રાહ્મણના ચૌદ વરસના પુત્રની સાથે મારો વિવાહ કર્યો. મારા સસરા આખા ગામમાં સન્માનીય બ્રાહ્મણ હતા. એમની યજમાની બહુ સારા પ્રમાણમાં વ્યાપક હતી. તેથી તેઓ સુખી હતા. મારા પતિ અંગ્રેજી ચોથા ધોરણમાં હતા. તેઓ નજદીકના શહેરમાં હાઇસ્કુલમાં ભણવા જતા હતા. મારો વિવાહ થયો ત્યારે હું બહુ નાની હતી. મને પતિની કાંઈ સ્મૃતિ નથી. ઢીંગલાઢીંગલીની જેમ મને પરણાવવામાં આવી હતી. એ સમયે મારૂં મન રમતગમતમાં મશગૂલ હતું. હું ઉંમરે બહુ નાની હતી, એટલે મારાં માતપિતાએ મને સાસરે વિદાય કરી નહોતી.

મારા પિતા મને હેતથી જાતે શીખવતા હતા: હું ચંચળ બુદ્ધિની હોવાથી તરત શીખી જતી હતી. મને શીખવાની ઉલટ પણ હતી. મને શબ્દરૂપાવલી આવડી ગઈ હતી. ધાતુરૂપાવલી શરૂ કરી હતી. સસરા તરફથી આણું વાળવા દબાણ થયું, પરંતુ મારા પિતા મક્કમ હતા. હવે મારી ઉંમર અગિયાર વરસની થઈ હતી, હું વ્યાકરણ પિતા પાસેથી શીખતી હતી, માતા પાસેથી ઘરકામ

શીખતી હતી, ઓચિંતા એક દિવસ વજ્રપાત થયો. પાસેના મારા સસરાના ગામથી એક કાસદ આવ્યો. એણે પિતાજીના હાથમાં એક પત્ર મૂક્યો. પિતાજીએ વાંચ્યો. જ્ઞાની પિતા પણ આ કાગળ વાંચીને હેબતાઈ ગયા. તેમની આંખમાંથી અશ્રુનાં બિંદુઓ પડવા લાગ્યાં. માતા આગળ ઊભી હતી. તે સહસા બોલી ઊઠી.

'શું થયું ? શું થયું ? મને કહો !'

'આપણું ભાગ્ય ફૂટી ગયું છે. વિદ્યાના વરનો દેહાંત થયો છે.' શાંત ચિત્તે પિતા ધીમેથી બોલ્યા.

આ સાંભળી મારી માતા બેશુદ્ધ થઈ નીચે પડી. મોઢા ઉપર પાણી છાંટયા પછી થોડી વારે એને શુદ્ધિ આવી. તે કલ્પાંત કરી માથું કૂટવા લાગી. સગાંસંબંધીઓ બધાં દોડી આવ્યાં. લૌકિક થયું. અપશુકનિયાળ અબોધ બાળાને ચૂડીકર્મ કરાવવામાં આવ્યું. મને મારા પતિ મરી ગયાના સમાચારે જરા પણ વિચલિત કરી નહિ, અને એકેય આંસુ આવ્યું નહિ. હું તદ્દન અજ્ઞાન હતી.

સાંભળ્યું છે કે સાસુ કઠોર બ્રાહ્મણી હતા. તેમણે આવી અપશુકનિયાળ વિધવાને પોતાના ઘરમાં પેસવા દેવા ના પાડી. મને, જેમ પતિની સ્મૃતિ નથી, તેમ સાસુસસરાની પણ નથી. મેં એમનું ઘર ક્યારે પણ જોયું નથી. એ ઘર અને ગામમાં મને જવાનું પ્રયોજન બિલકુલ મળ્યું જ નથી.

પિતાનું જ્ઞાની હૃદય ઘવાયું હતું. બહારથી એમણે કદી શોક જાહેર કર્યો નહિ. પહેલા દિવસ સિવાય કદી પણ એમની આંખોમાંથી અશ્રુધારા નીકળી નહિ. માતા બહુ જ વિલાપ કરતી હતી. માથું કૂટતી હતી. પરંતુ સાત્ત્વિક બ્રાહ્મણ કદી શોકનો એક શબ્દ બોલતા નહોતા. એમની મુખમુદ્રા પણ વિષાદમય નહોતી,

પરંતુ હૃદય ઉપર ઊંડો જખમ એમને થયો હતો. તેઓ મને હંમેશના રિવાજ મુજબ વ્યાકરણ શીખવતા હતા. જાણે કાંઈ બન્યું નથી એવી રીતે એમનું સાત્ત્વિક નિર્મલ જીવન ઘડાતું હતું. હું તેર વરસની થઈ, પિતાનો દેહ વિલય પામ્યો. વિશ્વેશ્વર આઠ વરસનો હતો, અમે અનાથ થયા, અમારા ઉપરથી છત્ર ચાલ્યું ગયું.

માતાએ કઠોર હૃદય કર્યું. પિતા કાંઈ મૂડી મૂકી ગયા નહોતા. એમનો સ્વભાવ સાદો હતો. માતાએ કાંઈક યજમાનોમાંથી, કાંઈક ગામનાં દળણાં દળીને અમારું જીવન નિભાવવા માંડ્યું. વિશ્વેશ્વર નિશાળે જતો. માતા તો પારકાં ઘરોનું કામ કરતી, પરંતુ, મારી, નાના ભાઈ ઉપર ખૂબ માયા હતી. હું એને સારી રીતે રાખતી હતી, ઘણી વખત દૂધ ઓછું હોય તો હું મારો ભાગ ભાઇને આપી દેતી હતી.

મેં હવે યૌવનને ઊમરે પગ મૂકવા માંડ્યો. ગૌર વર્ણ, ગોળ મુખ, મોટી આંખો, નમણું નાક મને કુદરતે બક્ષિસમાં આપ્યાં હતાં. હું સુંદરી હતી, પરંતુ ગામડાના લોકો નિર્દોષ બુદ્ધિના હોય છે, એમને મન ગામની દીકરીઓ પોતાની પુત્રીઓ સમાન હોય છે, એટલે કોઈ પ્રકારની કુદષ્ટિનો ગામડાગામમાં અભાવ રહે છે. હું બાળ વિધવા હતી. સ્વરુપવાન હતી, છતાં નિર્ભયતાથી અમારા ગામમાં રહી શકતી હતી.

વિશ્વેશ્વર દશેક વરસનો થયો. એ મારી આંખની કીકી સમાન પ્રિય હતો, ઓચિંતો એને કૉલેરા થયો, એ મને અને માતાને રડાવીને સ્વર્ગ તરફ ચાલ્યો ગયો. હું મારા પતિના મૃત્યુ સમાચારથી રડી નહોતી. પરંતુ ભાઇને માટે મને અત્યંત શોક થયો. ઘણાં વરસો સુધી એને હું સ્વપ્નમાં જોતી હતી.

અમારા ગામમાં વાલજી ભગત બહુ સજ્જન હતા. તેઓ ઉત્તર હિંદમાં રહેતા હતા. ત્યાં એમનું જીવન તોફાની અને સ્વચ્છંદી

હતું, પરંતુ એમના સદ્‌ભાગ્યે એમને બાવાજી રામલોચનદાસજીનો ભેટો થયો. ભગતે એ સાધુની ત્રણ વરસ સુધી સારી સેવા કરી. ભગત સન્માર્ગે ચડયા. એમને સારી નોકરી મળી, ઉત્તર હિંદમાં રહેલા એક ગુજરાતી કુટુંબની સાથે એમને નાતો થયો. વાલજી ભગત એ ગૃહસ્થની સૌથી મોટી કન્યા ગંગા સાથે પરણ્યા. એમનો સંસાર મંડાયો, પરંતુ વાલજી ભગતની સાધુસેવા અને ભજન ઉપર પ્રીતિ વધવા માંડી, એમને ગુજરાન પૂરતું ધન મળી રહેતું હતું. એમાંથી કુટુંબનિર્વાહ કરીને બાકીનું ધન તેઓ ગરીબ, લૂલાં, સાધુ સંતો અને અનાથોને આપી દેતા હતા. એમની સ્ત્રી ગંગાને એ રુચ્યું નહિ. હમેશાં ઘરમાં કલેશ થતો હતો, ભક્તને વૈરાગ્ય આવ્યો. પાંચ વરસના દેવજીને તથા તેની માતાને મૂકી તેઓ તીર્થાટને ચાલી નીકળ્યા. વીસ વરસ સુધી તેમણે તીર્થાટન અને સાધુસેવા કર્યા. તેથી ભગતનું જીવન પ્રભુમય થઈ ગયું. એ સાત્ત્વિક વૃત્તિના અને સેવાપરાયણ જીવન ગાળવા લાગ્યા. તેઓ પોતાની જન્મભૂમિમાં ઉત્તર જીવન ગાળવાની ઇચ્છાથી પાંચ વર્ષથી રહેવા આવ્યા હતા.

પચીસ વરસે દેવજીને પિતાની ભાળ લાગી, એ હવે પિતાના દર્શન માટે અમારા ગામમાં દર એકબે વરસને અંતરે આવતો હતો, દેવજીએ મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી, એણે સિનેમાનો ધંધો સ્વીકાર્યો હતો, એ ધંધામાં એણે પોતાનું ચિત્ત લગાડયું હતું. આથી એની એમાં ઉન્નતિ થઈ હતી. એ એક નાની સિનેમા કંપનીનો મેનેજર હતો, તરતમાં એક ફિલ્મ બનાવનારી નવી કંપનીનો ડિરેકટર બન્યો હતો. સારી નટીઓની શોધમાં એની આંખો ચારેતરફ ભમતી હતી, દેવજીએ પોતાનું નામ દેવપ્રકાશ રાખ્યું હતું, એ ફાંકડો, આકર્ષક અને મીઠાબોલો પુરુષ હતો. સિનેમાની કળામાં એની સરસ પ્રગતિ થઈ હતી, હજી પણ આગળ પ્રગતિ થાય એવી એની હોશિયારી હતી, દેવજીની માતા મૃત્યુ પામી હતી, પિતા માટે એને ઘણો પ્રેમ હતો.

વાલજી ભગત મારા પિતા પાસે ક્યારેક્યારે આવતા હતા. એ બંને સાત્ત્વિક જીવો એકબીજાને ખૂબ સન્માનતા હતા. હું પણ તેમને ભગતકાકા કહીને બોલાવતી હતી. અમારા ઉપર દુઃખોના ઢગલા ઢળી પડ્યા ત્યારે વાલજી ભગતની અમારા પ્રત્યે સંપૂર્ણ દિલસોજી હતી. તેઓ મારી માતાને સારો ટેકો આપતા હતા. ક્યારેક અમારી અસહાય હાલતમાં અનાજ અને વસ્ત્રોની પણ નામવગરની નિઃસ્વાર્થ મદદ તેઓ કરતા હતા. દેવજી અથવા દેવપ્રકાશ પણ પિતાને મળવા આવતો, ત્યારે અમારે ત્યાં મારી માતા પાસે આવતો હતો. તે મારી માતાને કાકી કહી બોલાવતો હતો. દેવજી વિધુર હતો. એને બે છોકરાઓ હતા.

દેવપ્રકાશ અમારા ગામડામાં આવ્યો હતો. ઓચિંતા ખાટલાવશ થયેલી મારી માતાનો સ્વર્ગવાસ થયો, હું એકલી અટૂલી આ જગતમાં થઈ પડી, સાસરીમાં આશ્રય મળે તેમ નહોતું, માવતરમાં કોઈ રહ્યું નહોતું. પિતા, ભાઈ–માતા, એ ત્રણે પ્રિયજનોએ સ્વર્ગાભિમુખ ગમન કર્યું હતું. મોસાળના સંબંધીઓની મદદથી માતાના શરીરને અગ્નિદાહ દેવામાં આવ્યો, પછી શું કરવું તેની ચિંતામાં હું પડી. એક દિવસ દેવ અમારે ત્યાં આવ્યો. મારી સાથે એ બોલતો થયો હતો.

'કેમ વિદ્યા શું કરે છે?' એણે પૂછ્યું.

'વાલ્મિકીરામાયણ વાંચું છું.'

'આ પુસ્તક તો સંસ્કૃતમાં છે, તને સંસ્કૃત આવડે છે?'

'મને મારા પિતાએ સંસ્કૃત વ્યાકરણ શીખવ્યું છે.'

'એમ? તારો કંઠ તો બહુ સારો છે, એક ભજન મને ગાઈ ન સંભળાવે?'

મેં થોડી આનાકાની કરી. પછી મીરાંનું એક ભજન મેં ગાઈ સંભળાવ્યું. એણે મારા કંઠના વખાણ કર્યાં, એને મારું ભજન ગમી ગયું.

'હવે તેં શો વિચાર કર્યો છે ? તું અસહાય છે. તારા ઉદરનિર્વાહ માટે તારે કોઈ ધંધો તો કરવો પડશે ને ?'

'મને કાંઈ સૂઝતું નથી. મારી માતાની પેઠે દળણાં દળીને જીવનનિર્વાહ કરવા જેટલી મારી કાયા કઠોર નથી. મને કાંઈ સમજણ પડતી નથી. આ ગામડા ગામમાં કેવી રીતે હું રહી શકીશ ? ભીખ પણ માગી શકીશ નહિ. મને અનાથ વિધવાને કોણ પાળશે ? મારે આત્મહત્યા કર્યા વગર છૂટકો નથી.'

'જો વિદ્યા, હું તને માર્ગ સૂચવું ? મારા શહેરમાં ચાલ. ત્યાં પડદા ઉપર ચિત્રો બતાવવાની એક નવી શોધ થઈ છે. એમાં કાળા પડદા ઉપર અનેક જાતનાં ચિત્રો બતાવી લોકોને શિક્ષણ આપવાનું છે. હું એમાં દાખલ થયો છું. તું પણ દાખલ થા. તું એ ધંધો શીખી લે ત્યાં સુધી હું તારું બધું ખર્ચ આપીશ. તારે જરા પણ ચિંતા કરવી નહિ.'

'એ ધંધામાં મારે શું કરવાનું છે ?'

'તારે એમાં ગીતો ગાવાનાં છે, તને શીખવીએ તેવી રીતે તારે બોલવાનું છે. હું તને સરસ સમજણ આપીશ, હું તને સર્વ તાલીમ આપીશ. સારું ખાવાનું, રહેવાનું, પહેરવાનું, ઓઢવાનું, ફરવાનું અને વાંચવાનું મળશે. તું ફીકર કરીશ નહિ. એ આબરૂદાર ધંધો છે. તારાથી દેવસેવા પણ થઈ શકશે. હું તારી સાથે પણ પીઠ પાછળ રહીશ, એટલે તને કોઈ જાતનો વાંધો આવશે નહિ.'

મેં તે વખતે કાંઈ ખુલાસો આપ્યો નહિ. દેવ દરરોજ મારી પાસે આવી આ ધંધાની પ્રશંસા કરી મને ખૂબ લલચાવતો

હતો. મેં લાલજી ભગતને અને બીજાં હિતેશ્રીઓને પૂછી જોયું પરંતુ કોઈએ આ જન્મમાં સિનેમા જોયો નહોતો. તેઓ કાંઈ સલાહ આપી શકે તેમ નહોતું. દેવે મને ખાતરી આપી કે મારો ધર્મ બરાબર સચવાશે. એટલે અસહાય અને અનાથ એવી હું વિધવા મારું ગામ છોડવા તૈયાર થઈ.

હું દેવ સાથે એના ખંડોમાં ઊતરી. મને દરેક પ્રકારનાં સુખ, સગવડ અને શાંતિ મળવા લાગ્યાં. દેવ મારી સાથે મર્યાદાથી ચાલતો હતો. તેણે મને સિનેમાના ધંધામાં દાખલ કરી. તેણે ખૂબ મહેનત કરી મને સંગીત અને નૃત્ય શિખવાડવા માંડયું. હું વિધવા હોઈને મેં નૃત્ય કરવાની પહેલાં તો ના પાડી, પરંતુ સમજાવટ અને ધંધામાં એની અતિશય જરૂરિયાત છે, એ તદ્દન નિર્દોષ છે, એમ સમજાવી મને નૃત્ય કરતાં શીખવ્યું. ધીમેધીમે તેણે મને શૃંગાર સજવાની ફરજ પાડી, હાવભાવ શીખવ્યા તથા થિયેટરમાં જઈને મને પ્રખ્યાત નટીઓની તાલીમ નીચે રાખી. એકવાર જે એક પગથિયું નીચે ઊતરે છે, તેને વધારે પગથિયાં ઊતરવાની ફરજ પડે છે. મેં ૭ મહિનાની ટૂંકી મુદતમાં મારી જાતિ, વિધવાનો ધર્મ, ખાવાપીવાની સ્વચ્છતા, બ્રાહ્મણની પવિત્રતા અને ઉચ્ચ આદર્શનો ભોગ આપ્યો. મને તે માટે પારાવાર દુઃખ થયું. પરંતુ હું અસહાયની પેઠે એ વિષમય જીવનમાં ધકેલાતી હતી.

હું આરામ અને સુખસગવડમાં રહેતી હતી. સારું ખાવાનું, સારું પીવાનું, સારું પહેરવાનું મળવાથી હું મોજમજાભરેલી જિંદગી ગુજારતી હતી. મારી ઇંદ્રિયો જે માસ તપોમય અને સંયમી જીવનમાં સુષુપ્ત દશામાં હતી, તે જાગ્રત થવા લાગી. મારી આસપાસ શૃંગારમય વાતાવરણ હતું. મને શૃંગારમય સાહિત્ય વાંચવા મળતું હતું. મારી સોબતી નટીઓની વાતો પણ શૃંગારમય હતી. હું ચારે તરફ એવા ગુંગળાટભર્યા, મોહક અને મદમાતા

વાતાવરણમાં હતી, કે એમાંથી બચવું મુશ્કેલ હતું. મારી યુવાનીએ જોસ કર્યું, મારું પતન થયું, હું દેવની રખાત બની. થોડા વખત પસ્તાવો થયો, પરંતુ મોજશોખ, એશઆરામ, શૃંગાર અને આરામી જિંદગીએ સૌ ભુલાવી દીધું. હું મારા ગત સંયમિત અને સાદા જીવનને ભૂલી ગઈ. યુવાની ખરેખર દીવાની છે. સત્તર વરસના મારા પવિત્ર ઉછેર ઉપર પાણી ફરી વળ્યું.

દેવ મને સારી તાલીમ આપતો હતો. હું પણ ઊલટભર શીખતી હતી. થોડા વખતમાં જ મારો પગાર થયો. હું મારો પગાર દેવના હાથમાં મૂકતી હતી. મને તેના ઉપર પ્રેમ નહોતો, પરંતુ તેણે મારી વાસનાઓ જાગૃત કરી હતી. મેં એ કીચડના ગર્ભમાં મારા શરીરને ઊતરવા દીધું, છતાં દેવનો હું વિશ્વાસ કરતી હતી અને તેની ગૃહરાણી થઇને રહી હતી. પરંતુ દેવ ભમરો હતો. એને નવાંનવાં ફૂલો જોઇતાં હતાં. એ માટે તો એણે બીજો વિવાહ કર્યો નહોતો. એ નવીનવી નટીઓ સાથે પ્રેમ કરતો હતો. એ છેલછબીલો, મોજિલો અને ચંચળ ચિત્તનો હતો. પોતાનું કામ એ સરસ રીતે કરતો હતો, આથી એનો પગાર માસિક ૧૦૦૦ રૂપિયા જેટલો થયો. એ સર્વે ઊંચા દારૂના પાનમાં અને નટીઓનાં પ્રેમમાં વાપરી નાખતો હતો. એનાં બાળકોને મોસાળ સાચવતું હતું. એ કદી તેમની સામે પણ જોતો નહિ. માત્ર પિતા ઉપર તેની ભક્તિ હતી, તેથી એકાદ બે વરસે એમના દર્શને એ જતો હતો અને તેમની સાથે ખૂબ જ્ઞાનની વાતો કરતો, પરંતુ આચાર સડેલા હતા. આ સર્વની મને પાછળથી ખબર પડી. એને ફરી વિવાહ કરવો ન હતો. એ તો ભ્રમર હતો.

દેવ ધીમેધીમે દારૂની લતમાં વિકાસ પામતો ગયો. પછી તો એને ખીસામાં દારૂની બાટલી રાખ્યા વગર ચાલતું નહિ. એને દારૂની લતથી અને સ્વચ્છંદી જીવનથી શરીરમાં સડો પેઠો.

એનાથી હવે કામ થઈ શકતું નહોતું. એ ખૂબ પતન પામ્યો. નોકરી-વગરનો દેવ પોતાનું ફર્નિચર અને સર્વસ્વ વેચી દારૂની પ્યાસ પૂરી પાડતો હતો. તેણે છેવટે પોતાનાં કપડાં પણ વેચવા માંડયાં. એ ચીંથરેહાલ રખડવા માંડયો. ઓળખીતાઓ પાસે દારૂ માટે પૈસાની એ ભીખ માગતો હતો. શરૂઆતમાં સૌ આપતા, પરંતુ પાછળથી એને જોઈને સૌ સ્નેહીઓ બારણાં બંધ કરતા હતા. હું એને ખાવા માટે કદી મનાઈ નહોતી કરતી. એને સૂવા માટે પણ મેં અલગ ખંડની વ્યવસ્થા કરી હતી, પરંતુ દારૂ માટે એને પૈસા આપવાની મેં ચોખ્ખી ના પાડી હતી. દેવ ચીંથરેહાલ કપડાં પહેરી જ્યાંત્યાં રખડતો હતો. હું એને નવાં કપડાં સિવડાવી આપતી તો તે કપડાં ગીરો મૂકી પૈસા લઈ હલકો દારૂ પીતો હતો.

એક દિવસ દેવ આવ્યો. તે તદ્દન ચીંથરેહાલ હતો. તેના શરીરમાંથી બદબો નીકળતી હતી. રોગથી તે ઘેરાયલો હતો. મેં એને ગરમ પાણીથી સ્નાન કરાવ્યું. તે તે દિવસે બહાર ગયો નહિ. એનામાં શક્તિ પણ નહોતી. મેં ડૉકટરને બોલાવ્યો. ડૉકટરે શરીર તપાસ્યું. એને દારૂથી ભયંકર વ્યાધિ થયો હતો. એનાં આંતરડાં સડયાં હતાં. એ ખાટલાવશ થયો. મેં એની ખૂબ ચાકરી કરી. એ પણ પોતાનો અંતકાળ પાસે આવ્યો છે એમ સમજી ગયો. તેણે પોતાના ભૂત જીવન માટે ભારે પશ્ચાત્તાપ કર્યો. તેને પોતાના પુત્રો સાંભર્યા. પિતા સાંભર્યા. દૃઢ મનનો સ્વચ્છંદી પુરુષ બાળકની પેઠે રડવા લાગ્યો. મેં એને આશ્વાસન આપ્યું.

'સવિતા, મને પુત્રો માટે કાંઈ લાગતું નથી. તેઓનું મોસાળ સમર્થ છે, પરંતુ મારા ભગત પિતા માટે લાગે છે. તેઓ નિરાધાર વૃદ્ધ છે. તું દર માસે એમને વીસ રૂપિયા મોકલી શકીશ ?'

'હું જરૂર મોકલીશ. બીજી કાંઈ તમારી ઇચ્છા છે ?'

'હા, દારૂની નજદીક જઈશ નહિ. નટોના મીઠા શબ્દોનો વિશ્વાસ કરીશ નહિ. જો આર્થિક સ્વતંત્રતા મળે, તો આ જીવન મૂકી કોઈની સાથે પુનર્વિવાહ કરી સુખી ગૃહસંસારી જીવન જીવજે.'

મેં વચન આપ્યું. એના મોઢા ઉપર સ્મિત પ્રકટ્યું. થોડા દિવસમાં એ મૃત્યુ પામ્યો. મેં એનાં સગાંસંબંધીઓને ખબર મોકલી, એની અંતિમ ક્રિયા કરાવી.

આજે હવે રાત્રિના ત્રણ વાગ્યા છે. આવતી કાલે હું મારા જીવનનાં બાકીનાં પાનાં તમારી સમક્ષ ખુલ્લાં કરીશ. મારા અનુભવ વિચિત્ર છે. હવે જાઓ, નિરાંતે ઊંઘો."

સવિતાદેવી પોતાના શયનગૃહમાં ચાલ્યાં ગયાં.







## પ્રકરણ બારમું

### સૂર્યસિંહ

**બીજી** રાત્રે સવિતાદેવીએ પોતાની જીવનકહાણી આગળ ચલાવી.

"હું હવે સિનેમા લાઇનમાં સારી રીતે ઊંડાં મૂળ નાખી શકી હતી. હું સારું ગાઈ શકતી હતી. સંગીત પણ સારું શીખી હતી, અમારી કંપનીના ઉસ્તાદે પ્રેમથી મને સંગીત શીખવ્યું હતું. મને દેવે અભિનયકળા પણ સારી રીતે શીખવી હતી. મારી કંપની આ ધંધામાં સારું કમાઇ હતી. મને પણ હવે ૪૦૦ રૂપિયા માસિક મળતા હતા. અમારી કંપનીના માલિક આ સમયે ઉત્તરની એક નટીને માસિક ૧૫૦૦ રૂપિયાના પગારે લાવ્યા, ગુલશન એનું નામ હતું. એ રૂપસુંદરી હતી, સીધા સોટા જેવી સાડાપાંચ ફીટ ઊંચી

સંગેમરમરની પુતળી જેવી એ શોભતી હતી. એનો કંઠ સાધારણ સારો હતો. પરંતુ એનો અભિનય ઊંચા પ્રકારનો હતો, પરંતુ એનું નૃત્ય! શું એની વાત કરૂં? એના પગ નૃત્યસમયે જાણે પૃથ્વીને અડકતા જ નહોતા. એટલું હળવું પગસંચાલન એ કરતી કે જાણે કોઈ ઈંદ્રની અપ્સરા નાચતી હોય! એ સમયે એના શરીરનો અંગમરોડ, એના હાવભાવ, એની હળવી કૂદડીઓ, એની છટા એની કળા ખરેખર સ્વર્ગીય હતી.

ગુલશને સિનેમાજગતમાં મોટાં આંદોલનો જગાવી મૂકયાં. એની ફિલ્મો જોવા લોકોનો દરોડો પડવા લાગ્યો. એ કચકડાની રાણી બની બેઠી. એને વધારે પગારની લાલચ આપીને બીજા સિનેમા ફિલ્મો બનાવનારા આકર્ષવા લાગ્યા. અમારા માલિકે એના ઉપર ખાનગી ડીટેકિટવનો પહેરો મૂકયો. ગુલશને તે જોઈ માલિકને રોકડું પરખાવી દીધું. હું સ્વેચ્છાથી આવી છું, ઈચ્છા પ્રમાણે રહીશ, ઈચ્છા પ્રમાણે કામ કરીશ. મારી ઉપર ચોકી રાખશો તો હું નાસી જઈશ. મારા ઉપર વિશ્વાસ રાખશો તો હું સજ્જન બનીને રહીશ. માલિક સ્થિતિ સમજી ગયા, ચોકીપહેરો ચાલ્યો ગયો.

ગુલશન સાથે ઋણાનુબંધથી મારી મૈત્રી થઈ. અમે એક-બીજાને ત્યાં જતાં. ફિલ્મનાં દશ્યોમાં સાથે ઊતરતાં. એ નાયિકા થતી, હું ઉપનાયિકા થતી, અમે દરરોજ સાંજે સાથે ફરવા જતાં. અમે એકબીજાની વીતક વાતો પેટ ખોલી કરતાં હતાં. ગુલશનની માતા એક પ્રસિદ્ધ વારાંગના હતી. એનો પિતા અફઘાનિસ્તાનનો એક સરદાર હતો. એ આગ્રા કૉલેજમાં મેટ્રિક થઈ હતી, પ્રખ્યાત ઉસ્તાદ નજીરખાં પાસેથી એ સંગીત શીખી હતી, એની માતા અને બીજી શ્રેષ્ઠ વારાંગનાઓ પાસે એ નૃત્ય શીખી હતી. ગુલશન સદ્ગુણી હતી, એ દારૂ પીતી નહોતી, સિગારેટ પીતી નહોતી. કુદરતી રીતે એને નૃત્યકળા વરી હતી. એનો પ્રેમી એક જમીનદારનો

પુત્ર નજીર હતો. એ ગ્રેજ્યુએટ હતો. નિઝામ સરકારમાં સારા અધિકાર ઉપર હતો, વારંવાર હૈદ્રાબાદથી ગુલશનને મળવા આવતો હતો. બે વરસ પછી બંને શાદી કરનારાં હતાં, ત્યાંસુધી બંને નીતિથી ચાલતાં હતાં. ગુલશન સાથે એની માતા અને માસી રહેતાં હતાં.

ગુલશને મને આ સ્વર્ગીય નૃત્ય શીખવવાનું માથે લીધું. અમારાં બંને વચ્ચે ખૂબ સ્નેહ હતો, દરરોજ સંધ્યા પછી અને પ્રાતઃકાળના–આ બે સમયે એને બંગલે હું જતી હતી. મને ગુલશન ખરા પ્રેમથી નૃત્ય શીખવતી હતી. મારી અનેક ભૂલો થતી. અટપટા નૃત્યો શીખતાં મને ભારે કષ્ટ પડતું હતું. કેટલાંક નૃત્યોમાં તો પગોને ફૂલોની જેમ મૂકવા પડે છે. જાણે આકાશમાં ઊંચે ઉડતાં હોઈએ એવું નૃત્ય કરવું પડે છે, બે વરસની મુદતમાં હું સર્વ નૃત્યો શીખી ગઈ. મને પણ નૃત્ય માટે ઈશ્વરી બક્ષિસ મળી હતી. ગુલશને એ મુદત પછી તરત નિકાહ કર્યાં. મને માસિક એક હજાર રૂપિયાના પગારે મુખ્ય નટીનું સ્થાન માલિકે આપ્યું.

દેવના મૃત્યુ પહેલાં જ મેં કોઈ પ્રેમસંબંધ બાંધ્યો નહોતો. મને કેટલાંક નટનટીઓના જીવન તરફ ઘૃણા હતી. હું સિગારેટ પીતી નહિ, દારૂ તરફ તો મને સંપૂર્ણ તિરસ્કાર હતો ખરાબ સોબત કરતી નહિ. મારે સિનેમાદશ્યોમાં પ્રેમચેષ્ટાઓ નટો સાથે ફરજિયાત કરવી પડતી હતી, પરંતુ ખૂબ આત્મસંવરણથી હું મારી જાતને સંભાળી લેતી હતી. મારા જૂના સંસ્કાર મારું રક્ષણ કરતા હતા. અનેક નટો મારા પ્રેમના ભિક્ષાર્થી હતા. અનેક ધનવાનો મારા પ્રેમની પ્રાર્થના કરતા હતા. મને દરરોજ અનેક પ્રેમપત્રિકાઓ મળતી હતી; એના લેખકો મારા શરીરના ભૂખ્યા વરુઓ છે, તે હું જાણતી હતી. એક પ્રૌઢ આબરૂદાર ધનપતિએ મને એક બંગલો અને એક લાખ રૂપિયા રોકડાની લાલચ આપી, પરંતુ હું મક્કમ રહી. પોતાની સ્ત્રી અને બાળબચ્ચાંવાળા અને બહાર મોટી પ્રતિષ્ઠા

ધરાવનારા ઘણા ધનવાન અને વિદ્વાન અધિકારીઓ પણ મારી પ્રેમયાચના કરતા હતા. હું કોઈને દાદ અપતી નહિ. મેં એક વૃદ્ધ શીખને નોકરીમાં રાખ્યો હતો. જીવનસિંહ મારૂં રક્ષણ કરતો હતો.

હું એક દિવસ સાંજે સમુદ્રતટ ઉપર મારી મોટરમાં ફરવા ગઈ. સમુદ્રકિનારે હું પગે ટહેલતી દૂર નીકળી ગઈ. મંદમંદ પવન વાતો હતો. સમુદ્રનાં મોજાં ખૂબ જોસથી આગળ આવીને પાછાં ફરતાં હતાં. હું એ મોજાંની રમત જોતી હતી. ઉપર ચંદ્રમા ઊગ્યો હતો. આકાશમાં તારાઓ પણ ઝગમગતા હતા. કિનારા નારિયેળનાં વૃક્ષોની ઝાડીથી છવાયલા હતા. સમુદ્રનાં મોજાં પાણીમાં અર્ધાં ડૂબેલા ખડકો સાથે અથડાઇને ત્રીસ ચાલીસ ફીટ ઊંચા ઊડતાં હતાં મારું મન ખૂબ પ્રસન્ન થયું. રાત્રિદેવી આવી પહોંચી, તેનું મને ભાન રહ્યું નહિ. ફરવા આવનારા સર્વે લોકો પોતાનાં ઘર તરફ પાછા વળ્યા હતા. હું રાત્રિ પડેલી જોઈ સફાળી ઊઠી અને ત્વરિત પગલે મારી મોટર તરફ જવા લાગી, પરંતુ મોટર દૂર હતી. અંધારું થઈ ગયું હતું; છતાં ચંદ્રને અજવાળે હું ચાલી. લોકો ચાલ્યા ગયા હતા. સમુદ્રકિનારો નિર્જન થઈ રહ્યો હતો. મને મનમાં કાંઈક આશંકા પેઠી.

જરા આગળ ચાલતાં બે ગુંડાઓ મારી પાછળ લાગ્યા હતા. મારા શરીર ઉપર સુંદર વસ્ત્રાલંકાર હતા. હું અંદર ગભરાઈ પણ બહારથી મજબૂત મુખમુદ્રા રાખી. ગુંડાઓએ કુચેષ્ટા કરવા માંડી. મેં મારો વેગ ઘટાડી જરા પણ ડરતી ન હોઉં એવો દેખાવ રાખ્યો. એક ગુંડો મારી પડખે ઘસાઈને ચાલ્યો. મેં એને તરત જોસથી લપડાક લગાવી દીધી. હવે બંને ગુંડાઓ મારી આસપાસ ફરી વળ્યા, તેઓએ મારા ઉપર આક્રમણ કરવાની વલણ દેખાડી. મેં જોસથી બૂમો પાડીઃ 'મદદ કરો, મદદ કરો' પરંતુ દરિયાકિનારા ઉપર નીરવતા છવાઈ હતી. મારી પાસે કાંઈ હથિયાર નહોતું,

પરંતુ દરિયાની રેતીમાં ઈંટનો અર્ધો ટૂકડો મારી નજરે પડ્યો તે મેં ઉપાડીને ગુંડાઓનો સામનો કરવા માંડ્યો. ઓચિંતા ચંદ્રના અજવાળામાં એક યુવકને મેં મારી તરફ દોડતો જોયો, એના હાથમાં એક લાકડી હતી.

બંને ગુંડાઓ મજબૂત હતા. એમના હાથમાં પણ દંડા હતા. માત્ર એક જ યુવાનને આવતો જોઈ તેઓ ગભરાયા નહિ. દંડા લઈ એ યુવકના આગમનને વધાવી લેવા તેઓ તૈયાર થયા. શિકાર છટકવા દે તેવા તેઓ નહોતા. યુવક આ બંનેની સાથે આથડી પડ્યો. લાઠીઓ એકબીજાની સામે અથડાવા લાગી અને અંદરથી ચિનગારીઓ ખરવા માંડી. બે લાઠી અને એક લાઠી વચ્ચે કુસ્તી થઈ. તેણે પોતાનાં કોટપહેરણ પોતાના પગરખાંમાં વીંટીને ઢાલ તરીકે રાખ્યાં હતાં. તે તાલીમબાજ હતો. ગુંડાઓ પણ લાઠીબાજ હતા. હું સ્તબ્ધ થઈને આ લડાઈ જોતી હતી. યુવકે મને અહીંથી ભાગી જવા માટે બૂમ પાડી. પરંતુ મારું રક્ષણ કરનારને મૂકીને હું ગઈ નહિ. લાઠીઓની ઝડી વીજળીના વેગની પેઠે વધવા માંડી. એક બીજા ઉપર ધસારા કરી, દાવ ખેલી, તેઓ લાઠી મારતા, પાછા હઠતા, આગળ વધતા, તથા કૂદીને દૂર ઊભા રહેતા. લાઠીઓના દાવો ચૂકવતા પરસ્પર તેઓ ચોટ દેવા મંડ્યા. મેં પણ બૂમો મારવી જારી રાખી.

•

યુવક એકલો હતો. એણે ધોતી અને સફેદ પહેરણ માત્ર પહેર્યાં હતાં. એનું મોઢું ગૌર અને આકર્ષક હતું. એના બાહુઓમાં બળ હતું. બંને ગુંડાઓ સામે એકલે હાથે એ લડતો હતો. એના સ્નાયુઓ પોલાદી હતા. તેઓ પરસ્પર ચોટ આપતા હતા. તેઓ લાઠીના દાવની કરામત બતાવતા હતા. એક જણની સામે બે જણા હતા. યુવક શરૂઆતમાં માત્ર પોતાના રક્ષણ ઉપર ધ્યાન આપતો હતો, બે ગુંડાઓની ચોટથી તે પોતાનું રક્ષણ કરતો હતો. ચંદ્રના પ્રકાશમાં એના મોઢા ઉપર દૃઢ નિશ્ચય છવાયો હતો.

એને પણ લાઠીના બે ત્રણ ફટકા લાગ્યા. સામે ગુંડાઓને પણ એણે પોતાના હાથની વાનગી ચખાડી હતી. હું બૂમો પાડતી હતી, કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો. ગુંડાઓએ જોસથી આક્રમણ કર્યું. એકના શરીર ઉપર યુવકની લાકડી ખૂબ બળથી લાગી; તે નીચે પડયો, પરંતુ યુવક ફરી કૂદે એટલામાં બીજા ગુંડાએ યુવકની કાંધ ઉપર જોરથી લાકડી મારી અને તે નાઠો. કેટલાક માણસો આવી પહોંચ્યા. એમણે જમીન ઉપર પડેલા ગુંડાને પકડયો. પોલીસ પણ અર્ધા કલાકમાં આવી પહોંચી. એણે ગુંડાને હાથકડી પહેરાવી.

મારો મોટરડ્રાઇવર પણ આવી પહોંચ્યો. યુવકને પણ સખ્ત ચોટ લાગી હતી. મારા ડ્રાઈવર અને એક પોલીસની મદદથી તે યુવકને હું મારી મોટરમાં મારે બંગલે લઈ ગઈ. મેં તુરત ડૉકટરને બોલાવ્યો, યુવક બેશુદ્ધ હતો, એનો ખભો નીચે ઊતરી ગયો હતો. ડૉકટરે હાડવૈદને બોલાવી એનો ખભો ફરી બેસાડયો. તેના ઉપર ખપાટો ચડાવી, શરીરે બે ત્રણ ઘા થયા હતા તેના ઉપર લેપ મારી પાટા બાંધ્યા. એને જરા પણ હાલવા-ચાલવાની મનાઈ કરવામાં આવી. યુવકને સોજો ચડયો, તાવ પણ આવ્યો, દુઃખાવો પણ ખૂબ ઊપડયો, છતાં તેણે અદ્દ્ભુત સહનશક્તિ બતાવી. ભયંકર પીડાને પણ એણે સહન કરી, મોઢામાંથી હુંકારો કાઢયો નહિ. તે બિછાનામાં શાંત પડયો રહેતો હતો. ડૉકટરે તેને વાત કરવાની મનાઈ કરી હતી.

આઠેક દિવસમાં તો યુવકનો સોજો ઊતરી ગયો. તાવ પણ જતો રહ્યો, પીડા પણ તદ્દન ઘટી ગઈ, માત્ર લાઠીના ઘા તદ્દન રુઝાવામાં અને ખભાનું હાડકું ઠીક થવામાં સમય લાગવાનો હતો. યુવક હવે સચેત થયો હતો. એની જીવનકથા સાદી અને કાંઈ વિશેષ બનાવો વગરની હતી. ઉત્તર હિંદના મથુરા પાસેના એક ગામડાનો

એ રહેવાસી હતો. પિતામાતા નાનપણમાં જ સ્વર્ગવાસી થયાં હતાં. પોતાના કાકાના આધારે એ ઊછર્યો હતો. કાકા પાંચમી રજપૂત પલટનના હવાલદાર મેજર હતા, સૂર્યસિંહે મેટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. એ નાનપણથી કુસ્તીબાજ અને તાલીમબાજ હતો, હમણાં એની ઉંમર બાવીસત્રેવીસ વરસની હતી, એ પણ સૈન્યમાં નોકરી કરતો હતો. તેણે દહેરાદુન કૉલેજમાં સૈનિક અધિકારીની પરીક્ષા પસાર કરી હતી. એની ટુકડી આ શહેરમાં રહેતી હતી. તે દિવસે એ માત્ર સાદો પોષાક પહેરી ફરવા નીકળ્યો હતો. સૈનિક ખાતાને એણે પોતાની બીમારીના ખબર આપી બે માસની રજા મેળવી હતી. પેલા ગુંડાને પોલીસે બે વરસ કારાગૃહમાં મોકલ્યો.

સૂર્યસિંહે હિંદની સરહદ ઉપરના આફ્રિદીઓની સાથેના યુદ્ધમાં બહુ બહાદુરી દેખાડી હતી, એને Distinguished service Medal મળ્યો હતો. સેનામાં એની ખ્યાતિ હતી. એ સૌ સૈનિકો અને અંગ્રેજ અધિકારી વચ્ચે લોકપ્રિય હતો, એ બંદૂકથી સરસ નેમ લઈ શકતો હતો. તે તદ્દન સરળ અને સીધો હતો. હૃદયનો નિખાલસ અને વ્હાલપભરેલા અંતઃકરણવાળો હતો. તેના કાકા મરણ પામ્યા હતા. હજી તેણે લગ્ન કર્યું નહોતું. પોતાના સૈનિક તરીકેના ધંધામાં એ ખૂબ મશગૂલ હતો. યુવક સોહામણો, સારો સંસ્કારી અને શુદ્ધ હૃદયનો હતો. સેંકડો યુવકોમાંથી પણ એવા તન અને મનના ઉચ્ચ ગુણવાળા યુવકો મળવા મુશ્કેલ હોય છે. મેં એની રાતદિવસ સેવા કરી. રાત્રિ જાગીને પણ હું એને શેક કરતી હતી, એની પાસે બેસીને એનાં પ્રિય પુસ્તકો–ગીતા, વાલ્મિકી રામાયણ અને રામકથા વાંચતી હતી. ક્યારેક્યારે મારી દિલરુબા લઇને હું એની પાસે તુલસીદાસ, સૂરદાસ, મીરાંબાઈ તથા કબીરનાં ભજન ગાતી હતી.

યુવક સાથે મારો પરિચય વધ્યો. અમે જાણે ઘણાં વરસનાં જૂના મિત્રો હોઇએ તેમ વર્તવા લાગ્યાં, આખો દિવસ ભેગાં રહેવા લાગ્યાં. મેં પણ સિનેમા કંપનીમાંથી બે માસની રજા લઈ લીધી. કોઈ અગત્યની ફિલ્મ તૈયાર થતી નહોતી, એટલે મને સહેલાઇથી રજા મળી. યુવક અને યુવતી બંને સહૃદય હોય, સ્વરૂપવાન હોય અને પરિચય વધે, તો બંને વચ્ચે પ્રેમનું આકર્ષણ થાય છે. મારા હૃદયમાં પ્રેમની ચિનગારી ઊડી હતી. સૂર્યસિંહ જેવો માયાળુ અને બહુશ્રુત યુવાન મળવો મુશ્કેલ હતો. તેનું બાહ્ય અને આંતર સૌંદર્ય અલૌકિક હતું. એ શરમાળ હતો, પરંતુ મારી સાથે હળી ગયો હતો. સૂર્યસિંહ મારા ચિત્તમાં સ્થાન મેળવતો હતો. પ્રેમદેવનું સામ્રાજ્ય મારા હૃદયમાં સ્થાપિત થયું. રાત્રે ઊંઘમાં પણ સૂર્ય મારા સ્વપ્નમાં આવતો હતો. મારું હૃદય એને પૂજવા લાગ્યું. મને કોઈ વખત અગાઉ ન થઈ હોય એવી લાગણી થતી હતી. રોમાંચ ખડા થતા, આંસુ પણ આવી જતાં. હું શરીરમાં ઉત્સાહ અનુભવતી હતી.

અમને સ્ત્રીઓને કુદરત તરફથી છઠ્ઠી ઈંદ્રિય મળી હોય છે. અમે સામા માણસની વલણ સૂંઘી શકીએ છીએ. મને થોડા દિવસમાં ખાતરી થઈ કે મારો પ્રેમ એકતરફી નથી. સામાના હૃદયમાં પણ કામદેવનાં બાણો વાગ્યાં છે. સૂર્યમાં પણ ચિનગારી જાગી છે. એક દિવસ અમે બેઠાં હતાં. હું રામકથા વાંચી રહી હતી, સૂર્યની આંગળીઓ એક પ્યાલા સાથે રમતી હતી. ઓચિંતા સૂર્ય બેઠો થયો, એણે ધીમેથી કહ્યું:

'સવિતા, હું તને ચાહું છું. તું મારી સાથે વિવાહ કરીશ?'

હું આભી બની ગઈ. આ પ્રસ્તાવ ચોંકાવનારો હતો. મેં ધીમેથી કહ્યું:

'હું પણ તમને ચાહું છું, પરંતુ તમને મારા પૂર્વ ઇતિહાસની ખબર નથી, મારું પૂર્વજીવન કલુષિત છે. હું વિધવા છું, નટી છું, એકની રખાત હતી, તમારા જેવા આબરૂદારના જીવન ઉપર કલંક ચડાવવા હું ચાહતી નથી.'

'તારા પૂર્વજીવન. માટે મને કાંઈ લેવાદેવા નથી, હું તારા વર્તમાન જીવનને જ ચાહું છું. જેવું છે તેવું હું એને સ્વીકારી લઈશ. આપણો પરસ્પર પ્રેમ છે એટલે મારે બસ છે. મને બીજું કાંઈ જોઈતું નથી.'

'નહિ નહિ, એમ નહિ બને. તમે મારી વીતકકથા સાંભળી પછી નિર્ણય કરો તે મને માન્ય છે. હું તમને અંધારાંમાં રાખીને તમારા ઉપર પડવા માગતી નથી. મને પણ સ્વમાન પ્રિય છે. તમે મારી ગત જીવનકથા સાંભળો.'

'મને કાંઈ દરકાર નથી, હું તો હૃદયને ઓળખું. તે શુદ્ધ હોય તો મને બીજું કાંઈ જોઇતું નથી. મારે કાંઈ સાંભળવું નથી, મને તારો પ્રેમ છે એટલે સૌ છે. ખાલી જૂનો કાદવ ઉખેડવાથી શો ફાયદો ?'

પરંતુ હું દૃઢ હતી એટલે સૂર્યને નમતું આપવું પડ્યું. મેં એને મારી પૂર્વકથા જે તમને સંભળાવી છે, તે સંભળાવી દીધી. મારું પતન પણ કાંઈ પણ છુપાવ્યા વગર વર્ણવી બતાવ્યું. સૂર્યે એ સર્વે ગંભીરાઈથી સાંભળ્યું.

એણે ગાંભીર્ય અને રસથી એ પૂર્વ વૃત્તાંત સાંભળ્યો. કાંઈ પણ ટીકા વગર આખી વીતકકથા સાંભળી મને આલિંગન આપી, એણે ચુંબન કર્યું અને મને નચિંત કરી.

'મને આ કથાથી જરા પણ ક્ષોભ થયો નથી. હું ફરીને કહું છું કે તારું હૃદય પ્રેમાળ છે, વહાલસોયું છે. એના ઉપર

કલંક હોય નહિ. હું જિંદગીના અકસ્માતોને કાંઈ મહત્ત્વ આપતો નથી. તું કાંચન જેવી નિષ્કલંક છે.'

અમે બંને જ્ઞાતિ અને પ્રાંતનો ભેદ ધરાવતાં હતાં. આથી અમે આનંદવિધિથી શીખ ગુરૂદ્વારામાં જઈ પરણ્યાં. સૂર્યસિંહની ટુકડી બે વરસ સુધી અહીં જ રહી. પછી એની બદલી થઈ. પરંતુ સૂર્યસિંહ સર્વ રજા મારી સાથે ગાળતો હતો. એણે મને મારો નટીનો ધંધો છોડવા દીધો નહિ. અમે પરસ્પર આત્મસમર્પણ કર્યું. અમારો પ્રેમ અગાધ હતો. અમે સ્વર્ગીય સુખ માણતાં હતાં. અમે ગૃહસ્થાશ્રમનો ઉચ્ચ આદર્શ પાળતાં હતાં. અમારો કટોરો સુખથી છલોછલ ભરાયો હતો. તેમાં વાસના માટે અવકાશ નહોતો. અમે એકબીજા માટે જીવતાં હતાં, અમે પરસ્પર બોલતા હતા કે—

**त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं ।**
**त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ॥**

**उत्तररामचरित्र**

અથવા કવિશ્રી ખબરદારના શબ્દોમાં—

નયનો ઝરશે, પ્રભુતા ભરશે, સરશે આત્માભાર;
સખીરી! તારું હૃદય વિકસતાં, સ્વર્ગ બને સંસાર.
સખીરી! તારા આછા ઘૂંઘટ ઉઘાડ.

વળી

વહાલા પેલી ઊઘડી દિવ્ય દિગંત,
રેલાશે કૃપા નાથની રે લોલ,
ત્યારે તહીં રમશું નવલ વસંત,
અનંત આ સાથની રે લોલ.

હું સ્વર્ગીય સુખનું પાન મારા વહાલાની સાથે કરતી હતી. આમ દશ વરસ વહી ગયાં. સૂર્ય એક દેશી ટુકડીનો મુખ્ય અધિકારી બન્યો હતો. અમે વારંવાર સુખસ્વર્ગને સંભારીને રસઘૂંટડા પીતા હતા, હું પણ લાંબી રજાઓ લઈ મારા પ્રિયની સોડમાં આનંદથી દિવસ ગુજારતી હતી, પરંતુ આવાં ઉચ્ચ માધુર્યયુક્ત જીવન આ જગતમાં લાંબાં ટકતાં નથી. મને કાંઈ સંતાન થયું નહોતું. એક દિવસ ઓચિંતા સૈનિક ખાતા તરફથી તાર આવ્યો. સૂર્યસિંહ પઠાણો સાથે લડવા સરહદ ઉપર ગયા હતા. અતિશય બહાદુરી બતાવી તેઓ એક પઠાણની બંદૂકના ભોગ બન્યા હતા. હું હવે ખરેખર વિધવા બની હતી. મારો સૌભાગ્યનાથ અસ્ત પામી ગયો હતો. સાથે મારાં સુખ, સગવડ, આનંદ, ઉત્સાહ, પ્રેમ, શ્રદ્ધા અને સ્ફૂર્તિ પણ અસ્ત પામી ગયાં. હું અનાથ બની. મારું કર્તવ્ય કર્મ કરું છું. મને તેમાં હવે રસ નથી. તેમનો છેલ્લો પત્ર નીચે મુજબનો મળ્યો હતો:

**પ્રિયે!**

'અમારી ટુકડીને એક પર્વતના ઊંચા વિભાગમાં આવેલા આફ્રિદી કિલ્લા ઉપર આક્રમણ કરવા માટે આજ્ઞા મળી છે. એ ભયાનક અને જોખમી કામ છે. આફ્રિદીઓની બંદૂકની નેમ સરસ હોય છે. આથી આ આક્રમણ ઘણું જોખમભરેલું છે. હું તો મારી ટેવ મુજબ ટુકડીની હરોળમાં જ રહીશ. એટલે વીર મૃત્યુ જે આખા જન્મમાં મારો આદર્શ છે તેની સંભાવના ઘણી છે. મને એ મૃત્યુ વધાવી લેવા જેવું લાગે છે. આ પહેલાં હું તારી છેલ્લી વિદાય માગી લઉં છું. મને તારા સહવાસ અને સોબતથી અતિશય સુખ પ્રાપ્ત થયું છે, આપણો સંબંધ અતિશય ઉચ્ચ, પવિત્ર અને આદર્શ દંપતીનો રહ્યો છે. એક હિંદુ તરીકે આવતા જન્મમાં પણ હું એવી સ્થિતિ શ્રીપરમાત્મા પાસે માગી રહ્યો છું.

તારે મારો શોક કરવો નહિ. મને પ્રસન્ન રાખવો હોય તો તારે કદી પણ વિધવાનો શોક પાળવો નહિ અને તેવાં વસ્ત્રો

ધારણ કરવાં નહિ. મારી ઇચ્છા છે કે તારે તારો ધંધો ચાલુ રાખવો. પરમાત્મા તારું કલ્યાણ કરો. મારા અંતઃકરણના તને આશિષ છે.

લિ.
તારો પોતાનો સૂર્યસિંહ'

આ કાગળની આજ્ઞા મુજબ હું વર્તું છું, પરંતુ હૃદય ઉપર જે અંધકાર અને શોકનો પડદો પડ્યો છે, તે હું કોઈ રીતે ઉપાડી શકતી નથી. અવશ અને જાણે ધકેલાયલી પેઠે હું મારું કામ કર્યાં કરું છું, પણ એ કામ રસ કે આનંદ આપતું નથી.

આજે રાત્રે પૂનમ છે, પૂનમને દિવસે હું મારા પ્રાણપ્રિય પતિને અર્ઘ્ય આપું છું. તમે પણ ત્યાં આવજો. દર પૂનમ અને બીજને દિવસે હું એ અર્ઘ્ય આપું છું.

મારા પતિનું માસિક ત્રણસો રૂપિયા પેન્શન મને મળે છે. તેમાં રૂ. ૨૦૦ ઉમેરી માસિક પાંચસો રૂપિયાને ખર્ચે એમના નામથી એમની જન્મભૂમિમાં હું એક ઇસ્પિતાલ એમના સ્મરણ-ચિહ્ન તરીકે ચલાવું છું. અહીં સવિતાદેવીએ એનો ઇતિહાસ પૂરો કર્યો.

આ પછી સૌએ જમી લીધું. રાત્રે ચંદ્રમા આકાશમાં પૂરેપૂરો પોતાની ચાંદની પાથરી રહ્યો હતો. દાસી બધાને બોલાવવા આવી. સૌ ગૅલેરીમાંથી જઈ બંગલાના મોટા ઓરડામાં આવ્યાં. આખો ઓરડો વીજળીનાં પ્રકાશથી ભારે ઝગમગી રહ્યો હતો. આખા ઓરડામાં ચાર મોટા ઝુંમરોમાંથી વીજળીના અસંખ્ય દીવાઓ રાત્રિને દિવસ બનાવી બેઠા હતા. આખા ઓરડામાં ચારે તરફ ગુલાબના ફૂલો કળા અને સુંદર સજાવટથી શોભી રહ્યાં હતાં. એમની મઘમઘતી સુવાસ આખા ઓરડામાં ફેલાઈ રહી હતી. ચારે ખૂણે ધૂપદાનીઓમાં સુગંધી ધૂપોની સુગંધ વ્યાપી રહી હતી. નાનાં નાનાં

ફૂલદાનોમાં ગુલાબના તોરા ગૂંથેલા શોભતા હતા. અગરબત્તીઓ સેંકડોની સંખ્યામાં મધુર અને મનગમતી સુવાસ પાથરતી હતી, જમીન ઉપર એક કિંમતી ગાલીચો પાથર્યો હતો.

એક તંદુરસ્ત, આકર્ષક દેખાવના યુવાનની આખી છબી ચાંદીના સ્ટેન્ડ ઉપર મૂકેલી હતી. એને મોટાં સુગંધિત ગુલાબોની માળા પહેરાવવામાં આવી હતી. આગળ અગરબત્તીઓ સુવાસ ફેલાવતી હતી. ગાલીચા ઉપર હાથીદાંતની બનાવેલી એક દિલરુબા પડી હતી. ઓરડાના ખૂણામાં એક શ્વેત ચાદર પાથરેલો પિત્તળનો પલંગ બારીઓ પાસે હતો. તેમાં રેશમના તકિયા પડ્યા હતા. આખો ઓરડો સ્વચ્છ અને પવિત્ર વાતાવરણથી ભરપૂર હતો. સવિતાદેવી સૂર્યસિંહની છબી સામે હાથ જોડી બેઠાં હતાં. મનમાં કાંઈ ધીમે સ્વરે બડબડતાં હતાં. પછી તેમણે દિલરુબા વગાડવી શરૂ કરી. અતિશય મીઠા કંઠે એમણે એક ગીત છોડ્યું.

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની,
કાચે રે તાંતણે પિયુજીએ બાંધી, જેમ તાણે તેમ તેમની રે,
મને લાગી કટારી પ્રેમની.

વારંવાર પુનરાવર્તન પામતું એ ગીત ખૂબ ઊર્મિ અને માધુર્યથી સવિતાદેવીએ ગાયું. તે પછી તેમણે બીજું ગીત ઉપાડ્યું.

જોષીડા, જોષ જુઓની, કે દા'ડે મળશે મારા પ્રાણ,
વાયદા ઉપર દિન વીતી ગયા ઝાઝા, પાકીને થઈ છું પીળું પાન રે,
જોષીડા, જોષ જુઓની, કે દા'ડે મળશે મારા પ્રાણ.

સંસારસાગર મહાજળ ભરિયો, મોજાં છે મેરુ સમાન રે,
જોષીડા જોષ જુઓની, કે દા'ડે મળશે મારો કાન.

એ ગીત પણ વારંવાર પુનરાવર્તન પામતું ધીમી ગતિથી આગળ વધતું હતું. પછી સવિતાદેવીએ ત્રીજું ગીત ઉપાડ્યું:-

બહુત નાચી દિલદાર, મૈં તો બહુત નાચી હૈયાહાર,
પિયુમંદિર મેં અભાગી નાચે, શિર પર બજાવે તાલ;
નાચ નાચો મેં પિયુકું રીઝાતું, ગાઉંગી ગુણ રસાલ,
બીન દર્શન મોપે દફ ન પડત હૈ, ઐસી ભઈ બેહાલ;
બહુત નાચી દિલદાર, મૈં તો બહુત નાચી હૈયાહાર.

આમ ગાતાં ગાતાં સવિતાદેવી ઊભાં થઈ ધીમેથી નાચવા લાગ્યાં. દિલરુબા એમણે નીચે મૂકી દીધી. તે મંજુલ સ્વરે ગણગણવા મંડયાં:

કોઈ આવનકી, કોઈ આવનકી, કોઈ કીજે રે પિયુ આવનકી,
આપ ન આવે પતીઆ ન ભેજે, એ બાતું લલચાવનકી;
કોઈ કીજે રે પિયુ આવનકી.
કયા કરું કહીં જાઉં મોરી સજની, પાંખ હુવે ઉડજાવનકી,
કોઈ કીજે રે પિયુ આવનકી.

સવિતાદેવી આગળ વધ્યાં:

નિતનિત ભજીએ તારું નામ, તારું નામ,
તારું નામ રે, પ્રેમ થકી પિયુ મલ્યા રે;
ઓલી કોર ગંગા, પેલી કોર યમુના, વચમાં પિયુનું ગામ રે,
નિતનિત ભજીએ તારું નામ રે;
અન્ન ન ભાવે, નેણે નિદ્રા ન આવે, સહેજે પધારો મારા પ્રાણ રે,

સવિતાદેવીના મોઢા ઉપર દૈવી આનંદની ઝલક ઝળકી ઊઠી. તે કોઈ અલૌકિક પ્રદેશમાં હોય એમ લાગવા માંડયું. એણે વળી એક પદ ઉપાડયું.

દરશ બિના દુઃખણ લાગે મેરે નેણ.
જબસે તુમ બિછુડે પ્રભુ મોરે, કબહૂ ન લાગે ચેન,
બિરહકથા કાસું કહું સજની, બહી કરવન વહેણ;
શબ્દ સુની કાંપત મોરી છતિયાં, મીઠો લાગે બેણા (બેણ),
કલ ન પડત પલ પિયુ મગ જોવત, ભઈ છ માસી રેન;
દરશ બિના દુઃખણ લાગે મેરે નેણ.

છેલ્લું પદ સવિતાદેવીએ ઉપાડયું:

જો તુમ તોડો પિયા, મૈ નહિ તોડું,
તુમ સંગ તોડી પિયા, કૌન સંગ જોડું;
તુમ ભયે તરુવર, મૈં ભઈ પંખીઆ,
તુમ ભયે સરોવર, મૈં તેરી મછીઆ;
તુમ ભયે ગિરિવર, મૈં ભઈ શાખા,
તુમ ભયે ચંદા, મૈં ભઈ ચકોરા;
તુમ ભયે મોતી, મૈં ભયા ધાગા,
તુમ ભયે સોના, મૈં ભઈ સોહાગા;
જો તુમ તોડો પિયા મૈ નહિ તોડું,
તુમ સંગ તોડી પિયા, કૌન સંગ જોડું ?*

હવે સવિતાદેવીએ નૃત્યને વેગ આપ્યો. તેમના પગો પૃથ્વી ઉપર ફૂલોની પેઠે પડવા માંડયા, છબીની સામે નાચતાંનાચતાં તેમની આંખો-

* આ સર્વ પદો મીરાંબાઈનાં છે.

માંથી આંસુઓની ધારાઓ વહેતી હતી. એ પોતાના પ્રિયમાં લીન થઈ ગઇ હતી. બાહ્ય જ્ઞાન એને મૂકતું જતું હતું. જે દિવ્ય, સ્વર્ગીય નૃત્યો મહા સદ્‌ભાગ્યે જીવનમાં ક્યારેક જોવા મળે છે, એવું એ નૃત્ય હતું. શી એની અલૌકિક દિવ્ય છટા હતી?! કળા તો પદેપદે ભરેલી હતી. જમીન ઉપર પગ મૂકયા વગર જાણે સવિતા ઊડતી હોય એવું લાગતું હતું. ત્રીસ વરસની એ ગંભીર યુવતીનાં અંગે અંગ રબરનાં હતાં. એના પગની હળવી ક્રિયા, એના શરીરનો અંગમરોડ, એના મુખનો આધ્યાત્મિક ભાવ, એની છબીની સાથે તલ્લીન દૃષ્ટિ, એનું પોતાના ઇષ્ટ સાથે અદ્વૈતપણું—એ સર્વે આ દૈવી નૃત્યને અતિ ઉચ્ચ કક્ષામાં લઈ જતાં હતાં. જાણે કોઇ ફૂલની બનાવેલી પ્રતિમા અપ્સરાનું સર્વોત્તમ નૃત્ય કરતી હોય એવો ભાસ થતો હતો.

નૃત્ય વેગમાં વધવા માંડયું. અતિશય વેગે સવિતાદેવી નાચવા લાગી. એનાં અંગોમાં થાક, પરિશ્રમ કે ગ્લાનિ નહોતાં. એ કલાકો સુધી નાચ્યા કરી. પછી ઓચિંતી ગાલીચા ઉપર ઢળી પડી, એને બાહ્ય જ્ઞાન હતું નહિ, એ તદ્દન બેશુદ્ધ થઈ ગઈ હતી.

દાસીએ ઇશારો કર્યો, સૌ બહાર નીકળી ગયા. દાસીએ દ્વારો બંધ કરી દીધાં.







## પ્રકરણ તેરમું

### પરાવલંબી સંસાર

**કૃષ્ણલાલની** અભિનયકળા કચકડામાં ખીલતી હતી. એ હવે નટોની આગલી હરોળમાં પોતાનું સ્થાન જમાવતો હતો. એને કળાપ્રેમ હતો. તેમાં એ એકરૂપ થઈ શકતો હતો. સવિતા-દેવીનો એના ઉપર ખૂબ પ્રભાવ હતો. એણે સવિતાદેવીને દારૂ નહિ પીવાનું વચન આપ્યું હતું. ઘણાં પ્રલોભનો છતાં એ વચન એણે પાળ્યું હતું. વૃંદા ઉપર પણ સવિતાદેવી પુત્રી જેવો પ્રેમ રાખતાં હતાં. એને પોતાની સાથે જ રાખી હતી. અભિનયકળા, નૃત્યકળા, સંગીત અને અંગમરોડ એને પ્રેમથી શીખવતાં હતાં. આ ત્રણેયની વચ્ચે ગાઢ મૈત્રી જામી હતી. કૃષ્ણ સાંજે બીજા સ્નેહી નટો

સાથે હૉટલમાં પહેલાં દરરોજ જતો. ત્યાં ચ્હા, પકોડી વગેરે સ્વાદિષ્ટ પણ આરોગ્ય માટે પ્રતિકૂળ ખોરાક એ જમતો, હવે તેને સવિતા-દેવીનું આમંત્રણ મળ્યું. સવિતાદેવી અને વૃંદા એને આગ્રહ કરીને પોતાને બંગલે લઈ જતાં હતાં. ત્યાં ફળફૂલો, ચ્હા અને બીસ્કીટનો લઘુ ઉપહાર મળતો હતો. ત્રણેય સમુદ્રકિનારે ફરવા જતાં. ત્રણેય વિદ્યાનુરાગી હતાં. સિનેમા, સાહિત્ય, સંગીત, લલિત કળા, ચિત્રો, સામાજિક ધાર્મિક વિષયો ઉપર વાતો થતી હતી. ત્રણેયને એકબીજાની સોબત રુચતી હતી. સદ્‌ગુણોની પૂજા, સુસંસ્કારિતા અને ઉચ્ચ ચારિત્ર એ ત્રણેયના આદર્શ હતા, ત્યાં ખોટો દંભ નહોતો, નહોતી કૂથલી અને નહોતી પરનિંદા, નહોતી ઈર્ષા કે અસૂયા. રવિવાર અને રજાના દિવસો પણ એમણે હવે સવિતાદેવીને ત્યાં ગાળવા માંડયાં હતાં.

સવિતાદેવી સંભાવિત નટી ગણાતી હતી. એનું ઉચ્ચ ચારિત્ર અને કળા અનેક કલાવિદોને એને ત્યાં ખેંચી લાવતા હતા. કોઈ સંસ્કૃતનો મહાપંડિત, કોઈ મહાન સુભાષિત વક્તા, કોઈ તત્ત્વજ્ઞાની સાધુ, કોઈ શ્રેષ્ઠ બીનકાર, કોઈ સંગીતનો મર્મજ્ઞ, કોઈ મહાન ચિત્રકાર, કોઈ વિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી, કોઈ મહાન લેખક, કોઈ સમર્થ વિદ્વાન, કોઈ કલાવિદ આ શહેરમાં આવતા, ત્યારે એમને સવિતાદેવીનું આમંત્રણ મળતું હતું, ત્યાં એમનો યોગ્ય સત્કાર થતો હતો. દર માસના પહેલા રવિવારે શહેરના પ્રખ્યાત સંગીતશાસ્ત્રીઓ સવિતાદેવીને ત્યાં પોતાની બેઠક જમાવતા હતા. કોઈ મહાન ચિત્રકા-રની સુંદર કૃતિ પણ સવિતાદેવીને ત્યાં જોવાને ખુલ્લી મુકાતી હતી. દર વરસે દશેરાને દિવસે લલિત કળાઓનું પ્રદર્શન સવિતાદેવીને ત્યાં ખુલ્લું મુકાતું હતું. ત્યારે એનો બંગલો યાત્રા ધામ બનતું હતું.

કૃષ્ણલાલ અને વૃંદા હવે પાકા નટો બન્યાં હતાં. એ બંનેની જોડી કચકડાની પટી ઉપર સુંદર કામ કરી રહી હતી. ‘સંસારનું સૌંદર્ય’ એ ફિલ્મનું નામ હતું. તેનો નીચે મૂજબ કથાભાગ હતો:

"સુલોચના સંસારની નજરે ભાગ્યશાળી સ્ત્રી હતી. તેણે બાળપણ શ્રીમંત માબાપના લાડકોડમાં ગુજાર્યું હતું. એની સોળ વરસની ઉંમર સુધી એને કોઈ પણ જાતનું કામ કરવાની જરૂર નહોતી પડી. શ્રીમંત પિતાના નોકરો એની અને એના કુટુંબની સેવા બજાવતા હતા. માબાપની લાડીલી આ બાળા સંપત્તિ, સુખ, સગવડ અને આરામ વચ્ચે ઊછરી હતી. એ વધુ ભણી શકી નહિ. વધુ ભણવા માટે શ્રીમંતની સંતતિ કદી નિર્માણ થઈ નથી. એ શાળામાં ગાડીમાં બેસી જતી હતી. ગાડી એને પાછી તેડી આવતી. શાળાના પ્રમુખ અને મુખ્ય સહાયક એના પિતા હતા. શાળાના માસ્તરો એ શ્રીમંત કન્યાની ખુશામત કરતા હતા. સુલોચના ચતુર, બુદ્ધિમાન પણ ચંચળ હતી. એનું મન અભ્યાસમાં ઠરતું નહિ. એના શ્રીમંત ઘરે એને ભણાવવા માસ્તરો આવતા હતા. ગુજરાતી અંગ્રેજીનો શિક્ષક જુદો, સંગીતનો જુદો, ચિત્રકળાનો શિક્ષક જુદો, એમ ત્રણ શિક્ષકો એને શીખવવા આવતા હતા, છતાં ચાંચલ્યને લીધે તેની પ્રગતિ થોડી હતી. શિક્ષકો આ ધનવાનની કન્યાને ઠપકો આપી શકતા નહિ. એણે અંગ્રેજી પાંચમા ધોરણ પછી શીખવાનું મૂકી દીધું.

સુલોચનાને વાંચનનો શોખ હતો. પ્રેમકથાઓ, ડીટેક્ટિવ કથાઓ રહસ્યમય કથાઓ તથા શ્રીમંતોની કથાઓ તે વાંચતી હતી. કાવ્યો અને પ્રેમનાં ગીતો એને સાધારણ સહેલાં ગમતાં હતાં. એ દરરોજ સાંજે સિનેમા જોવા જતી, રાત્રે મોડે સુધી વાંચતી અને સવારે નવ વાગ્યા પહેલાં બિછાનું છોડતી નહિ. ચ્હા પીને કલાકેક નાહવાધોવામાં જતો. કલાકેક માથું હોળવામાં અને વસ્ત્રાલંકાર સજવામાં જતો એટલામાં જમવાનો સમય થતો. જમવામાં પણ પોતાની મનગમતી એક પણ ચીજ ન હોય તો તેને ગમતું નહિ. તે રિસાળ હતી. મનને કાંઈક અનુકૂળ ન થતું તો રિસાઈને બેસતી હતી. એને સમજાવવામાં માતાને કલાકેક લાગતો હતો.

બપોરના જમ્યા પછી આરામ લેવાનું ફરજિયાત હતું. નિદ્રા તો આવે નહિ, એટલે પલંગ ઉપર આળસમાં એને પડચા રહેવાનું હતું. જાગીને ચ્હા પીને તૈયાર થાય, દાસી અને નોકરો સાથે ગપ્પાં મારે, બગીચામાં થોડું ફરે એટલે સાંજ પડે.

સાંજના મોટર આવે એટલે મોટરમાં બેસીને સમુદ્રકિનારે તે ફરે. સમુદ્રકિનારે ન ગમે તો સિનેમામાં જાય. રાત્રે ઘેર આવે. જમે, થોડી લટાર મારે, થોડી વાતો કરે, રાત્રે બાર વાગ્યા સુધી નવલો વાંચે, એટલે સુલોચનાબાઈ પલંગ ઉપર પોઢી જાય. નહિ કાંઈ ચિંતા, નહિ કાંઈ વ્યગ્રતા, નહિ કોઈ જાતની તંગી; સુલોચના બહેનનું જીવન શ્રીમંતાઈ, આરામ અને મોજશોખમાં ગુજરતું હતું. એને કાંઈ કર્તવ્ય નહોતું, એને કોઈ ફરજ નહોતી. ખાવું, પીવું, સૂવું અને મગ્ન કરવી એમાં જ એનો કન્યાકાળ પસાર થયો હતો, એને રોગો થતા હતા. આવી સુખી જુવાનબાળાઓને આ રોગો સ્વાભાવિક છે. ડૉક્ટરો આવી દરરોજ નવી નવી જાતની દવાઓ તેને આપતા હતા. સુલોચનાની ઇચ્છા હોય તો દવા પીએ. ઇચ્છા ન હોય તો દવા ઢોળી નાખે. એના વસ્ત્રો પણ એને સંભાળવાં પડતાં નહિ, એની દાસી એનાં સર્વ વસ્ત્રો સાચવતી હતી. સુલોચના ઉદાર હતી, વસ્ત્ર જરા ન ગમે તો દાસીને પહેરવા મળતું હતું. અલંકારો માતા સાચવતી હતી. પૈસા જોઇએ તે પ્રમાણે પિતા આપે, એટલે ફેન્સી વસ્તુઓની દુકાનોમાં સાંજે ખરીદી કરવી એ એની મુખ્ય ફરજ હતી. સુલોચનાને આવા સુખી જીવનમાં પણ અસંતોષ રહેતો.

સુલોચનાને કાંઈક ઊણપો લાગતી હતી. બીજા ધનવાનોની કન્યાઓના હીરામોતીના અલંકારો જોઈ એને પણ તરેહતરેહના અલંકારો ખરીદવાનું હમેશાં મન થતું. મોટર કોઈની નવી જાતની જોઈ તેવી ખરીદ કરવા માટે ચિત્તનું ભૂત દોડતું. કોઈનું ઊંચું ફર્નિચર જોઈ

તેવું ફર્નિચર ખરીદવાનું તેને મન થતું. પિતા આ સર્વે ઇચ્છાઓ પૂરી કરી શકતા નહિ. લક્ષાધિપતિ છતાં એ સર્વે ઇચ્છાઓ પૂરી કરી શકે એ અશક્ય હતું. સુલોચનાને ના સાંભળવી પોસાતી નહિ. કોઈ કિંમતી વસ્તુ પિતા ન અપાવે તો તરત જ બહેનનું મોઢું ઊતરી જતું. બહેન રિસાઈ જતાં. માતાને સમજાવવામાં ખૂબ મહેનત પડતી હતી. સુલોચનાની બીજી તકલીફ માથું દુઃખવાની હતી. આહાર-વિહાર યથેષ્ટ નહોતાં. સુલોચના માથાની ભારે પીડાથી દુઃખી થતી હતી. અઠવાડિયામાં એકાદ વખત સખ્ત માથું દુઃખવા આવે, માથું ઊંચું થાય નહિ. ડૉકટરની દવાથી પણ તરત ફાયદો થાય નહિ.

વિનયચંદ્ર એક સારા વેપારી હતા. કપાસના વેપારમાં એમને સારી પ્રાપ્તિ થઈ હતી. તેઓ વિધુર લક્ષાધિપતિ હતા. હજુ તેમણે પંચાવનની ઉંમર ઓળંગી નહોતી. તેમણે ફરી વિવાહ કર્યા નહિ, પરંતુ એમના ચારિત્ર સંબંધી લોકોમાં અનેક વાતો સંભળાતી હતી. વિનયચંદ્ર જૂના જમાનાનું માનસ ધરાવતા હતા. બ્રહ્મભોજન, જ્ઞાતિભોજન, અલમસ્ત સાધુસંતોને દાન એવા એવા માર્ગે તેઓ પૈસા ખર્ચતા હતા. પાંચવાર શ્રીજીનું દર્શન કરી આવ્યા છતાં ધંધામાં ખોટું બોલવાનો તેમનો રિવાજ ચાલુ જ હતો. પોતાના વેપારમાં તેઓ પાકા સ્વાર્થી હતા. કોઈને છેતરવાનો પણ મોકો મળે તો તેનો પણ લાભ લઈ લે એવા માનસના તેઓ હતા. ચોપાટી ઉપર મોટો બંગલો, બેત્રણ મોટરો, બગીચો, નોકરો, માળી, તથા ગાડી-વાનોનો મોટો ભપકો તેઓ રાખતા. દાન પણ ખૂબ કરતા હતા. ખુશામતપ્રિય પણ હતા. એમને પૈસાની કિંમત અને કદર હતા. જ્ઞાતિમાં તેઓ મુખ્ય પટેલ હતા. જ્ઞાતિ બહાર પડવાની, દંડ કરવાની વગેરે વાતોમાં એમને ખૂબ રસ હતો.

વિજયચંદ્ર એમનો એકનો એક પુત્ર હતો. યુવક ઇન્ટર સુધી ભણ્યો હતો. એને કોઈ જાતનો બીજો શોખ નહોતો.

માત્ર સટ્ટા કરવા ઉપર એને ભારે શોખ હતો. સવારના દશ વાગે જમીને વિજયચંદ્ર સટ્ટાબજારમાં પધરામણી કરતા હતા. સાંજે ૭ વાગે ઘેર આવતાં જમીને પણ ટેલીફોન પાસે એમની બેઠક હમેશ માટે અનામત રહેતી. ટેલીફોનો આવતા અને જતા. ડાઈંગનો શો ભાવ રહ્યો? તાતા ડીફર્ડનો સટ્ટો ફલાણે ઉપાડ્યો તેની શી ખબર છે? સાસુને કેટલો નફો કર્યો છે? તાતા ઑઈલની શી સ્થિતિ છે? કરીમભાઈ ગ્રુપે કેટલું ડિવિડન્ડ જાહેર કર્યું? ઠાકરસી મીલોમાં હડતાળ કેટલી લંબાણી? એ સર્વ વિગતો બારીકાઈથી વિજયચંદ્ર જોતો, કદી પણ કોઈ હકીકત કે અફવા એની ધ્યાન બહાર રહેતી નહિ. બાવીસ વરસની નાની ઉંમરમાં શેરબજારની સર્વે આંટીઘૂંટી તે જાણતો હતો. ભાવ ફુગાવવાની યુક્તિઓ એના ધ્યાનમાં હતી. એ શેરબજારનું કાર્ડ ધરાવતો હતો. પેટા દલાલોની તેણે એક સારી ટોળી જમાવી હતી. થોડા સમયમાં એ આગળ વધે એવાં ચિહ્નો હતાં. પાકો સટોડિયો હોવાથી સમય વગર વધારે જોખમ માથે રાખતો નહિ.

વિજયચંદ્ર સાથે સુલોચનાનું સગપણ થયું. બંને ધનવાન કુટુંબો હતાં, તેથી દૂધમાં સાકર ભળી. બને વેવાઈઓએ આ વિવાહ ખૂબ ધામધૂમથી ઊજવ્યા હતા. સુલોચનાને અર્ધા લાખ રૂપિયાના અલંકારોની સૂંડલો ભરીને ભેટ થઈ. એક સો ઊંચા શેલા અને રેશમી સાડીઓ વહાલસોયા સસરાએ ભેટમાં આપી. મોટો મંડપ બંધાયો. તેમાં ગણિકાઓનું નૃત્ય થયું. વરઘોડો ભારે ભપકાબંધ હતો. સુરતથી રઝાકનું બેન્ડ અને બીજાં ત્રણ બેન્ડો વરઘોડામાં ચાલતાં હતાં, આખા મહોલ્લામાં વીજળીક દીવાઓની હારમાળાઓથી રાત્રિને દિવસ બનાવવામાં આવ્યો હતો. હજારો પતાકાઓ લટકાવી દેવામાં આવી હતી. વરઘોડામાં શહેરના મોટા નાગરિકો વરની મોટર પાછળ

ચાલતા હતા. શહેરના મુખ્ય બગીચામાં મોટી ગાર્ડનપાર્ટી અપાઈ હતી. ભારે ઠાઠમાઠથી લગ્નનો સમારંભ ઉજવાયો હતો.

સુલોચના બહેન સાસરે આવ્યાં. એમને અહીં કોઈ જાતની ચિંતા કે તકલીફ નહોતી. રસોઇયા રસોઈ કરતા હતા. દાસી અલંકારો અને વસ્ત્રો પહેરાવતી હતી. માળીઓ બગીચો સંભાળતા હતા. નોકરો સેવા કરતા હતા. સુલોચના રાજરાણી હતી, આજ્ઞા કરવા માટે જ તે જન્મી હતી, એની એકેએક ઇચ્છા કોડીલા સસરાજી પૂરી કરતા હતા. પોતાની સાથે જાતજાતના અલંકારોની દુકાનોએ તેડી જતા, વહુનો પડતો બોલ ઉચકી લેતા, જે કાંઈ ઇચ્છા કરે તે તરતજ પૂરી કરતા હતા, સસરાજી આ વરસે સારું કમાયા હતા, વહુ માટે છેલ્લામાં છેલ્લી મૉડલની મોટર વસાવી હતી. એના માટે નવી ઢબનું અમેરિકન ફર્નિચર ગોઠવ્યું હતું. એના રહેવાના ઓરડાઓ રૂપેરી રંગથી રંગાવ્યા હતા. સુલોચનાને પિતાના ઘરથી પણ સવાઈ શ્રીમંતાઈ શ્વસુરગૃહે મળી, તે પોતાને કૃતકૃત્ય માનવા લાગી કારણ તેમાં ઊણપ નહોતી.

સુલોચનાએ ધનવાન અને ફેશનેબલ શેઠાણીઓ સાથે મૈત્રી બાંધી હતી, એ લેડીઝ ક્લબની સભ્ય બની હતી, એનું કામ ધનવાન અને ફેશનેબલ સ્ત્રીઓનાં વસ્ત્રાલંકારોનું નિરીક્ષણ કરવાનું હતું, કોઈ નવીન ફેશન આવે તો તે પ્રમાણે પોતે પણ નકલ કરતી. કોઈ મોતી કે હીરાનો સરસ અલંકાર કોઈએ પહેરેલો હોય, તો પોતે પણ તે ફેશનનો હાર ખરીદ કરાવતી હતી. ક્લબમાં તેણે અનેક સદ્‌ગુણો કેળવ્યા હતા. તે બ્રીઝીક રમતી. તેમાં નાનીમોટી રકમો ગુમાવવાની અને હારી જવાની ફેશન પણ તેને આવડતી હતી, માથા ઉપર બૉબ્ડ વાળો રાખતાં શીખી હતી. બધી કોમની સ્ત્રીઓ સાથે સહભોજન એક જ ટેબલ ઉપર લેવાથી એના આનંદમાં વધારો થતો હતો. કૂથલી કરનારાઓ કહેતા કે એને સિગારેટ પીતાં પણ બરાબર આવડી ગઈ છે. એના પતિને શેર-

બજારમાંથી ફુરસદ મળતી નહિ. સુલોચના ડ્રાઈવરની બગલમાં બેસીને મોટર હાંકતાં શીખી હતી, એણે મડમોના પોષાકો પણ પોતાના માટે સિવડાવ્યા હતા.

સુલોચના પાર્ટીઓમાં ભાગ લેતી હતી. પોતે ક્યારેકયારે પાર્ટીઓ પણ આપતી હતી. એને સુધરેલી લેખાવાનો શોખ હતો. એ જાહેર મેળાવડાઓમાં પણ ભાગ લેતી હતી. એને નૃત્ય શીખવવા માટે એક પારસી આવતો હતો. જે રીતે એ શિક્ષક એની સાથે સહનાચ કરતો હતો તે જોઈ હિંદુ સ્ત્રીઓને લાજી મરવા જેવું થાય. સુલોચના કેવી રીતે ભાષણો આપવાં તે પણ શીખતી હતી. એક ગરીબ વક્તા જુવાન એને વકતૃત્વકળા શીખવવા આવતો હતો. કોઈ સાધારણ શાળાઓના ઇનામસમારંભમાં સાધારણ રકમ ભરીને પ્રમુખપદ ખરીદી લેવાની પણ તેણે સગવડ કરી હતી. એના માટે એના માસ્તરે લખી આપેલાં ભાષણો દૈનિકોમાં આખાં છાપવા માટે રીપોર્ટરોને નાની ભેટો પણ એ આપી દેતી હતી. ચારપાંચ વરસમાં તો સુલોચના બ્હેને મુંબઈની બહેનોમાં આગેવાન પદવી મેળવી લીધી. એનું સૌંદર્ય, એનું ઐશ્વર્ય અને એની જાહોજલાલી સુલોચનાના ચરણોમાં અનેક ખુશામતખોરો ભેગાં કરતાં હતાં. એની પ્રશંસાના સૂરો ચારેતરફથી છૂટી હવામાં ગુંજતા હતા.

સુલોચના પોતાના બંગલા કે એની વ્યવસ્થા તરફ સામું પણ જોતી નહિ. નોકરો ઢગલાબંધ હતા, રસોઇયા, ઘાટી, ઘાટણ, માળીઓ, ડ્રાઇવરો વગેરે વીસેક નોકરો હતા. સસરાજી જૂની ઘરેડના મહેનતુ માણસ હતા. એ નોકરો ઉપર પાકી દેખરેખ રાખતા હતા, પરંતુ કમનસીબે વૃદ્ધને લકવો થયો. તે ખાટલાવશ થયા. બંગલા અને ગૃહવ્યવસ્થા ઉપર કોઈ દેખરેખ રાખનાર રહ્યું નહિ, 'બાર મણ તેલે અંધારું' રહેવા લાગ્યું. વિજયને તો પોતાના શેરબજારમાંથી નિવૃત્તિ હતી જ નહિ. તે હવે શેરબજારનો ડિરેક્ટર થયો હતો, તેનો આખો દિવસ શેરબજારની એની ઓફિસમાં તે ગાળતો હતો.

ઓફિસમાંથી પાછો ફરીને વિજય પોતાના બે ટેલીફોનો પાસે બેઠક જમાવતો હતો. ત્રણચાર વાર સુલોચના બોલાવે, ત્યારે જમવા બેસે, જમીને પણ એ જ ટેલીફોન ભલો અને વિજયચંદ્ર ભલો; રાત્રે અગિયાર વાગે માંડમાંડ તે ટેલીફોન મૂકે.

બંગલાની ગૃહવ્યવસ્થા તરફ પતિપત્ની બંનેને અણગમો હતો. પરિણામે નોકરો નિરંકુશ થયા. તેઓ પોતાનું ખીસું ભરવા લાગ્યા. પરસ્પર લાભ અને લાલચ માટે કજિયા પણ પુષ્કળ થવા લાગ્યા. સર્વત્ર અંધાધૂંધી હતી. આટલા નોકરો છતાં બંગલામાં સ્વચ્છતા પૂરતા પ્રમાણમાં રહેતી નહોતી. ભંડારોમાં જાળાં બાઝયાં હતાં. હૉલમાં મોટા ગાલીચા નીચે ધૂળનો ઢગલો રહેતો હતો. પુષ્કળ ખોરાકી અને શાકપાન આવતાં પણ તેમાં બગાડ ઘણો થતો હતો. બગીચાના માળીઓ ફૂલો તોડીને ખાનગીમાં વેચતા હતા, મોટરડ્રાઈવરો પેટ્રોલની ચોરી કરતા હતા. બંગલાના જીવનમાં કોઈ જાતની વ્યવસ્થા નહોતી. નોકરો માત્ર શેઠશેઠાણીની બંગલામાં બહુ નજીવી હાજરી પૂરતી સેવા કરતા હતા. વૃદ્ધ વિનયચંદ્ર પણ સેવા વગર દુ:ખી થતા હતા. પરંતુ લકવાને લીધે એમની જીભ ઝલાઈ ગઈ હતી. એ કશું બોલી શકતા નહિ. નોકરો ગમે ત્યારે આવતા, ગમે ત્યાં ફરતા પણ એમના કામ ઉપર દેખરેખ હતી જ નહિ.

આટલાં બધાં સુખસગવડો હતાં, આવડી મોટી જાહોજલાલી હતી, આવડો મોટો દબદબો હતો, આટલા બધા ખુશામતખોરો અને આશ્રિતો હતા, મોજમજાની વિપુલતા હતી અને જગત આ બંને પતિપત્નીને અત્યંત સુખી માનતું હતું. એમને એક પુત્ર અને એક પુત્રી હતાં. માતાપિતા—બંનેને આ બાળકો તરફ બિલકુલ લક્ષ્ય આપવાની ફુરસદ નહોતી, નોકરો અને આયાના હાથમાં બાળકો ઊછરતાં હતાં, એ જ એમનાં ખરાં માવતર હતાં. નોકરોનાં કેટલાંક દુર્લક્ષણો પણ બાળકોને ચોટયા હતા. ચાર વરસના વિવેકને

નોકર બીડીની ફૂંકો મારતાં શીખવતો હતો. બાળકોને માતાપિતાનો પ્રેમ બિલકુલ મળ્યો નહોતો, તેઓ કેવી રીતે ઊછરે છે તેનો પણ તેમને ખ્યાલ નહોતો. એમને મન સેવા માટે નોકર, જમાડવા રસોઇયો, ફરવા લઈ જવા માટે મોટરો, આરોગ્ય માટે ડૉક્ટરો હોય પછી બીજું શું જોઈએ ? બાળકો તદ્દન પરાવલંબી થઈ ગયાં હતાં. સુલોચના બાળકોને ધવરાવતી નહોતી, ફેશનજગતમાં એ નિષેધક્રિયા છે !

આટલી બધી મોજશોખની રેલમછેલ છતાં સુલોચના અને વિજયચંદ્ર સુખી હતાં? એમને સંતોષ, આનંદ અને ઉત્સાહથી ગૃહસંસાર ચલાવવાનો સમય હતો ? કોઈ ઊંડોઊંડો અસંતોષ એમના હૃદયમાં પ્રવર્તતો હતો. કોઈ કહેતા કે વિજયચંદ્રને નાટકની એક નખરાળી નટી સાથે સંબંધ થયો છે. તે હવે ઘેર રાત્રે કોઈક વખતે આવતો. નટીને ઘેર ટેલીફોનની સગવડ રખાઈ હતી. સુલોચનાને આ અસહ્ય થઈ પડયું. ધણીધણિયાણી વચ્ચે બોલાચાલી થતી હતી. છેવટે બંને વચ્ચે અબોલા થયા હતા. સુલોચનાનો માથું દુઃખવાનો રોગ ફરી જાગૃત થયો હતો. તે એને ભારે હેરાન કરતો હતો. એને માનસિક તકલીફ પણ થઈ હતી. એ જરા વારમાં રિસાઈ જતી હતી. કલબમાં એને પ્રમુખપદ ન આપવા માટે એને રીસ ચડી હતી. એ સભ્ય તરીકે નીકળી ગઈ હતી. એને અભિમાન પણ મોટાં પ્રમાણમાં આવ્યું હતું. એ ધરતી ઉપર પગ મૂકતી નહિ. ગરીબ, દીન, દુઃખી, અશક્ત, અપંગને એ ધિક્કારતી હતી. પોતાને સર્વથી શ્રેષ્ઠ ગણતી હતી, આથી એને ઈર્ષા ઉત્પન્ન થતી, ઈર્ષાથી અનેક માનસિક કલેશો એ ભોગવતી હતી. એ પોતાની માનસિક નબળાઈઓને લીધે પોતાને સૌથી વધુ દુઃખી માનતી હતી. પતિ અને બાળકોના પ્રેમ વગરની આ નારીનું જીવન લૂખું હતું. ફેશનો એને સંતોષ આપી શકી નહિ.



# પ્રકરણ ચૌદમું

## સ્વાવલંબી સંસાર

**સુલોચના** અને વિજયચંદ્રની જીવનનૌકા સંસારસાગરમાં ઝોલાં ખાતી ચાલી જતી હતી. ઓચિંતા તોફાન આવ્યું. વંટોળિયો જાગ્યો. નૌકા એમાં ઘેરાણી. સંસારમાં સુખ અને દુઃખ યુગલની પેઠે આવ્યાં જ કરે છે. ચડતી અને પડતી દશા મનુષ્યોને હમેશાં આવરે છે. **नीचै र्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण** ગાડાના પૈડાના આરાની માફક જીવનદશા ઊંચેનીચે પલટો ખાયા જ કરે છે. વિજયચંદ્ર મોટો સટોડિયો હતો. છતાં સટ્ટાવાળાનું ઝૂંપડું નદી વચ્ચે કહેવાય છે. કયારે નદીનું પૂર તેને તાણી જશે તે કોઈ કહી શકે નહિ. સટ્ટાબજારમાં પુષ્કળ અકસ્માતો સંયોગોને આધારે થાય છે. વિજયચંદ્ર અનુભવી અને વિચારીને

કામ કરે તેવો હતો છતાં સંયોગોએ એને ફસાવ્યો. એણે સટ્ટામાં મેળવેલું ધન સટ્ટામાં ખોયું.

૧૯૩૧માં જગતમાં મોટી મંદી થઈ. કાચા પદાર્થો—અનાજ ખોરાકી, કાપડ અને બીજી વસ્તુઓના ભાવો બેસી ગયા. અમેરિકામાં શરૂ થયેલી આ મહાન મંદી યુરોપમાં પ્રવર્તી, ત્યાંથી જગતમાં અગ્નિની પેઠે ફેલાઈ. અસાધારણ ભાવોમાં ઘટાડો થયો, આખા જગતનો વેપાર ૪૦૦ અબજ ડોલર જેટલો હતો તે ૧૫૦ અબજ ડોલર ઉપર આવી પહોંચ્યો. ઘઉં બંગાળી મણ રૂ. ૧।।। લેખે વેચાયા. દરેક દેશની પેઠે હિંદ ઉપર પણ તેની વ્યાપક વિશાળ અસર થઈ. અમેરિકામાં કપાસની લાખો ગાંસડીઓ ઘરાક વગર બાળી દેવામાં આવી. બ્રાઝિલમાં દશ લાખ ગુણી કૉફી બાળી નંખાઈ. ડેન્માર્કમાં લાખો ડુક્કરોને માંસની ઘરાકીના અભાવે સમુદ્રમાં ડુબાડી દેવામાં આવ્યા. હજારો બેંકો નિષ્ફળ થઈ. હિંદમાં પણ વસ્તુઓની કિંમતમાં ઠુ ઘટાડો થયો. ચારે તરફ મંદીનાં વાજાં વાગવા લાગ્યાં. એના વમળમાં ઘણા ફસાયા.

વિજયચંદ્ર અને તેના મિત્રોએ મંદી આવ્યા પહેલાં અમુક શેરોનો સટ્ટો ઉપાડયો. એક કરોડની મૂડી કાઢી એમણે અમુક શેરો એકહથ્થુ ખરીદ કરવા માંડ્યા, શેરોના ભાવો વધારવાની સર્વ યુક્તિઓ એમણે અજમાવી. ખૂબ ખોટી જાહેરાતો અને અફવાઓ ઉડાડી એમણે એ શેરોમાં તેજી ચમકાવી. એમના હાથમાં મોટી રકમના શેરો આવ્યા. બીજે દિવસે જગતની મંદીનું મોજું ફરી વળ્યું. શેરબજારમાં પણ આ મંદીનાં આંદોલનો ફરી વળ્યાં, શેરોના ભાવો ઘટવા લાગ્યા. સીન્ડીકેટે પોતાના એકહથ્થુ શેરોને કાઢી નાખવા માટે ભગીરથ પ્રયત્ન કર્યો. એમાં એમને નાસીપાસી મળી. છેવટે ઘણા પ્રયત્નો પછી મોટી નુકસાની ખાઈ એમણે શેરો કાઢી

નાખ્યા. એમની એક કરોડની મૂડી ચવાઈ ગઈ. વિજયચંદ્ર આ મોટા એકહથ્થુ સટ્ટામાં આગેવાન હતો. એને આથી વિશેષ ખોટ આવી.

વિજયચંદ્રની પૂંજીનો મોટો ભાગ ચાલ્યો ગયો, પરંતુ તે હિંમતવાન પુરુષ હતો. એણે પોતાના મોઢા ઉપર એકેય વળ આવવા દીધો નહિ ફિર લડેંગે એમ હિંમત રાખી એણે ફરી ઓછા ભાવે બીજો માલ લીધો, પોતાના મિત્રોને સમજાવીને એણે ફરી ઘટેલા ભાવમાં સટ્ટો ઉપાડ્યો. પરંતુ આ મંદી થોડા વખત માટેની નહોતી. એ સાત વરસ સુધી સતતપણે ટકી રહી હતી, જગતભરમાં એણે ભયંકર રાડ પોકરાવી હતી. આ મહા યુદ્ધમાં જેટલું નુકસાન આર્થિક રીતે થાય છે, તેથી ઓછું નુકસાન આ મંદીમાં થયું નહોતું. ભાવો તો ઘટતા ગયા. મંદીનું જોર પણ વધ્યું. વિજયચંદ્ર હમેશાં તેજીનો વેપારી હતો, એ કદી મંદીનો વેપાર કરતો જ નહોતો, આ સમયે પણ એની સીન્ડિકેટને મોટી નુકસાની ભોગવવી પડી. વિજયચંદ્ર પાસે રોકડ બધી ચાલી ગઈ. તે ખાલીખમ થઈ ગયો.

વિજયચંદ્રને આર્થિક મોટો ધક્કો લાગ્યો હતો. એ થોડો વખત શાંત બેસી રહ્યો. એણે ફરીથી તેજીનો સટ્ટો ઉપાડયો. પરંતુઆ વખતે પણ તેના નસીબે યારી આપી નહિ, આ ત્રીજા સટ્ટામાં પણ એને નુકસાની આપવી પડી, રોકડ નાણાં હતાં નહિ, આથી એ પોતાનું કરજ ભરી શકયો નહિ. ઓછેવત્તે પતાવટ કરીને એણે કાંધાં કરી આપ્યાં, પરંતુ કાંધાં ભરવા પણ તે શક્તિવાન થયો નહિ. દુઃખ એક તરફથી આવતું નથી, બીમાર પિતાનું મરણ થયું. વિજયચંદ્રને દમ લાગુ પડયો. તેનાથી હવે દોડાદોડી થઈ શકતી નહિ. એનું નાવ ખરાબે ચડતું હતું.

વિજયચંદ્ર ઘડાયલો માણસ હતો. આ દુઃખોને એણે અતિ સહનશીલતાથી સહન કર્યાં. એણે મોટરો કાઢી નાખી; પત્નીની મોટર અને બાળકોની મોટર કાઢી નાખતાં પત્ની સાથે એને પુષ્કળ તકરારો થઈ. સ્ત્રી સુખ અને આરામમાં રહીને સ્વાર્થી બની હતી.

કુટુંબના સુખ કરતાં એને અંગત મોજમજાનો પ્રશ્ન વધારે મહત્ત્વનો લાગ્યો. એણે મોજમજાની જિંદગી ભોગવી હતી. એણે એક પણ સગવડ કમી કરવા માટે જરાપણ સહાનુભૂતિ દર્શાવી નહિ, ઊલટું અતિશય વિરોધ દેખાડવા માંડ્યો. વીસ નોકરોની ફોજમાંથી વિજયચંદ્રે પંદરને પૂરો પગાર અને ઇનામ આપી રવાના કર્યા. સુલોચનાએ ભારે કંકાસ માંડ્યો. છતાં વિજયચંદ્ર મક્કમ રહ્યો. એની માનીતી નટીએ તો એની સામે ક્યારનાંય બારણાં વાસી દીધાં હતાં. વિજયચંદ્રનો ધંધો ચાલતો નહોતો. એની આંટ બજારમાંથી તૂટી ગઈ હતી. હવે એને શેરબજારમાં કોઈ શેર રોકડા નાણાં વગર વેચે તેમ નહોતું. રોકડાં નાણાં વિજયચંદ્ર પાસે હતાં નહિ.

વિજયચંદ્ર બંગલો વેચી નાખવા માંગતો હતો. એક લાખ રૂપિયાના બંગલાના મંદીના સમયમાં અર્ધા લાખ રૂપિયા પણ ભાગ્યે જ આવે તેમ હતું. એ ભાવે વેચી નાખવાનું વિજયચંદ્રે નક્કી કર્યું. બંગલો વૃદ્ધ પિતા પોતાની પુત્રવધૂના નામે કરી ગયા હતા. એની સહી વગર બંગલો વેચાય તેમ નહોતું. સુલોચનાએ બંગલો વેચવાની સખ્ત ના પાડી. તેણે સાટાખતમાં પતિની અતિશય સમજાવટ છતાં સહી કરી નહિ. પતિએ ખરીદનારને સમજાવી ચાર માસનો સમય લીધો. સુલોચનાનો સખ્ત વિરોધ છતાં તેણે તેની દાસીને રજા આપી દીધી. આખા બંગલામાં એક રસોઇયો, એક નોકર અને એક બાળકોનો નોકર એટલા રહ્યા. આવડો મોટો બંગલો સુલોચનાને ખાવા દોડતો હતો. એક નોકર એને સાફ રાખી શકતો નહિ. પોતે પણ મોટર વગર અને કાંઈક ભૂતકાળની જાહોજલાલીના શોકમાં બહાર નીકળતી નહિ.

સુલોચનાને પતિએ બહુ સમજાવી. ખંડેર જેવો બંગલો લાગતો હતો. ચાર માસમાં સફાઈ વગર એ ખાવા ધાતો હતો, માળી વગર બગીચો સુકાઈ ગયો હતો. સુલોચનાએ સહી કરી

સાટાખત પાકું કરી આપ્યું. શહેરની બહાર કોટના એક માળામાં એક દીવાનખાનું અને બે ઓરડી લઇને આ કુટુંબ રહ્યું. સુલોચના નાનપણથી જ બંગલામાં રહી હતી. પચીસ વરસોની જિંદગી એણે બંગલાઓના વિશાળ નિવાસોમાં નોકરોથી ઘેરાઇને ગાળી હતી. એને આ સંકોચ અતિશય સાલવા માંડ્યો. પતિને તે ડગલે અને પગલે ઠપકો દેવા મંડી. વારંવાર મોઢું ચડાવીને સુલોચના આખા કુટુંબનું વાતાવરણ ક્લેશમય બનાવી દેતી હતી. એનાં માવતરની આર્થિક હાલત પણ સારી નહોતી. પિતા સ્વર્ગવાસી થયા હતા. તેઓ પેદાશ કરતાં ખર્ચ વધારે રાખતા હતા. તેઓ ગાલે તમાચો મારી આબરૂના ખોટા દંભ નીચે પોતાનો બહારનો દબદબો નભાવતા હતા. મરણ પછી કરજ નીકળ્યું. સુલોચનાની માતા બંગલો વેચી કરજ ચૂકવી પોતાના અસલ ગામડામાં રહેવા ગઈ હતી. ત્યાં બહુ જ કરકસરથી પોતાના કુટુંબનું તે પૂરું કરતી હતી.

વિજયચંદ્રે શેરબજારમાં દલાલી શરૂ કરી દીધી, એને દમનો રોગ હતો. ઝાઝી દોડાદોડ થઈ શકતી નહોતી. આથી જૂના દોસ્તોની મહેરબાનીથી દર માસે સો દોઢસો રૂપિયા તે પેદા કરતો હતો. તેમાંથી જેમતેમ કુટુંબનો નિર્વાહ ચાલતો હતો. કાંઈ રોકડ નહોતી. બંગલાનું ફર્નિચર પચીસ હજાર રૂપિયાનું હતું. લિલામમાં વેચતાં તેના દશ હજાર રૂપિયા મળ્યા. તે સૌ લેણદારોના હપ્તા ચૂકવવામાં ખલાસ થઈ ગયા. સુલોચના પાસે મોટી રકમના અલંકારો હતા, પરંતુ તેણે દાબી રાખ્યા હતા. વિજયચંદ્રને પાકી ખાત્રી હતી કે એ દાગીના વેચીને જો વેપાર શરૂ કરે, તો એનું કામ સારું ચાલે, અને ફરી સારો દિવસ જોવાનો વખત આવે, પરંતુ આ વાત સુલોચનાને ગળે ઊતરે તેમ નહોતું. હજી રસોઇયો, નોકર અને છોકરાઓનો નોકર એમ ત્રણ નોકરો ચાલુ હતા. એ ત્રણેયને નિભાવવામાં વિજયચંદ્રને બહુ જ ખેંચ પડતી

હતી, પરંતુ સુલોચનાને શેકયો પાપડ પણ ભાંગવાની ટેવ નહોતી. એ આખો દિવસ લમણાં ઉપર હાથ રાખી શોકસમુદ્રમાં ડૂબી રહેતી, કયારે નિસાસા પણ મૂકતી હતી. એને કાંઈ સૂઝ પડતી નહિ. પોતાના દુર્ભાગ્યને તે રોતી હતી. લાગ આવે પતિને તે કઠોર વાગ્બાણથી વીંધી નાખતી હતી.

વિજયચંદ્રનો સંસાર દુ:ખી હતો. તે પોતાનાં બાળકો અને પત્નીને આગલી મોજમજામાં નિભાવી શકતો નહોતો. બાળકો અને પત્ની બંને એની વિરુદ્ધ કડવી વાતો કરતા હતા. આવી ચાલુ હાલતમાં એમને નિભાવવા એ પણ એને માટે કઠણ હતું. ભયંકર અસાધ્ય દર્દે એના યુવાન શરીર ઉપર આકરું આક્રમણ કર્યું હતું. એ મજબૂત મનનો માણસ હતો. એની માનસિક શક્તિઓ હજુ તીવ્ર હતી. એ આગળ વધવા ચાહતો હતો, પરંતુ એનો રોગ એની આડે આવતો હતો. એની પાસે કાંઈ રોકડ નહોતી. કરજનાં કાંધાં એ ભરી શકતો નહોતો. એની શેરબજારમાં આંટ તૂટી ગઈ હતી. એના મિત્રો હવે એને આવકારતા નહોતા. જે મિત્રો એક વખત એના આગમનને સારી રીતે આવકારતા હતા અને તેમાં પોતાને મોટું માન મળ્યું સમજતા હતા, જેમના ઉપર વિજયચંદ્રે અનેક ઉપકારો કર્યા હતા તે જ મિત્રો હવે એને તુંકારે બોલાવી સાધારણ ભૂલ માટે પણ ધમકાવી લેતા હતા. વિજયચંદ્ર માની અને આત્મસન્માની પુરુષ હતો. તે માનહાનિ માટે તૈયાર નહોતો.

આ કુટુંબના રહેવાના માળામાં બીજે દાદરે અનસૂયાબાઈ નામે એક આધેડ બાઈ સહકુટુંબ રહેતાં હતાં. આ બાઈ બહુ પરગજુ હતાં. આખા મોટા માળાનાં સર્વે કુટુંબોમાં એમનાં સદ્કાર્યોની સુવાસ પ્રસરેલી હતી. પારકાનું ભલું કરવું એ આ બહેનનું વ્રત હતું. પોતાના આડોશીપાડોશીમાં જ્ઞાન, વિદ્યા અને સુસંસ્કૃતિ કેમ વધે તે એનો રાત્રિદિવસ ચિંતાનો વિષય હતો. તેઓ

પોતે મહેનત કરી, ઘસાઈ અને સલાહ આપીને બીજાં કુટુંબોને સહકાર આપતાં હતાં. અનેક કુટુંબોમાંથી એમણે કુસંપ દૂર કરી સંપ સ્થાપ્યો હતો. તેમણે યુવાન સ્ત્રીઓ અને કુમારિકાઓની સંસ્કૃતિના વિકાસનો વર્ગ પોતાને ત્યાં સ્થાપ્યો હતો. વૃદ્ધ સ્ત્રીઓ પણ એમની સુંદર સલાહની કદર કરતી હતી. તેમણે સુલોચનાના સંસારની હાલત સહેજ સમજી લીધી હતી, પરંતુ વગર માંગ્યે કોઈને સલાહ આપવાનો તેમનો રિવાજ હતો નહિ. એમનું હૃદય પારકાંઓનાં દુઃખે દુઃખી થતું હતું.

સુલોચના ગત જીવનનાં સુખ સંભારણાને લીધે શોકસાગરમાં નિમગ્ન રહેતી હતી. નોકર, રસોઇયા અને બાળકોને પણ એ પોતાના ઉપર જાણે દુઃખના ડુંગરો ઊતરી પડ્યા હોય એમ નિસાસા નાખી જવાબ આપતી હતી. એ વારંવાર સમયકસમય ચિડાઈ ઊઠતી તથા બાળકોને ધમકાવી મારી લેતી. પતિને દરરોજ એના કથામૃતનું મધુર પાન કરવું પડતું હતું. એ રિસાળ બની હતી. પોતાના સંસારને એણે વિષમય બનાવી દીધો હતો. હજી ગૃહવ્યવહાર ઉપર એની દૃષ્ટિ નહોતી. હજી નાના પાયે નોકરો પોલ ચલાવતા હતા. વિજયચંદ્રની દલાલી સારી ચાલતી નહોતી, એના દમના રોગે શિયાળામાં જોર પકડ્યું. એ હવે નીચે ઊતરી શકતા નહિ, આખો દિવસ બિછાનામાં બેસી કાઢવો પડતો હતો. રાત્રિ પણ બિછાનામાં બેસી ગાળવી પડતી, બહુ મહેનતે ખોં ખોં ખોં ખોં કરતાં બળખો નીકળતો, હાથ સંકોચમાં હોવાથી ડૉકટરની પાસે દવા લેવાનું પણ બનતું નહિ.

આ દુઃખના ઊલટતા પૂરે સુલોચનાને મહાત કરી દીધી. એ હિંમત કરીને ઝૂઝી હોત તો એ આ દુઃખોનો સરસ સામનો કરી શકી હોત, પરંતુ એના પ્રાણ અને મોતિયા આગળથી જ મરી ગયા હતા. પતિની દલાલીની આવક બંધ થઈ એટલે સ્વાભાવિક

રીતે માસિક ખર્ચના ટાંચા પડવા લાગ્યા. જીવવા માટે અને બાળકો માટે કાંઈ કરવું જ જોઇએ. સુલોચના અતિ મૂંઝવણમાં પડી. આવતી કાલે સીધું મંગાવવાનું હતું. નોકરોને પગાર દેવાના હતા. ભાડાના પૈસા ચૂકવવાના હતા. આ સર્વ માટે પૈસા નહોતા. કોઈ રીતે જોગવાઈ કરવાની હતી. છેવટે જ્યારે દૈવે એનો બધી રીતે પરાજય કર્યો, ત્યારે તે ઊઠી, પેટી ઉઘાડી, અને તેણે એક સોનાનો દાગીનો કાઢયો, પરંતુ એના ઉપર ગીરો નાણાં કોણ આપે તે સુલોચના જાણતી નહોતી. તેણે મારવાડી બજારને જોઈ પણ નહોતી. કોને કહેવું તે વિમાસણમાં તે પડી, નોકરો અપ્રમાણિક છે તે એ જાણતી હતી. છેવટે તે છેલ્લા આઠ માસના આ માળાના નિવાસ દરમ્યાન જેમના હૃદયના ઉચ્ચ ગુણો વિષે સાંભળ્યું હતું તે અનસૂયાબાઈ પાસે જવા ઢચુપચુ થતી હતી, પણ સંયોગોએ તેને ધકેલી.

અનસૂયા પોતાના દીવાનખાનામાં બેઠાં હતાં. પતિ, બાળકો અને માળાનાં બીજાં છોકરાછોકરીઓ એમને ઘેરીને બેઠાં હતાં. અનસૂયા સંગીત સાથે ઈશ્વરસ્તુતિ કરતાં હતાં. બાળકો જુદાં જુદાં વાદ્યો વગાડતાં હતાં. ગીત પૂરું થતાંજ અનસૂયાએ સુલોચનાને દૂર બારણાં બહાર ઊભેલી જોઈ. અનસૂયા ઊભાં થઈ બારણા બહાર ઊભેલી સુલોચનાને હાથ ઝાલી અંદર તેડી આવ્યાં. એમણે પોતાની નજદીક સુલોચનાને માનપૂર્વક બેસાડી પ્રેમથી એને દૂધનો પ્યાલો પાયો. પ્રાર્થના પૂરી થઈ એટલે સૌ દીવાનખાનામાંથી પોતાના કાર્યસ્થળે ચાલ્યાં ગયાં, માત્ર અનસૂયા અને સુલોચના રહ્યાં.

'મારે એક અગત્યનું તમારું કામ પડ્યું છે. તે માટે તમને તસ્દી આપવા આવી છું.' સુલોચનાએ સંકોચ સાથે કહ્યું.

'ખુશીથી કહો, મારાથી જે થઈ શકશે તે હું ખુશીથી કરીશ.'

'અમારો હાથ જરા સંકોચમાં છે, આ દાગીના ઉપર પૈસા લેવાના છે. મને ક્યાં નાણાં મળે છે તેનું ભાન નથી. વ્યાજે પૈસા તમે મેળવી ન આપો ?'

'કેટલાં નાણાં તમારે જોઇએ છીએ ?'

'લગભગ બસો રૂપિયા.'

'ચાલો, હું તમને બસો રૂપિયા તરત માટે આપું છું. તમારે વ્યાજ આપવું નહિ પડે.'

'ના ના, તમે વ્યાજ લેજો. તમારો હક છે.'

'એ પ્રશ્ન બહુ નાનો છે. એને વિશેષ અગત્ય આપવી નહિ.'

અનસૂયાએ તિજોરી ખોલી બસો રૂપિયા કાઢી આપ્યા. સુલોચના એ રકમ લઈ ગઈ. સાંજે અનસૂયા સુલોચનાના દીવાનખાનામાં ગઈ. એણે ચારે તરફ અવ્યવસ્થા જોઈ. છોકરાઓનાં કપડાં અહીંતહીં અવ્યવસ્થિત પડયાં હતાં. વાસણો પણ મંજાયાં નહોતાં. નોકર બજારમાં ગયો હતો. દીવાનખાનાના ખૂણામાં કચરો પડયો હતો. ફર્નિચર ઉપર ધૂળ લાગી હતી. ઉપર કરોળિયાનાં કોઈ જાળાં દેખાતાં હતાં. એક કોર પલંગ ઉપર વિજયચંદ્ર ખાંસતો બેઠો હતો. બીજી તરફ સુલોચના માથા ઉપર હાથ ટેકવી વિચારમાં પડી નિસાસા નાખતી હતી. સાંજના પાંચ વાગ્યા છતાં હજી ચ્હાનું ઠેકાણું નહોતું. રસોઇયો હજી આવ્યો નહોતો. પાણીનો કૂજો ઉઘાડો પડયો હતો. ખાળ બરાબર સાફ ન હોવાથી દુર્ગંધ આવતી હતી. અનસૂયા જરા આડીતેડી વાતો કરી આગ્રહથી સુલોચનાને પોતાના દીવાનખાનામાં તેડી ગઈ. ખૂબ આગ્રહ કરી તેણે તેને માટે ખાસ ચ્હા બનાવીને પાઈ અને પોતાનું ઘર ફરીને બતાવ્યું.

સુલોચનાએ આ બે દીવાનખાનાં અને ચાર ઓરડીઓનું ઘર જોયું. ચારે તરફ સ્વચ્છતા આંખોને ચોટે તેવી હતી. જરાયે અવ્યવસ્થા નહિ. સૌ વસ્તુઓ યોગ્ય સ્થાને કળામય રીતે ગોઠવેલી હતી. પુષ્પોના ગુચ્છાઓ તથા અગરબત્તીઓ પણ યોગ્ય સ્થાને સુવાસ ફેલાવતાં હતાં. ઘરમાં તાજગી, સ્ફૂર્તિ અને સ્વચ્છતા ફેલાઇ રહ્યાં હતાં. ફર્નિચર થોડું પણ કળામય રીતે ગોઠવેલું હતું. વાસણો પોતાના સ્થાને સોના જેવા ચળકતાં દેખાતાં હતાં. ભંડારમાં પણ વ્યવસ્થા અને સ્વચ્છતા હતાં. બાથરૂમ પણ અત્યંત સ્વચ્છ અને ડાઘા વગરનો હતો.

'અનસૂયા બહેન, તમારે કેટલા નોકરો છે ?' સુલોચનાએ પૂછ્યું.

'માત્ર એક ઘાટી છે.'

'રસોઇયો નથી ?'

'ના, રસોઇયો નથી. અમે માદીકરીનો એ વિષય છે.'

સુલોચનાને ભારે આશ્ચર્ય થયું. એણે હમેશાં અનસૂયાને અને એની પુત્રીને પુષ્કળ સમય મળતો જોયો હતો તેથી પૂછ્યું :

'તમે તો સદાય ફુરસદવાળાં જણાઓ છો. તમને એટલી બધી ફુરસદ કેમ મળે છે ?'

'દરેક કામ નિયમિત અને સુવ્યવસ્થિત રીતે કરવાથી અમને ઘણો સમય મળી શકે છે.'

'તમારો નોકર બિચારો કામમાંથી માથું ઊંચું નહિ કરી શકતો હોય ?'

'એમ નથી. એને અમે ગજા ઉપરાંત કામ આપતાં નથી. એને પણ અમારા જેટલો જ નિવૃત્તિસમય આપીએ છીએ. પરસ્પરના સહકાર અને દેખરેખથી દરેક કામ ઝપાટાબંધ થઇ જાય છે.'

સુલોચનાને અનસૂયાના ગૃહસંસારમાં રસ પડયો. અનસૂયાએ પોતાના સંસારના અનુભવો સુલોચનાને વર્ણવી બતાવ્યા. સુલોચના હવે અનસૂયાબહેનના સંસ્કારવર્ગમાં જવા લાગી. ત્યાં સારાં પુસ્તકોનું વાંચન, સંગીત સહિત ઈશ્વરસ્તુતિ અને સ્ત્રીઉપયોગી વિષયો ઉપર વિવેચનો થતાં હતાં કયારેક રાસ પણ ગવાતા હતા. કયારેક નાના સંવાદો પણ ભજવાતા હતા. કયારેક નાનાં નાટકો પણ ભજવાતાં હતાં. ઉપયોગી શિક્ષણ, શિસ્ત, તાલીમ, સ્વતંત્રતા, નિયમિતતા, સ્વચ્છતા આરોગ્ય, વ્યવસ્થા અને શક્તિવિકાસની પ્રગતિનાં અહીં કુમકુમ પગલાં થતાં હતાં. આળસ, શોક, સુસ્તી, નિરાશા, અનિયમિતતા, દીર્ઘસૂત્રતા અને મંદતાને આ સ્થળે બિલકુલ સ્થાન મળતું નહિ. સંસારને કેવી રીતે સુખી બનાવવો, આત્મભોગ આપીને પણ પોતાનાં વહાલાંઓને કેવી રીતે સુખી બનાવવાં વગેરેની અહીં એકેએક ક્રિયા થતી હતી.

સુલોચનાએ આ મંડળમાં મળવા માંડયું. એના જીવન ઉપર આ પ્રવૃત્તિઓએ સરસ અસર કરી. અનસૂયાના હૃદયની મહત્તા એણે જોઈ, અનસૂયાની જીવનસુરભી એની નાસિકા સાથે અથડાઈ, એને અનસૂયાનો વિશ્વાસ આવ્યો. એના ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થઈ. એણે અનસૂયાને એક દિવસ રાત્રે પોતાના ઉપર પડેલાં દુઃખોનો ઇતિહાસ સંભળાવી તેની સલાહ માગી.

'જુઓ સુલોચના બહેન, અમારા ઉપર પણ આફતો એવી જ રીતે ઊતરી હતી, પરંતુ હિંમત, ઉદ્યોગ અને સામનો કરવાથી આ આફતો ઊલટી અમને સુખરૂપ થઈ પડી. આફતોનો

મજબૂત સામનો કરવાથી એનો ચોક્કસ પરાજય થાય છે. કામમાં પરોવાવું અને કદી કંટાળી ન જવું એટલે ચિંતાઓ આપણી પાસે જ નહિ આવી શકે. સંયોગો અનુસાર આપણે આપણા ગૃહસંસારને અનુ-રૂપ બનવું જોઈએ. મારા અનુભવો તો મેં તમારી સમક્ષ મૂક્યા છે.'

'પણ હવે મારે શું કરવું તેનું કાંઈ માર્ગદર્શન આપો તો કૃપા થાય.'

'તમારે ઠેકાણે હું હોઉં તો શું કરૂં તે તમે સાંભળો. પછી તમને યોગ્ય લાગે તે કરજો. સૌથી પ્રથમ તો હું મારો એક દાગીનો વેચી નાખી એક હજાર રૂપિયા ઘરખર્ચ માટે બેંકમાં જમે કરાવું. બીજું, ઘરના માલિક અને કમાનારની આરોગ્યસુધારણા માટે સરસ વૈદ્યકીય સહાય મેળવું. ત્રીજું, ઘરના ખર્ચનો બજેટ બનાવીને તેથી એક પૈસો પણ વધારે ન ખર્ચાય તેવી વ્યવસ્થા કરૂં. ચોથું, જાતે દરેક કામકાજ ઉપર દેખરેખ રાખી ગૃહવ્યવસ્થાને સુધારૂં. પાંચમું, બાળકોનો ઉછેર મારા પોતાના હાથમાં લઉં.'

'મને પણ લાગે છે કે એવું કાંઈક કરવું જોઈએ, પણ મને એમ આવડતું નથી. માર્ગ સૂઝતો નથી.'

'તમે નિરાશાને નજદીક આવવા દેશો નહિ. પ્રયત્ન કરો તો પ્રભુ પાધરોજ છે. મારો સહકાર પણ તમને પૂરો મળશે.'

ધીમેધીમે સુલોચનાએ અનસૂયાના કહેવા મુજબ કરવા માંડ્યું. અનસૂયાએ એને યોગ્ય માર્ગો બતાવવા માંડ્યા. એક સોનાનો દાગીનો વેચીને એક હજાર રૂપિયા બેંકમાં જમે કરાવ્યા. વિજયચંદ્રની આરોગ્ય સુધારણા માટે એક જૂના અનુભવી દક્ષિણી વૈદ્યની ચિકિત્સા શરૂ કરી. વિજયચંદ્રનો દમ નવો હતો. એથી એ સારી દવાના સેવનથી દબાયો. સાદા સાત્ત્વિક ભોજનથી એને ઘણો ફાયદો થયો. એ હવે બહાર પણ જઈ શકતો હતો, અનસૂયાના

પતિ રમણલાલ પણ શેરદલાલ હતા. બંનેને પાડોશીનાતે મૈત્રી થઈ. પરસ્પરનો સહકાર મળ્યો. અનસૂયાની સલાહથી દશ હજાર રૂપિયાનો દાગીનો વેચી વિજયચંદ્રે નાને પાયે શેરોનું કામ શરૂ કર્યું. આથી એમણે માસિક બસોઅઢીસો રૂપિયા પેદા કરવા માંડયા.

સુલોચના પણ ગૃહકામ ઉપર લક્ષ્ય દેવા માંડી. ધીરેધીરે એણે ઘરકામ થોડુંથોડું જાતે કરવા માંડયું. એ રાત્રે પોતાનો હિસાબ લખતી હતી. તે દરેક વસ્તુ સામટી અને ફાયદાથી મંગાવી રાખતી હતી. તે કદી ઉધાર વસ્તુ લેતી નહોતી. રોકડા પૈસા આપવાનો રિવાજ તેણે રાખ્યો હતો. તેણે રસોઇયાને પણ રજા આપી નાના કુટુંબની રસોઈ પોતે કરવાનું શરૂ કર્યું. આથી તેનું આરોગ્ય સુધરી ગયું. જાતિદેખરેખથી ઘરમાં સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થા અને નિયમિતતા ધીમે ધીમે આવ્યાં. સુલોચના પોતાનો શોક અને નિસાસા ભૂલી ગઈ. બાળકો ઉપર પણ એણે જાતે દેખરેખ રાખવા માંડી. ઘરમાં ઉલ્લાસ, આરામ, ઉદ્યમ અને સ્ફૂર્તિનું સામ્રાજ્ય થયું. હવે તો સુલોચના અનેક સરસ પુસ્તકો મેળવી વાંચવા મંડી. ધીમેધીમે તેણે પ્રભુપ્રાર્થનાનાં પદો શીખી લીધાં. એક તંબૂરો વસાવ્યો, તે મધુર કંઠે ગાઈ શકતી હતી. એના જીવનમાં મોટું પરિવર્તન થયું. કુટુંબ હવે સંતોષ, આરામ, સગવડો અને સુવ્યવસ્થામાં મહાલતું હતું. જીવન પરાવલંબી મટી સ્વાવલંબી બન્યું હતું."





# પ્રકરણ પંદરમું

## લગ્ન

કૃષ્ણ અને વૃંદાએ આ સંસારની ફિલ્મમાં વિજયચંદ્ર અને સુલોચનાનો પાઠ ભજવ્યો હતો. સવિતાદેવીએ અનસૂયાનો સ્વાંગ લીધો હતો. આ સામાજિક ફિલ્મમાં સરસ મધુર સંગીત હતું. એથી પણ શ્રેષ્ઠ અભિનય હતો. આથી પણ ચડિયાતું શિક્ષણ હતું. એ મધ્યમ અને શ્રીમંત વર્ગમાં લોકપ્રિય બની. એકીસાથે હિંદના જુદાજુદા અનેક શહેરોનાં સિનેમાગૃહોમાં આ ફિલ્મ અનેક અઠવાડિયાં સુધી ચાલવા માંડી. એ જોવા લોકોનો દરોડો પડતો હતો. કૃષ્ણ અને વૃંદા શ્રેષ્ઠ નટો તરીકે પ્રશંસા પામ્યાં, એમની ખ્યાતિ સિનેમાજગતમાં વ્યાપક બની. યુવકો અને યુવતીઓ એમના

બટનમાં તેમની છબીઓ સંગ્રહી પોતાની છાતી ઉપર લટકાવતાં હતાં. કેટલાક વાંઢા યુવકો વૃંદાની છબીઓથી પોતાનાં શયનગૃહોને શણગારતા હતા. એમનાં ગીતોના ગુંજારવો કુમારિકાઓનાં મુખમાં ગુંજતા હતા. બંને નટોની હરોળમાં આવી ગયાં. એ બંને ઉપર સવિતાદેવીની નૈતિક અસરનો પ્રભાવ હતો. એટલે બંનેને અભિમાન અને મગરૂરીનાં કડવાં ફળો ચાખવાં પડયાં નહિ.

વૃંદા ઉપર કૃષ્ણના મનમાં અનુરાગ જન્મ્યો હતો. એનું હૃદય વૃંદા માટે તલસતું હતું. એક દિવસ એ એને ન જુએ તો એનું મન એને જોવા તલપાપડ બનતું. યુવાની, સૌંદર્ય, સામીપ્ય અને ગુણોના આકર્ષણથી આ પ્રેમની ચિનગારી પરસ્પરના હૃદયમાં એકીસાથે પ્રકટી હતી. પરંતુ બંનેનો વ્યવહાર સંયમિત હતો, બંને સદ્‌ગુણી હતાં, સવિતાદેવી રૂપી સર્જનદેવી એ બંનેના માર્ગદર્શક હતાં. બંનેને આગળ વધવાનો શોખ હતો. બંને મહત્ત્વાકાંક્ષી હતા એમને સિનેમાજગતમાં નામ કાઢવું હતું. તેમને પોતાના ધંધામાં કીર્તિ અને ઐશ્વર્ય મેળવવાં હતાં. આથી એમનો પ્રણય એમના હૃદયમાં જ વિકાસ પામવા લાગ્યો. એક બીજાની સોબત અને ઐક્ય ઝંખતાં આ બંને ધીરજથી યોગ્ય સમયની રાહ જોતાં હતાં. કૃષ્ણલાલને પોતાનાં કુટુંબીઓ વિરોધ કરશે એવો ડર હતો.

ઓચિંતા એક દિવસ અવનવો બનાવ બન્યો, વૃંદા અને સવિતા-દેવી મોટરમાં બેસીને સાગરકિનારે ફરવા ગયાં હતાં. મોટરમાંથી ઊતરીને તેઓ વાતો કરતાં પગે સાગરકિનારા ઉપર નીકળી ગયાં. આજે કિનારા ઉપર ઝાઝી ભીડ નહોતી. અહીંતહીં કોઈ કોઈ માણસો દેખાતાં હતાં. કિનારાના વળાંક પાસે બંને આવી પહોંચ્યાં. સંધ્યાનો સમય હતો. સૂર્યદેવ અસ્તાચળમાં ઊતરવાની તૈયારીમાં હતા. વધારે મોડું કરવું નહિ એવો નિયમ સવિતાદેવી આગલા અકસ્માત પછી પાળતાં હતાં. વળાંક સુધી જઈને પાછાં ફરવાનો એમનો

ઇરાદો હતો. ઓચિંતા ત્રણ બુરખા પહેરેલ માણસો નારિયેળીના ઝુંડમાંથી ધસી આવ્યા. તેમના હાથમાં માણસને બેશુદ્ધિ આવે તેવા દવા છાંટેલ રૂમાલો હતા. એમણે આ બંને સ્ત્રીઓનાં નાક આગળ આ રૂમાલ ધરી એમને બેશુદ્ધ બનાવી દીધી. સવિતાદેવીને અને વૃંદાને ઉપાડીને તેઓ નારિયેળીના ઝુંડમાં અદૃશ્ય થયા. એક સ્થળે સવિતાદેવીના શરીરને મૂકી, વૃંદાને ઉપાડી તેઓ ચાલતા થયા. એમના માટે એક મોટર દૂર ઊભી હતી, તેમાં બેસી તેઓ ચાલ્યા ગયા. કોઈને જરા પણ ખબર પડી નહિ. વૃંદાનું કોઈએ હરણ કર્યું હતું.

અર્ધાએક કલાકમાં સવિતાદેવી જાગૃત થયાં. તેઓ સફાળા બેઠાં થયાં. એમની સ્મૃતિનો પુનઃ ઉદય થયો. કોઈ ગુંડાઓ પોતાને અને વૃંદાને ક્લોરોફૉર્મ સુંઘાડી ઉપાડી ગયા હતા. પોતે અહીં પડચાં હતાં. પણ વૃંદા કયાં? ચારેપાસ કયાંય પણ વૃંદા દેખાઈ નહિ. એમના મનમાં આશંકા ઉત્પન્ન થઈ, સવિતાદેવી ઊભાં થયાં. એમના શરીરમાં અશક્તિ હતી. માથું ભમતું હતું, પરંતુ જેમતેમ ચાલી તેઓ કિનારે પહોંચ્યાં, અહીં તેમને કેટલાક સજ્જનો મળ્યા. એમની મદદથી પોતાની મોટર પાસે તેઓ પહોંચ્યાં. મોટરમાં બેસી તેઓ પોલીસચૉકીએ પહોંચી ફરિયાદ દાખલ કરાવી તરત ઘેર પાછાં ફર્યા. તેમણે ટેલીફોન કરીને કૃષ્ણલાલને બોલાવી, પોતાના ઉપર વીતેલી ભયાનક ઘટના અને વૃંદાના હરણની કથા કહી સંભળાવી. કૃષ્ણલાલ આભો બની ગયો.

‘ શું કરશું હવે મોટી બહેન ? ’

‘ પોલીસમાં તો ખબર આપી છે; પરંતુ પોલીસનું કામ તો ધીમું છે. પરિણામ માટે એ ઘણો સમય માગે છે. કોઈ ખાનગી ડીટેક્ટિવને આ કેસ સોંપીએ તો ? તું કોઈને ઓળખે છે ? ’

'વ્યંકેશરાવ વખણાય છે. એની ખાનગી ડીટેક્ટિવ એજન્સી છે. મારો સહેજ ઓળખીતો પણ છે. તમે કહો તો હું એને મળી આવું, અથવા બોલાવી આવું, અત્યારે એ એને બંગલે હશે.'

'ભલે બોલાવી લાવો, હું વાટ જોઉં છું.'

કૃષ્ણ મોટરમાં બેસી એક કલાકમાં ડીટેક્ટિવને બોલાવી આવ્યો. સવિતાદેવીએ આખો બનાવ વર્ણવી સંભળાવ્યો, ડીટેક્ટિવ સાથે મોટરમાં જઈ સ્થાન પણ દેખાડ્યું. એના બધા પ્રશ્નોના જવાબ પણ આપ્યા. વ્યંકેશરાયે પોતાની એજન્સીના હોશિયાર ડીટેક્ટિવોને આ કામમાં રોકયા.

રાત્રિના બાર વાગી ગયા. કૃષ્ણ અને સવિતાદેવી અનેક કલ્પનાઓ કરતાં બેઠાં હતાં. ઓચિંતા સવિતાદેવી બોલી ઊઠયાં.

'મને એક વધારાનો ઉપાય સૂઝયો છે, કૃષ્ણ.'

'શું છે મોટી બહેન ?'

'આનંદીલાલ નામના એક વૃદ્ધને હું ઓળખું છું. એ સંગીત અને ભજનનો શોખીન છે. મારે ત્યાંના સંગીતના મેળાવડામાં એ આવે છે. મારા ઉપર તે પુત્રીના જેવી પ્રીતિ રાખે છે. તેણે પોતાની પૂર્વકથાના ઇશારા મારી પાસે ઘણી વખત ખાનગીમાં કર્યા છે. એ મોટો ગુંડો–બદમાસ હતો. ઘણા બદમાસ ગુંડાઓની ટોળીનો એ નાયક હતો. અપહરણ, ધૂર્તતા, મારામારી, કોઈને પૈસા લઈને મારવા, જુગાર ખેલવા, શરતમાં ઘોડા દોડાવવા, જુગારખાના નિભાવવા, ચોરીનો માલ પચાવવો અને એ સર્વે અનિયંત્રિત રીતે ચાલે તે માટે પોલીસનું મોઢું બંધ કરવું–આ સર્વે કામો એના દોરીસંચારથી થતાં હતાં. તેણે જોરાવર ગુંડા ટોળી ઊભી કરી હતી.

એ સર્વેનો એ સૂત્રધાર હતો. પચીસ વરસ સુધી તેણે આ ટોળી ઉપર શાસન કર્યું હતું. એના હાથ નીચેના સેંકડો બદમાસો જેલજાત્રા કરી આવતા, પણ એની હોશિયારીથી એને જરા પણ આંચ આવી નથી. સિત્તેર વરસની મોટી વયે એને એક સાધુ મળ્યા. એની સોબતના સદ્‌ભાગ્યથી એણે ઘડપણે ગોવિંદ ગાયા. હમણાં તે સાધુજીવન ગુજારે છે, પણ મને તરત મદદ કરશે એવી આશા છે. એ એંસી વરસનો વૃદ્ધ છે. ચાલો આપણે એને ત્યાં જઈએ. એનું કોઈ સગુંસંબંધી કે પરિવાર નથી. તે એકાકી છે.'

કૃષ્ણને લઈને સવિતાદેવી શહેરની બહાર પરામાં પોતાની મોટરમાં ગયાં. અહીં તેઓ એક સાધારણ વસતિનિવાસમાં આવ્યાં, ત્યાં સેંકડો કોટડીઓ બાંધેલી હતી. બધી કોટડીઓ સ્વચ્છ હાર-બંધ હતી. સવિતાદેવીએ આ કોટડીઓ બતાવી કહ્યું: આનંદીલાલે આ કોટડીઓ પોતાને ખર્ચે બંધાવી છે. એની પાસે પુષ્કળ પૈસો હતો. એ સર્વ ગરીબ, દીન, અને દુઃખી અપંગોની સેવામાં એ વાપરે છે. સામી કોટડીમાં તે રહે છે.

કોટડી પાસે આવીને તેમણે બારણાં ઠોકયાં. વૃદ્ધે અંદરના ફાનસનું તેજ વધાર્યું અને કોણ છે એમ પૂછ્યું. સવિતાદેવીએ ઓળખ આપી એટલે બારણાં તરત ઊઘડયાં.

'બેટી, અત્યારે તું? વૃદ્ધે આશ્ચર્યથી પૂછયું.'

'બાપાજી, તમારા સરખું કામ પડયું છે.'

'બેટી, હું તો પરમાત્માના ભજન સિવાય બીજી કોઈ ઉપાધિ કરતો નથી. તને ક્યાં ખબર નથી?'

'હું તમારા લાયકનું કામ ન હોય, તો અર્ધી રાત્રે તસ્દી આપું?'

વૃદ્ધે કોટડીની અંદરની એક સાદડી પાથરી દીધી. કોટડીમાં એક મૃગચર્મ અને થોડાં માટીનાં વાસણો અને થોડાં કપડાં સિવાય બીજું કાંઈ નહોતું. વૃદ્ધ તપસ્વી જીવન ગાળતા હતા.

સવિતાદેવીએ સર્વે વાત વિસ્તારીને કહી. વૃંદાના હરણની હકીકત પણ સમજાવી, મદદ માટે યાચના કરી.

આનંદીલાલે ધીરજથી બધી વાત સાંભળી. એ વિચારમાં પડી ગયા. પાએક કલાક મૂગા રહી તેમણે ધીમેથી કહ્યું:

'મને આ ધંધા ઉપર તિરસ્કાર છે. મારા જૂના સાથીઓ સાથે છેલ્લાં દસ વરસો થયાં મારો સંબંધ તદ્દન બંધ છે. એ સંબંધ ફરી કયારે પણ ન ઉપાડવો એવો મારો દૃઢ વિચાર હતો; પરંતુ બેટી, તારા સ્નેહને હું તરછોડી શકતો નથી. હું મારા જૂના સાથીઓમાંથી જે જીવતા હશે તેને તેડાવીને પાકી તપાસ કરીશ, પરંતુ મારા ઉપર તારે વધારે ભરોંસો રાખવો નહિ. હું તો પાકું પાન ગણાઉં.'

'બાપુજી, તમે આટલું કરશો તો પણ મને સંતોષ છે. હું હવે રજા લઈશ. આપ આરામ કરો.' સવિતાદેવી અને કૃષ્ણલાલ બંગલે આવ્યાં. તેમને આખી રાત ઊંઘ આવી નહિ.

ત્રીજે દિવસે સાંજે વૃદ્ધ આનંદીલાલ એક ઘોડાગાડીમાં બેસીને આવ્યો. તેને જોઈ સવિતાદેવીએ સન્માન કર્યું.

'બાપાજી, શી ખબર છે? કાંઈ પત્તો મળ્યો?'

'પત્તો તો મળ્યો છે, પણ કપરું કામ છે.'

'તમારા જેવા માટે કાંઈ કપરું કામ નથી.'

'ના બેટી, આ કામ મારી શક્તિથી પર છે. અહીં એક મોટી ટોળી છે. એ અતિ બળવાન અને હિંદભરમાં વ્યાપક છે. એનો સૂત્રધાર અહીંનો એક પ્રખ્યાત, ધનવાન, વગવાળો નાગરિક છે. આ ટોળીનું મુખ્ય કામ બાળાઓના વેપારનું છે. હજારો યુવતીઓને દેશપરદેશથી ફસાવી તેમનું આ ટોળી વેચાણ કરે છે. અનેક વેશ્યાગારો આ ટોળી નિભાવે છે. દેશપરદેશોમાં એની શાખાઓ છે. સ્ત્રીઓનો એમનો મોટો વ્યાપાર બહુ નફાકારક છે. દેશપરદેશની પોલીસના મોઢામાં અને આંખમાં આ ટોળી ધૂળ નાખે છે. એ અતિ સામર્થ્યવાન છે. એની જાળ કોઈના ગળામાં પડે છે, તો તે કદી પણ બચી શકતો નથી. મારી શક્તિ બહારની આ વાત છે.'

'પણ વૃંદા ક્યાં છે ? એને કેવી રીતે બચાવી શકાય ?'

'તું ઉતાવળી મા થા. મારી વાત પૂરી સાંભળ. વૃંદા ઉપર આ ટોળીના સૂત્રધારના પુત્રની કુદૃષ્ટિ પડી. તેણે વૃંદા પાસે પ્રેમયાચના કરી, વૃંદાએ એને તિરસ્કારી કાઢી. બહુ ખટપટ થાય કે બૂમ પડે તેવું કામ બનતા સુધી આ ટોળી કરતી નથી, પરંતુ નટી એ નધણિયાતી મિલકત છે. એના હરણથી બહુ હોહા થતી નથી. આ યુવકે વૃંદાનું હરણ કરાવી તેને છુપાવી રાખી છે. વૃંદાના પતિવ્રતનો ભંગ કરીને જ્યારે એ ભમરાને સુગંધ મળશે, ત્યારે પોતાની ટોળી મારફત એને દૂરદૂરના દેશમાં તે વેચી નાખશે. હમણાં વૃંદા આ ટોળીના સ્ત્રીનિવાસમાં છે. અત્રેની પોલીસ એ અડ્ડા ઉપર આક્રમણ કરશે નહિ. કારણ કે પોલીસની નીચેના અધિકારીઓ ઉપર એમની લાગવગ ચાલે છે, મારા જૂના સાથીઓ દ્વારા આ ખબર મને મળી છે, પરંતુ આથી વિશેષ ખબર તેઓ આપે તેમ નથી. તેઓ સર્વે આ શક્તિશાળી ટોળીનાં અંગો છે.'

'ત્યારે હવે આપણે કેવી રીતે કામ લેવું ?'

'બેટી, તે વિચારવાનું કામ તારું છે. હું કાંઈ પણ મદદ આપી શકું તેમ નથી.'

'મને સૂઝ પડતી નથી, કે શું કરવું ? વૃંદાને મેં હંમેશ માટે ખોઈ છે.' સવિતાદેવી રડી પડ્યાં.

'બેટી, હિંમત હારવી યોગ્ય નથી. શાંતપણે વિચાર કર. જો ગવર્નર સુધી લાગવગ પહોંચે, તો તારું કામ સફળ થાય એવી વકી રહે ખરી. બાકી એનો અડ્ડો ફલાણા સ્થાને આવ્યો છે તે નોંધી રાખ.'

આનંદીલાલ પોતાને સ્થાને ચાલ્યા ગયા. સવિતાદેવી વિચારમાં બેઠી હતી, એણે ઓચિંતા સાંભળ્યું કે પોતાના પતિ સૂર્યસિંહનો વડો કમાન્ડર જનરલ મુંબઈ સૈન્યનો ઉપરી નિમાયો હતો. એનો પતિ આ જનરલનો માનીતો હતો. સવિતાદેવી પણ એને રાવળપિંડીમાં પતિ સાથે મળી હતી, તેણે તરત કૃષ્ણલાલને ટેલીફોન કરી તેડાવી લીધો. સર્વે વાત એને કહી તે પોતાની સાથે તેને લઇને જનરલને બંગલે પહોંચી.

જનરલને તેણે પોતાનું કાર્ડ મોકલ્યું. જનરલ એની સામે દરવાજા સુધી આવ્યો. તે તેને પોતાની ઓફિસમાં તેડી ગયો. પરસ્પર સમાચાર પુછાયા. પછી જનરલે પોતાને લાયક કાંઈ કામસેવા માટે પૂછ્યું. જવાબમાં સવિતાદેવીએ વૃંદાના હરણની આખી હકીકત અને ટોળી વિષે મળેલા બધા સમાચાર કહી સંભળાવ્યા અને જનરલનો સહકાર માગ્યો.

'મેં પણ આ ટોળી વિષે ઘણુંઘણું સાંભળ્યું છે. લાહોર અને રાવલપિંડી વિભાગમાં હું કમાંડિંગ ઓફિસર હતો, ત્યારે મેં થોડો વખત ગુપ્તચરોનું ખાતું સંભાળ્યું હતું. એ ખાતાના ગુપ્તચરોએ આ ટોળી સંબંધી મને ઘણી વાતો કરી હતી. હવે અહીંનો પોલીસ કમિશ્નર મારો જૂનો સોબતી છે. અમે ઘણા

જિલ્લાઓમાં સાથે જ રહ્યા છીએ. હું એને ટેલીફોન કરીને બોલાવું છું. તે યોગ્ય સલાહ આપશે. તે કડક, પ્રમાણિક અને ન્યાયી પુરુષ છે. તમે જરા પણ ચિંતા કરશો નહિ.' તરતજ જનરલે ટેલીફોન કર્યો, થોડા જ સમયમાં પોલીસ કમિશ્નર પોતાની મોટરમાં બેસી કમાન્ડર જનરલને બંગલે આવી પહોંચ્યો. સવિતાદેવીની ઓળખાણ જનરલે કરાવી આપી. સવિતાદેવીએ ફરી વૃંદાહરણના વૃત્તાંતને વિગતવાર કહી સંભળાવ્યો. કમિશ્નરે તે શાંત ભાવે સાંભળ્યો અને કહ્યું:

'હું જાતે આ વિષયની તપાસ કરીશ. તમારે જરા પણ ફિકર કરવી નહિ. હું બનતું કરીશ. મને અડ્ડાનું ઠેકાણું મળ્યું તે ઘણું છે. કાલે જ અમે એના ઉપર દરોડો પાડીશું. એ ટોળીના ઉપદ્રવને તોડવાનું મને બહુ ગમે છે. એ હવે ખૂબ ઉપદ્રવો કરનારી નામીચી ટોળી બની છે.'

સવિતાદેવીએ રજા લીધી. તે પોતાને બંગલે આવી.

બીજે દિવસે સાંજના પોલીસ અમલદારે વૃંદાને મોટરમાં બેસાડીને સવિતાદેવીને બંગલે પહોંચતી કરી. પોલીસ કમિશ્નરે પોતે છૂપા વેશમાં જઈ આ અડ્ડા ઉપર અર્ધી રાતે ઓચિંતા દરોડો પાડયો હતો. કોઈ નાસી શકયું નહોતું. પચીશેક યુવતીઓ અંદરના ભોંયરામાંથી પકડાઈ હતી. દશેક રખેવાળ ગુંડાઓ અને પાંચેક નોકરો પણ પકડાયા હતા. તેમણે સર્વે દોષ અને આક્ષેપો પોતાના ઉપર ઓઢી લીધા હતા. ટોળીના સંચાલકોને હાથ લગાડી શકાય તેવી એકે ખાતરીબંધ શહાદત મળી નહોતી. આ સૌને જેલજાત્રા કરવા મૂકવામાં આવ્યા પણ ટોળીનો નાશ થઈ શકયો નહિ.

બેએક માસ વીતી ગયા. આ બનાવ નવોજૂનો થઈ ગયો. એક દિવસ સવિતાદેવીના બંગલાના ખુલ્લા આંગણામાં બેસીને ત્રણેય આડીઅવળી વાતો કરતાં હતાં. ઓચિંતા સવિતાદેવીએ કહ્યું:

'તમે બંને હવે આ સિનેમાનો નટનટીનો ધંધો મૂકી દેવાનું વિચારો.'

'તમે મોટી બહેન, આ ધંધામાં ૧૭ વરસથી છો. અમે તો માત્ર ત્રણ વરસ જ ગાળ્યાં છે, છતાં અમને કેમ હાંકી કાઢો છો? હજી અમે એની મઝા પૂરી ચાખી નથી.'

'એ ધંધાની લાંબી મઝા ચાખવામાં લાભ નથી. એ લપસણો ધંધો છે. લાલચો અને ગંદું વાતાવરણ કેટલાંક અનિષ્ટો ઊભાં કરે છે. મારી તો સખ્ત ભલામણ છે કે તમે આ ધંધો છોડી દો. હું પણ નિવૃત્ત થવા માગું છું.'

'પછી મોટાં બહેન! મારે શું કરવું?' વૃંદાએ પૂછયું.

'તારે કૃષ્ણ સાથે પરણી જવું. તમારાં બંને વચ્ચેનો પ્રેમ મારાથી છૂપો રહ્યો નથી.'

'પરણીને અમારે શું કરવું?'

'જગતમાં માત્ર એક જ સિનેમાનો ધંધો નથી.'

'અમે તો તમને પૂજ્ય, માર્ગદર્શક અને અધિષ્ઠાત્રી રૂપ માનીએ છીએ, એટલે તમે જે આજ્ઞા કરશો તે અમારા માટે શિરોધાર્ય છે.'

'આ સર્વે નક્કી થયા પહેલાં કૃષ્ણ માટે હું તારા કુટુંબની સંમતિ મેળવવા માગું છું. હું જાતે તારે વતન જઈશ.'

'મોટી બહેન, તમે જે કાંઈ કરશો તેને અમે માનપૂર્વક માથે ચડાવીશું.'

થોડા દિવસોમાં સવિતાદેવી કૃષ્ણના વતન તરફ વિદાય થયાં. સાધ્વીમૈયા પોતાનું નિત્યકર્મ કરીને અગાસીમાં બેઠાં હતાં. કન્યાશ્રમની પરિચારિકાએ ખબર આપ્યા કે કોઈ ભદ્ર મહિલા આપને મળવા માગે છે. અનુમતિ મળતાં સવિતાદેવી આવી, નમસ્કાર કરી, સામેના આસન ઉપર બેઠાં.

'હું કૃષ્ણલાલ (મનહરલાલ વકીલના પુત્ર)ની સહનટી છું. મારું નામ સવિતા છે. કૃષ્ણલાલ મને મોટી બહેન તરીકે ઓળખે

છે. કૃષ્ણલાલના સહવાસમાં હું લાંબા સમયથી આવી છું. તેણે મને તમારી પૂજ્યતા અને પવિત્રતા વિષે સંપૂર્ણ વાતો કરી છે, એના કુટુંબના તમે હિતેશ્રી છો, તે પણ હું જાણું છું. તેથી જ એક નમ્ર વિનંતી કરવા હું આવી છું, પરંતુ તે કહું તે પહેલાં આપને કૃષ્ણલાલની છેલ્લાં ચાર વરસની વીતકકથા સાંભળવાની વિજ્ઞપ્તિ છે, તે સ્વીકારશો ?'

'ખુશીથી કહો. હું કૃષ્ણલાલ માટે વાત્સલ્ય ધરાવું છું.'

સવિતાદેવીએ કૃષ્ણલાલનો સર્વ ઇતિહાસ વિગત સાથે કહી સંભળાવ્યો. સાથે વૃંદાનો વૃત્તાંત પણ સંકળાયલો હતો. ત્રણ કલાક સુધી તેણે સર્વે વૃત્તાંત સંભળાવ્યો. સાધ્વીમૈયાએ એક ચિત્તે તે સાંભળ્યો. છેવટે સવિતાદેવીએ કહ્યું કે 'કૃષ્ણલાલ અને વૃંદા બંને વચ્ચે શુદ્ધ પ્રેમ છે. બંને સદ્‌ગુણી અને શુદ્ધ હૃદયનાં છે. તેઓ કુટુંબની સંમતિ વગર વિવાહ કરે તે મને ગમ્યું નહિ. તેઓ મારા પ્રત્યે વડીલબુદ્ધિ રાખે છે. એટલે મેં એમને કુટુંબની સંમતિ મેળવવાની સૂચના આપી છે. કૃષ્ણલાલનું કુટુંબ એક નટીને વહૂ તરીકે સ્વીકારવા એકદમ કબૂલ થાય નહિ તે સ્વાભાવિક છે. આથી મારી વિનંતી છે કે આપ વૃંદાને સંગીત અને નૃત્યની શિક્ષિકા તરીકે આપના કન્યા મહાવિદ્યાલયમાં દાખલ કરો. બે માસ સુધી તમે વૃંદાની સંપૂર્ણ કસોટી કરી એની અગ્નિપરીક્ષા કરી જુઓ. તમને સંપૂર્ણ ખાતરી થાય તો જ તમે કૃષ્ણલાલના વિવાહ માટે એના કુટુંબને ભલામણ કરો. આપ મારી આ નમ્ર અને નિર્દોષ વિનંતી સ્વીકારશો એવી આશા છે.'

'સવિતાદેવી, મેં તમારી વાત ધીરજથી સાંભળી છે. તમારી દરખાસ્ત મને વાંધાભરેલી લાગતી નથી, પરંતુ સંસાર-વ્યવહાર અને જ્ઞાતિની ખટપટો હું જાણતી નથી. આથી મારે

એનાં કુટુંબીઓની સલાહ પણ લેવી પડશે. હું આવતી કાલે નિર્ણય જણાવીશ.'

સવિતાદેવી ચાલ્યાં ગયાં. બીજે દિવસે સંધ્યા પછી નીલા-દેવીને તેડી મૈયા મનહરલાલને ત્યાં ગયાં. આખા કુટુંબને પોતાની પાસે બેસાડી પોતે સવિતાદેવી પાસેથી કૃષ્ણલાલની સાંભળેલી વીતક કથા વર્ણવી બતાવી. સવિતાદેવીની દરખાસ્ત પણ એમની આગળ મૂકી.

'વૃંદાના કુટુંબને હું સારી રીતે ઓળખું છું.' નીલાદેવીએ કહ્યું: 'એ કુટુંબ પાસેથી કન્યા મહાવિદ્યાલય માટે મેં સારી રકમ મેળવી છે. તે આબરૂદાર કુટુંબ છે. એની જ્ઞાતિ અને આપણી જ્ઞાતિ કાયસ્થોની જ છે, પરંતુ કાયસ્થોના પેટાભેદોને લીધે વિવાહ-સંબંધો થતા નથી; છતાં આ દરખાસ્ત મને તો ઠીક લાગે છે.'

માલતીદેવીએ કેટલાક વાંધા કાઢ્યા, પરંતુ મૈયાએ એનું સમાધાન કર્યું. કુટુંબે સવિતાદેવીની દરખાસ્ત સ્વીકારી લીધી.

વૃંદા કન્યા મહાવિદ્યાલયમાં શિક્ષિકા તરીકે દાખલ થઈ. સાધ્વી મૈયાએ એનાં સ્વભાવ, ગુણ, સંસ્કૃતિ અને શિક્ષણની બારીકાઈથી કસોટી કરી. તેમાં એમને સંતોષ થયો.

છ માસ પછી વૃંદા અને કૃષ્ણલાલનો વિવાહ થયો. સાધ્વી મૈયાના પ્રયત્નોથી વૃંદાનાં માતાપિતાએ પણ પુત્રીને આશીર્વાદ આપ્યા હતા.

સવિતાદેવીએ પણ કન્યા મહાવિદ્યાલયને પોતાની સેવા સમર્પણ કરી.





# પ્રકરણ સોળમું

## કૃષ્ણાદેવી

કૃષ્ણાદેવી મનહરલાલનું સૌથી નાનું બાળક હતું. તે આખા કુટુંબની લાડીલી હતી, ગોરી મોટી આંખોવાળી, આકર્ષક મુખની એ બાળા મટીને યૌવનને આંગણે હજી પદાર્પણ કરવાની તૈયારીઓ કરતી હતી. કૃષ્ણા લાગણીપ્રધાન બાળા હતી. મનમાં આવે એ પૂરું કરવાની અથવા મેળ મેળવવાની એને ધગશ રહેતી હતી. જેના ઉપર મન માન્યું તેમાં એ છોકરી સર્વે ગુણો જ જોતી. જેના ઉપર મન નારાજ થાય, તેના સર્વે દોષો જ તે જોતી હતી. પોતાની વાતની એને જીદ હતી. લીધી વાત જલદી મૂકવાનો તેનો સ્વભાવ નહોતો. એણે હવે મૅટ્રિક પાસ કરી હતી. ચિત્રકળામાં પણ સારી પ્રગતિ તેણે કરી હતી, સુંદર ચિત્રો તે ચિતરી શકતી હતી. એનો

કંઠ મધુર હતો. કન્યા મહાવિદ્યાલયમાં એ સરસ સંગીત શીખી હતી. જ્યારે હાથમાં દિલરુબા લઇને મહાત્મા તુલસીદાસજીનું ભજન 'રઘુપતિ તુમસે મોરી લાજ, સદા સદા હી શરણ તિહારી, સાવરા સુનો અવાજ' એ ગાતી, ત્યારે કોકિલા જાણે કૂજતી હોયતેમ લાગતું હતું.

કૃષ્ણાને વાંચનનો ખૂબ શોખ હતો. તેણે કન્યા મહાવિદ્યાલયની લાયબ્રેરીમાંથી ઘણાંખરાં પુસ્તકો વાંચી નાંખ્યાં હતાં. અંગ્રેજી, હિંદી અને ઉર્દૂ તે વાંચતી હતી. અંગ્રેજીમાં સેક્સપિયર અને વર્ડ્ઝવર્થ સાથે એને ખૂબ દોસ્તી હતી. સેક્સપિયરની બધી નાયિકાઓ એને ખૂબ ગમતી હતી. કાલિદાસની શકુંતલા અને ભવભૂતિની માલતી પણ એને ગમતી હતી, બાણની કાદંબરીની મહાશ્વેતા અને કાદંબરી ઉપર પણ એ વારી જતી હતી. પોતે અનેરી માનસસૃષ્ટિ રચતી હતી. કયારેક શકુંતલા બનીને એ દુષ્યન્તની સાથે રૂસણું લેતી હતી. કયારેક દ્રૌપદી બનીને એ યુધિષ્ઠિરને ધમકાવી નાખતી. માલતી બનીને માનસમાધવ સાથે પ્રેમ કરતી હતી. એને ડેસડેમીનાનું પાત્ર ઘણું જ ગમતું હતું. ઑથેલોને મનોરાજ્યમાં સર્જીને એ પોતાના અંતરના ઉદ્દગારો એના પ્રત્યે એકલી અગાસીમાં બેસીને ઠાલવતી હતી. કૃષ્ણાને પ્રાચીન નાયિકાઓ જેવા મહાન થવું હતું. એને જગતને મહાન નારીનો પ્રભાવ બતાવવો હતો.

કૃષ્ણાને આગળ ભણાવવાનો માલતીદેવીનો વિચાર નહોતો. કુટુંબની આર્થિક સ્થિતિ હજી સુધરી નહોતી. મનહરલાલ પણ બિછાનું છોડવા શકિતવાન થયા નહોતા, કૌશલ્યાદેવીની તબિયત કયારેક સારી તો કયારેક ખરાબ ચાલતી હતી; પરંતુ કૃષ્ણાએ આગળ અભ્યાસ માટે જીદ લીધી. એણે મૅટ્રિકની પરીક્ષા પહેલે નંબરે પસાર કરવાથી સ્કૉલરશિપ મેળવી હતી. સ્કૉલરશિપમાં થોડી નાની રકમ ઉમેરવાથી કૃષ્ણાબાઈનું નભી શકે એમ હતું. મૈયા પાસે કૃષ્ણાએ અપીલ કરી.

'મૈયા, મારે આગળ ભણવું છે. હું કૉલેજમાં જવા માગું છું.'

'કૉલેજમાં જઈને તારો આદર્શ શો છે? વધારે ભણીને તારે શું કરવું છે?'

'હું તો વિદ્યા મેળવવા ખાતર ભણું છું. વિદ્યાની ખાતર જ મારે વિદ્યાની સેવા કરવી છે. મૅટ્રિક તો માત્ર વિદ્યાદેવીના મંદિરનું પ્રવેશદ્વાર છે. વિદ્યાનું આસ્વાદન તો મૅટ્રિક પછી જ ખરું મેળવવાનું છે. મૈયાએ કૃષ્ણાની ભણવાની ભારે ધગશ જોઈ, એમણે પણ માલતીદેવી સાથે વાત કરી.

'મૈયા, હવે કૃષ્ણા ઘરકામમાં પડે એમ હું ઇચ્છું છું: એને કંઈ આવડતું નથી. પાણીનો લોટો ભરવા મૂકો તો ગોળી ભાંગી આવે એવી એની આવડત છે.'

'માલતી, તારી વાત સાચી છે, પરંતુ આજકાલની છોકરીઓને પોતાના માર્ગે જવાની જીદ હોય છે. આ સિવાય આ ખરાબ માર્ગ હોય તો આપણે એને રોકવી જોઇએ. ચાલતા પ્રવાહના જોસને રોકી બીજે માર્ગે તેને ચડાવવાથી પરિણામ કલ્યાણકારક આવતું નથી. કૃષ્ણા વિદ્યાની રસીલી છે. એને આગળ વધવા દેવા માટેનાં સાધનો આપવામાં હરકત નથી.'

મૈયાની વાત માલતી કદી ઉથાપતી નહિ. કૃષ્ણા કૉલેજમાં ગઈ.

કૃષ્ણા કૉલેજમાં અભ્યાસ ઉપર લક્ષ્ય આપતી હતી, પરંતુ એનું મન રોમીઓ કે ઑથેલો શોધતું હતું. એના મનોરાજ્યને માલિક જોઇતો ન હતો, પરંતુ પોતાનો આદર્શ પૂરો પાડે એવી પૂજ્ય મૂર્તિ એને જોઈતી હતી. કૃષ્ણા દેખાવે આકર્ષક હતી. વાચાળ હતી. વસ્ત્રોને સુંદર રીતે પહેરી જાણતી હતી. કમળની પાછળ ભમરાઓ

દોડે એટલી સુગંધી એનામાં કૉલેજના યુવકોના જોવામાં આવી. એની કૃપા મેળવવા માટે યુવકો પડાપડી કરવા મંડ્યા, પરંતુ કૃષ્ણાને આ વેંતિયાઓની સામે નજર પણ નાખવી ગમતી નહિ. એના મનોરાજ્યનો અધિષ્ઠાતા અર્જુન, કૃષ્ણ કે પરશુરામ જેવો તેજસ્વી હતો. એને રેંજીપેંજીનું કામ નહોતું, એ સ્વપ્નસૃષ્ટિમાં મહાલતી હતી. એના કોડ જગતની દેવી ન બનું તો હિંદની તો જરૂર બનીશ એવા હતા. કંઈ મહાન કામ કરવાની સૃષ્ટિ તે દરરોજ રચતી હતી. કીર્તિ, પ્રતિષ્ઠા, મહત્તા, સન્માન મેળવવાની એને ભારે હોંશ હતી. સૌ સ્ત્રીઓની હું નેતા થાઉં, મારી આજ્ઞા મુજબ સ્ત્રીઓનાં મંડળો લોકકલ્યાણનાં મહાન કાર્યો કરે એવી એની ઇચ્છાઓ હતી.

લલિતમોહનલાલ ડિસ્ટ્રીક્ટ જજનો પુત્ર હતો. તે દેખાવે રૂપાળો અને નાજુક હતો. ખૂબ કિંમતી વસ્ત્રો પહેરવાનો એને શોખ હતો. કિંમતી ઊંચા બૂટો, રેશમી મોજાંઓ, સૂટો, નેકટાઈ, કૉલર અંગ્રેજી ટોપી, રેશમી ખમીસો એ ખૂબ ટાપટીપથી ધારણ કરતો હતો. એ પોતાના શૃંગાર માટે દરરોજ એક કલાક લેતો હતો. કપડાંમાં ક્યાંયે વળ મળે નહિ. એક પણ કરચલી નહિ. ડાઘ તો હોય જ શાના? દરેક વસ્તુ બહુ જ ટાપટીપથી પહેરેલી હોય. નાક ઉપર શોખને ખાતર સોનેરી ફ્રેમનાં ચશ્માં પણ ચડાવતો હતો. પોતાના લેસન ઉપર એ બહુ ધ્યાન આપતો નહિ, પરંતુ માંડમાંડ પરીક્ષા પાસ કરવા જેટલા માર્ક એ જરૂર મેળવી લેતો હતો. અનાકર્ષક, શ્યામવર્ણની અને શારીરિક સૌંદર્ય વગરની યુવતીઓ તરફ તો લલિત નમીને જોતો નહિ. રૂપાળી, દેખાવડી, નમણી અને ઘાટીલી યુવતીઓ તરફ એ આકર્ષાતો હતો. એમને સારીસારી ભેટો આપતો હતો. પિતાનો માસિક રૂપિયા સોળસોનો પગાર પોતાના જ માટે હોય એવું અભિમાન તે ધરાવતો હતો. તે ધારે તો ખુશામત પણ કરી શકતો હતો. કૃષ્ણા એની આંખોને ગમી.

'મિસ મહેતા, તમે આ રેકેટ જોયું ? ખાસ લંડનથી મંગાવ્યું છે. એના સવાસો રૂપિયા ખર્ચ્યાં છે.'

'હા. મી. લાલ એ ઘણું સારૂં છે.'

'મારી સાથે ટેનીસ રમશો, ત્યારે એ રેકેટની ખૂબી માલુમ પડશે.'

'ભલે, સાંજે રમીશું, રેકેટ કે રેકેટ ચલાવનાર બંનેમાંથી કોણ શ્રેષ્ઠ છે તેની પરીક્ષા થશે.'

'બંને ઉત્તમ છે, તે સાંજે બતાવીશ.'

લલિત ટેનિસનો સારો રમનારો હતો. એણે સાંજના કૃષ્ણાને પોતાની હોશિયારી બતાવી. કૃષ્ણાને આ ફાંકડા શોખીન યુવકને ચકાસી જોવાનું મન થયું, એને પહેલી નજરે એ આકર્ષક લાગ્યો. યુવાન રૂપાળો અને ખૂબ ટાપટીપવાળો હતો. પાશ્ચિમાત્ય સભ્યતાની ફેશનો એની આંગળીને ટેરવે હતી. કૃષ્ણાએ એની સોબત સેવી. એને પોતાના માનસિક કાંટે તે તોળવા મંડી. યુવકમાં સાધારણ દેખાવપૂરતો સાહિત્યશોખ હતો. પરંતુ ક્યાંયે ઊંડા ઊતરવાની એને ઇચ્છા અને સમય નહોતો; મોટરો તો એ સરસ પારખતો હતો. રેશમી, ઊનનાં અને કપાસનાં બનાવેલાં વસ્ત્રો સંબંધી એનું જ્ઞાન ઊંડું હતું. વસ્ત્રો પહેરવાની ટાપટીપમાં એ ઘણાંઓનો પરાજય કરી શકતો. એની ચાલ પણ ફેશનેબલ હતી. એના માથાના વાળ હોળવાની ક્રિયા પણ દોષરહીત હતી. સુંદર બાળાઓને રીઝવવાની એની કળા પણ અનોખી હતી. કૃષ્ણાએ ઉપરનું પડ ઉખેડીને અંદર જોયું, 'ઢમઢોલ માંહે પોલ' જેવું એ ચકોર બાળા પામી ગઈ, પરીક્ષા પાસ કરવા જેટલા ગોખણિયા જ્ઞાન ઉપરાંત એને કાંઈ વધારે જ્ઞાન જોવામાં આવ્યું નહિ. વાંચનનો શોખ નહિ, વિચાર કરવાનો શોખ તેથી પણ ઓછો,

રમતગમતનો શોખ પણ આંજી નાંખવા પૂરતો એને લાગ્યો. આ બોરનાં મીઠાં ફળો નથી, પણ ઈંદ્રવારણાં છે. તે બહારથી માત્ર શોભે છે. કૃષ્ણાએ આ પતંગિયાને એક હાથ દૂર રાખવા માંડ્યો.

શશીકાન્ત જોષી અખાડાનો મલ હતો. શારીરિક બળમાં આખી કૉલેજમાં પ્રથમ નંબર તે ધરાવતો હતો. મલકુસ્તીમાં સૌને તે મારી જતો. ભલો પણ તોફાની યુવક હતો. એ પોતાના શિક્ષણમાં સાધારણ શક્તિવાળો હતો, પરંતુ ભોળો અને વિશ્વાસપાત્ર હતો. એને બાળાઓનો સંગ પસંદ હતો; પરંતુ એ યુવક કદી પણ અણઘટતી છૂટ લેતો નહિ. કૃષ્ણા સાથે એને ઠીક ફાવતું હતું. એ કૃષ્ણાની તહેનાતમાં ખડો રહેતો હતો. કૃષ્ણાએ એને માપી લીધો હતો. એ વિશ્વાસલાયક હતો. અયોગ્ય વાણી અને વર્તનમાં ઊતરી પડે તેવો નહોતો. છતાં બીજા વિદ્યાર્થીઓ એના ભોળપણનો લાભ લઈ એને ચડાવીને પોતાનું હથિયાર બનાવી લેતા.

હીરાલાલ પંડિત B. A. માં અભ્યાસ કરતો હતો. એ મહાસભાનો અનુયાયી હોવાનો દાવો કરતો. તે ફાંકડી રીતે ખાદી પહેરતો હતો. દૂધ જેવી ધોયેલી ખાદીની ધોતી, બદિયાન અને ટોપી વાંકી રીતે ઘાલતો હતો. તે બહુ બુદ્ધિમાન હતો, પ્લેટફૉર્મ ગજવતાં અને શાબાશી મેળવતાં એને આવડતું હતું. એ સુભાષિત વક્તા હતો. વાંચક અને વિચારક પણ સારો હતો. મોટા મહાસભાવાદીઓ સાથે એને ઓળખાણ હતું. રાજદ્વારી સભાઓમાં એ ભાગ લેતો હતો. મહાસભાના ધ્યેયને એ સરસ રીતે સમજાવતો હતો. પરીક્ષાઓ એ ઊંચે નંબરે પાસ કરતો હતો. સામા ઉપર પોતાની પ્રતિભા ઠોકી બેસાડવાની એનામાં આવડત હતી; પરંતુ એ અસ્થિર મનનો હતો. એના ઉપર આધાર રાખી શકાય તેવું નહોતું. બાળાઓની સાથે લાગ આવે વધારેપડતી છૂટ લેવાની પણ એ કોશિશ કરતો હતો.

આ સિવાય બીજાં અનેક વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ હતાં. તેઓ મોટે ભાગે વિશુદ્ધ હૃદયનાં અને તોફાની હતાં. વિદ્યાર્થીઓ લાગ આવે વિદ્યાર્થિનીઓને સતાવતા હતા. કાંઈ ને કાંઈ તોફાન જગાડતા હતા. છોકરીઓ પણ એમના માથાની હતી. કયારેક મશ્કરીથી, કયારેક હાથચાલાકીથી, કયારેક આંખ રાતી કરીને, કયારેક એકબીજાને લડાવીને, કયારેક હસાવીપટાવીને છોકરાઓને તેઓ યોગ્ય સ્થાને રાખતી હતી. ખુશામતની સૌ શોખીન હતી, પરંતુ સૌ મર્યાદામાં રહેતાં હતાં. કોઈ વિદ્યાર્થી મર્યાદા બહાર જતો એટલે છોકરીઓ એને બનાવીને ઠેકાણે લાવતી હતી. વિદ્યાર્થીઓ કયારેક ખાનગીમાં વધારેપડતી છૂટ લેવા કોશિશ કરતા હતા. તેજસ્વી બાળાઓ એ છૂટ લેવા આવનારને એકાદ થપ્પડ કે મુક્કીના જવાબથી આવકારતી હતી, છતાં કોઈ નબળા મનની બાળા આંખમીંચામણ કરી જતી હતી, પણ ઘણી ખરી બાળાઓ સાવધ રહેતી. યુવકોની પ્રતિકૂળ રસિકતા ને સ્વભાવ તે જાણતી હતી.

સનાતન નવા પ્રોફેસર તરીકે આવ્યો હતો. તેની ઉંમર ૨૫ વરસની હતી. તે સન્માન સાથે એમ. એ. માં પાસ થયો હતો. તે શાંત અને કોઈની સાથે વિશેષ પરિચયમાં ઊતરે તેવો નહોતો. સનાતન ખાદીનાં વસ્ત્રો પહેરવાનો વ્રતધારી હતો. એ એક શહેરની નાની ઓરડીમાં રહેતો હતો. કયારેક સમય હોય તો પોતાના હાથે રસોઈ કરતો. કયારેક લૉજમાં જમતો હતો. એનું શરીર સીધું સોટા જેવું અને કસરતી હતું. પોતાની નાની ખોલીમાં સનાતન એક સાદડી ઉપર સૂતો અને એક કામળી ઓઢતો હતો. પોતાનાં કપડાં નળ ઉપર જઈ હાથે ધોતો હતો. એ ખાદીની ટૂંકી ધોતી પહેરતો, ઉપર ખાદીનું બદિયાન અને માથું ખુલ્લું એ એનો હમેશનો પહેરવેશ હતો. શિયાળામાં પણ એ વધારે કપડાં પહેરતો નહિ. કપડાં પણ બેદરકારીથી જાણે ભારરૂપ હોય તેમ પહેરતો હતો.

પગમાં ચંપલ પણ ઘણા વખત સંધાવેલા થીંગડાંવાળા પહેરતો હતો. તેની મુખમુદ્રા ગંભીર હતી. તે બહુ ઓછાબોલો અને કોઈની સાથે હળતોમળતો નહિ. શરીરની ચામડી સહેજ શ્યામ હતી, મુખ પણ બહુ આકર્ષક નહોતું. એના ઉપર શીળીના ડાઘ હતા. પરંતુ તેની આંખો મોટી અને તેજસ્વી હતી. આંખોમાંથી વારંવાર એના પરિચયમાં આવનાર વિદ્યાર્થીઓ એક જાતની ચમક જોતા હતા. જુનીઅર પ્રોફેસર કોઈને પોતાની ઓરડીનાં દર્શન કરાવતા નહિ.

સનાતન ખૂબ શાંત સ્વભાવનો હતો. કેટલાક તોફાની વિદ્યાર્થીઓ એની પ્રથમ અપરોક્ષ રીતે મશ્કરી કરી લેતા હતા. છતાં પ્રોફેસર સાહેબ મિજાજ ગુમાવતા નહિ; એટલે લાગ આવ્યે એમના મોઢા ઉપર પણ ટીખળ જેવા ચાળા કરી લેતા; છતાં પ્રોફેસર સાહેબ જરા પણ મોઢા ઉપર વિરક્તિનો ભાવ લાવતા નહિ. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ એને પાછળથી "બોકડો" કહીને બોલાવતા હતા. એની પાછળ ખૂબ જોરથી હસતા હતા, છતાં પ્રોફેસર પાછું વાળીને જોતા નહોતા.

પ્રોફેસરને પજવવાની વિદ્યાર્થીઓએ શરૂઆત કરી, શશીકાન્ત જોષીને એમણે પોતાના હાથમાં લીધો, એને ઉશ્કેરી ચડાવી "મોટો ભા" બનાવીને પ્રોફેસર સનાતનનું ટીખળ કરવાનો એમણે માર્ગ લીધો, પ્રોફેસર ચંપલ ઉતારી ખુરશી ઉપર બેઠા હતા. પાછળથી એક છોકરાએ ચંપલ ધીમેથી સેરવીને બારીની બહાર છોડવાઓની પાછળ ફેંકી દીધા. પ્રોફેસરના મેજમાં મરેલો ઉંદર નાખી તેના ઉપર પ્રો. સનાતન એવું નામ લખ્યું હતું. પ્રોફેસરે એ ઉંદર પૂંછડીથી પકડી બારી બહાર ફેંકી દીધો, એના મુખના ભાવો હંમેશ મુજબ શાંત રહ્યા. જાણે કાંઈ ન બન્યું હોય તેમ તેણે પોતાનું ભાષણ ચાલુ રાખ્યું. પાંચ છ છોકરાઓ બહાર મેદાનમાં વાતો કરતા ઉભા હતા.

'જોષી, તું આ 'ઓકડા' ને જરા હાથ બતાવી ન શકે ? તું તો જબરો છે. તેં ઘણાનો ફજેતો કર્યો છે.'

'ઓકડાને' બનાવવો એમાં તે શું મોટી માખ મારવાની છે ? એ તો રમત માત્ર છે' જોષીએ મગરૂરીથી કહ્યું.

'અરે! કેવી મઝા આવશે? ભારે ગમત થશે. 'ઓકડો' ગરીબ ગાય જેવો છે, તારા જેવા વાઘ પાસે ચૂં કે ચાં કરી શકશે નહિ. તું જબરો છે.' જોષીને છોકરાઓએ ચડાવ્યો, સાથે સહકારની પણ ખાત્રી આપી.

'મારે તમારી મદદ જોઇતી નથી. હું પોતે 'ઓકડાને' સંભાળી લઇશ, હું એને આપણી કરામત જરા દેખાડીશ. પણ હું ખાલી હાથે કામ કરતો નથી. કાંઇક શરત બકીએ.'

'અરે યાર, તું તો આવા કામમાં હમેશાં ફાવે છે. એટલે શરતમાં તો અમે જરૂર હારવાના. ભલે તું જીતે તો એના માનમાં ચાહ, ભજીઆં અને પુરીનો નાસતો અમે કરાવીશું. તું હારે તો આપણા મિત્રમંડળનો નાસ્તો તારે માથે. પણ 'ઓકડાને' જરૂર બનાવવો તો છે.'

'તમારી શરત કબુલ છે' શશીકાન્ત ઉત્સાહથી બોલી ઊઠયો.

શશીકાન્ત પોતાનો લાગ જોતો હતો. તે અતિશય બળવાન હતો. જાડી બુદ્ધિનો હતો. એને કોઇ સૂક્ષ્મ યુક્તિ સૂઝી નહિ. એક દિવસે પ્રોફેસર સનાતન બારણાની અંદર દાખલ થતા હતા. જાણે કાંઈ ઉતાવળમાં હોય તેમ પડખેથી ઝડપથી શશીકાન્ત પસાર થયો, એણે પોતાના ખભાનો હડસેલો ઇરાદાપૂર્વક માર્યો. પ્રોફેસર પડી ગયા. એમના હાથમાંનાં પરીક્ષાપત્રોનાં કાગળો નીચે પડી વીખરાઈ

ગયા. જોષીએ ઈરાદાપૂર્વક ધક્કો માર્યો હતો તે પ્રોફેસર પણ સમજી ગયા. તેઓ ઊભા થઈ ગયા.

પ્રોફેસરે ઊભા થઈ શશીકાન્તનો હાથ પકડ્યો. જોષીએ એ છોડાવવા આંચકા માર્યો, પરંતુ એના આશ્ચર્ય વચ્ચે એ પોલાદી પકડ ઢીલી થઈ નહિ. એના કાંડાને એ કચરી નાંખતી હતી.

'કેમ શશીકાન્ત ઈરાદાપૂર્વક ધક્કો શા માટે માર્યો ?'

'સાહેબ ! મેં ઈરાદાપૂર્વક માર્યો નથી.' ગભરાઈને શશીકાન્તે કહ્યું.

'જુઠું બોલે છે ?' એમ કહીને પ્રોફેસરે એનો હાથ છોડી જમણા હાથની એક મુક્કી જોસથી લગાવી. જેમ કોઈ પાડો નીચે પડે તેમ શશીકાન્તભાઈ નીચે પડી ગયા.

આસપાસ છોકરાઓ શશીકાન્તનું પરાક્રમ જોવા અને પ્રોફેસરનો રકાસ કરવા ભેગા મળ્યા હતા. એઓ પ્રોફેસરના અંગબળને જોઈ આશ્ચર્ય પામ્યા ને ગુપચુપ ઊભા રહ્યા.

પ્રોફેસરે શશીકાન્તનો હાથ ઝાલી એને ઊભો કર્યો. પછી કાંઈ પણ બોલ્યા વગર એમણે પોતાના કાગળો ભેગા કરીને વર્ગમાં આવી નિત્યકામ શરૂ કરી દીધું.

સાંજના શશીકાન્ત બીજા મિત્રો સાથે ઊભો હતો. ઓચિંતા પ્રોફેસર અહીં આવ્યા.

'જોષી, મારી સાથે ચાલ. 'બર્કના ફ્રેન્ચ રીવોલ્યુશન'નો તારો વિષય કાચો છે. ચાલ, તને એની સમજણ આપું.' પ્રોફેસરે બહુ જ મૃદુ ભાષામાં કહ્યું.

શશીકાન્તના મનમાં વસવસો થયો; પણ 'ના પાડવા' જેટલી હિંમત બતાવી શક્યો નહિ. પ્રોફેસર એક દૂરના વૃક્ષ નીચે એને તેડી ગયા. પોતાના ખીસામાંથી એ પુસ્તક કાઢી એમણે શશીકાન્તને એક કલાક સુધી એ વિષય સમજાવ્યો. પછી શાંત ભાવે કહ્યું: 'જોષી, કાલે પણ હાજર રહેજે, હું તને વધારે શીખવીશ.'

આઠ દસ દિવસો સુધી પ્રોફેસરે એને સમજાવી માર્ગદર્શન આપ્યું. પ્રોફેસરનો વિશુદ્ધ સ્નેહ જોઈ જોષી એમનો ભક્ત બન્યો. પ્રોફેસરે એને પ્રેમથી વેચાતો લઈ લીધો.

એક બીજો બનાવ બન્યો. દીનાનાથ ગરીબ સુતારનો છોકરો હતો. ભણવામાં હોશિયાર, મહેનતુ અને ઉત્સાહી હતો. નાનપણથી જ એ બધા વિરોધી સંયોગો ઉપર જીત મેળવી ભણતો હતો. પિતાનો હાથ તંગીમાં હતો. એટલે ત્યાંથી તો એને મદદ મળી શકે તેમ નહોતું. પરંતુ પોતાની ભણવાની હોંશ અને મહેનતથી તે પ્રથમ નંબરે હમેશાં આવતો હતો. એને સ્કૉલરશિપ મળતી. આથી દુ:ખે મહેનતે એ મૅટ્રિક પાસ થયો હતો. મૅટ્રિક પછી એના બાપનો ભણાવવાનો વિચાર નહોતો. દીનાનાથે એક સ્કુલમાં માસ્તર તરીકે માસિક રૂપિયા વીસના પગારે જોડાવાની પ્રથમથી અરજી પણ કરી હતી. પરંતુ મૅટ્રિકનું પરિણામ આવતાં એ ઊંચે નંબરે પાસ થયો. એને માસિક દશ રૂપિયા સ્કૉલરશિપ મળી. દશ રૂપિયાનું એને લાગવગે ટ્યુશન મળી ગયું. દીનાનાથે બાપાજીને સમજાવીને પોતાનો અભ્યાસ કૉલેજમાં ચાલુ રાખ્યો. સુશીલ, શાંત, હોંશીલો અને તેજસ્વી દીનાનાથ સૌ વચ્ચે પોતાના હૃદયનાં માધુર્યથી પ્રિય થઈ પડ્યો.

ઓચિંતી એના ઉપર વીજળી પડી. એનું ટ્યુશન બંધ પડ્યું. કૉલેજની ટર્મના સાઠ રૂપિયા ભરવા માટે એની પાસે

સાધન નહોતું. તેને ક્યાંથી નાણાં મેળવવાં એ પ્રશ્ન ખૂબ મુંઝવવા લાગ્યો. દીનાનાથ સ્વમાની છોકરો હતો. એ કોઈની પાસે ભીખ માગે તેવો નહતો. એના બાપની સ્થિતિ તો પેટ ભરવા પૂરતી જ હતી. દીનુ મુંઝાયો. પ્રિન્સિપાલ જો સમયસર નાણાં નહિ અપાય તો કાઢી મુકશે, એવી એને પાકી ભીતિ હતી. દીનુ અંદરથી રડતો હતો, પરંતુ બહારથી પોતાની સ્વસ્થતા એ જાળવી રહ્યો હતો.

સાંજે નિરાશ વદને એક વૃક્ષ નીચે નીચું મુખ કરી તે બેઠો હતો. એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં. ઓચિંતા એને કોઈએ મૃદુસ્વરે બોલાવ્યોઃ

'દીનાનાથ.'

દીનાનાથે ઊંચું મોઢું કરી જોયું, પ્રોફેસર સનાતનને જોયા. તેણે પોતાની આંખો લૂછી નાંખી.

'કેમ દીનાનાથ શા માટે રડે છે?' શાંત ભાવે સનાતને પૂછ્યું.

'અમસ્થુંજ. સહેજ વિચારમાં જરા નબળાઈ આવી ગઈ.'

'મને તારા વિચારો ન જણાવે? મને પારકો ગણ્યો?'

'ના, કંઈ ખાસ કહેવા જેવું નથી. હોય તો કહું.' દીનાનાથે જવાબ આપ્યો.

'હું જાણું છું, તું કાંઈ છુપાવે છે. છેલ્લા થોડા દિવસો થયા હું તારા ભાવો તપાસું છું. તું કદી ભૂલો કરતો નહોતો. હવે ભૂલો કરે છે. જવાબો આપવામાં પણ તારું બેધ્યાનપણું થાય છે. એટલે તારા મન ઉપર કાંઈ બોજો છે. એ બોજો હળવો કરીશ તો આગળ ભણી શકીશ, નહિ તો તારું મન મુંઝાશે અને હેરાન થઈશ. મારા ઉપર તારો વિશ્વાસ હોય તો તું મને વાત કર.'

દીનાનાથે પ્રોફેસરની આંખમાં દીલસોજીની અમી જોઈ, એણે બહુજ સંકોચથી ધીમેથી કહ્યું: 'આતો ટર્મની ફી ભરવાની વાત છે. મારા હાથમાંનું ટ્યુશન છૂટી ગયું છે, એટલે જરા મુશ્કેલી ઊભી થઈ છે, પરંતુ બીજા ટ્યુશનની શોધમાં હું છું.'

'દીનાનાથ, મારી સાથે ચાલ' એમ કહી પ્રોફેસર આગળ ચાલતા થયા. પ્રોફેસરની ઓરડીએ બંને આવી પહોંચ્યા. પ્રોફેસરે તાળું ખોલીને ઓરડીના બારણા ખોલ્યાં. અંદર સાદડી પાથરી પોતે બેઠા. દીનાનાથને બેસાડ્યો. એમણે બિછાના નીચેથી એક લોઢાની નાની મજબૂત પેટી કાઢી. તાળું ખોલીને અંદરથી દસ દસ રૂપિયાની છ નોટો કાઢીને દીનાનાથના હાથમાં મૂકી, શાંત સ્વરે કહ્યું:

'આ હું તને આપું છું. તારા હાથમાં સગવડ થાય ત્યારે મને પાછાં આપજે. ઉતાવળ કરીશ નહિ. આભાર માનીશ નહિ. કાંઈ વધારે કહેવાની જરૂર નથી. કોઈને આ વાત કરીશ નહિ. હવે ખુશીથી જા.'

વિદ્યાર્થીઓને આ વાતની કયાંથી પણ ખબર પડી ગઈ.

પ્રતાપ સંસ્કૃતમાં બહુ પછાત હતો. સનાતન એને દરરોજ સાંજે તેડીને જાહેર બગીચામાં લઈ જઈ સંસ્કૃત શીખવતા હતા. રસ્તે ચડી ગયો એટલે એને શિક્ષણ આપવું બંધ કર્યું.

દીનમહમદને દરરોજ એક કલાક બેસાડી સનાતને જ્યોમેટ્રીમાં રસ્તે પડાવી દીધો.

પારાશરને એમણે મિલ્ટનનો 'પેરેડાઈઝ લોસ્ટ' હૃદયમાં ઉતારી દીધો.

પ્રોફેસર કોઈનું ટ્યુશન લેતા નહિ, એમની સમજાવવાની વિરલ શક્તિથી ઘણા વિદ્યાર્થીઓ કલાકના પચીસ રૂપિયા લેખે

એને ભણાવવા કહેતા. પરંતુ સનાતન કદી પણ પૈસા લઈ ટયુશન આપતા નહિ; પરંતુ જે વિદ્યાર્થી જે વિષયમાં કાચો હોય તેને પોતાની સાથે ફરવા તેડી જઈ, એ વિષયમાં એને પાટે ચડાવી દેતા હતા.

પ્રોફેસર સનાતનની કીર્તિ વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો વચ્ચે મખ્ખીચૂસની હતી. કૉલેજના સમારંભો, ખાણાઓ અથવા મહોત્સવ પ્રસંગોએ પ્રોફેસર કદી પણ એક પૈસો ફાળાનો આપતા નહિ. કપડાં પણ બહુ સાદાં પહેરતા. ઓરડી પણ બહુ નાની હતી. ઘરમાં નોકર પણ રાખતા નહિ. હાથે રસોઈ કરી લેવાનો મહાવરો હતો. આથી સૌને એમનું 'મખ્ખીચૂસ' બિરદ વાજબી લાગતું હતું.

પરંતુ પવન દૂર દૂરથી વાતો લઇ આવતો હતો. સવારના વહેલા નાહી ધોઈને, સૂર્યોદય પહેલાં તો મોટી ઝોળી લઈ પ્રોફેસર ગરીબો અને હરિજનોના લત્તામાં પગે ચાલી જતા અને કોઈને કપડાં, કોઇને ખાવાનું, કોઈને ભણવાના પુસ્તકો, કોઈને થોડું પરચુરણ રોકડનાણું, કોઈને દવાદારૂ પ્રોફેસર પહોંચાડતા હતા. એમના હૃદયની મોટાઈ, પરોપકાર વૃત્તિ, સાધુજીવન અને ઉચ્ચ આદર્શ એઓ જગત પાસે છુપાવતા હતા, પરંતુ સૂર્ય છાબડે કેટલો વખત છૂપે?





# પ્રકરણ સત્તરમું

## અસહકાર

વિદ્યાર્થીઓનો 'ઓકડો' સનાતન હવે એમનો એટલો જ પ્રિય થઈ પડ્યો હતો. એની ઉપયોગી થવાની ધગશ, એની સહૃદયતા, એનું ઔદાર્ય, એનો ઉત્સાહ, એના પવિત્ર ભાવો અને એના વિશાળ વાંચનથી એ અતિશય લોકપ્રિય થયો હતો. વિદ્યાર્થીઓ હવે એના પગલાંઓને પૂજતા હતા. એના ઉપર ટીખળીઓ અને મશ્કરી કરનાર વિદ્યાર્થીઓ એના અનુયાયીઓ થયા હતા. એના વર્તનમાં ઉચ્ચ આશય, પવિત્રતા, અમીદૃષ્ટિ અને સહકાર હતાં. વિદ્યાર્થીઓ સરસ નકલ કરનારાઓ છે. હવે ઘણાંખરા ખાદી પહેરવા લાગ્યા. મહાત્માજીનો રેંટિયો પણ એમના સમયને પસાર કરવાનું ઉત્તમ સાધન બન્યું. અધિકારીઓના

કૉલેજીયન પુત્રો પણ ચોરીછૂપીથી મહાત્માજીના 'નવજીવન'ને વાંચવા મંડ્યા. સ્વદેશાભિમાનનાં ઝરણાંઓ વિદ્યાર્થીઓનાં હૃદયમાં ફૂટી નીકળ્યાં. લલિતમોહન જેવા ઇશ્કી ટટુઓ પણ દૂધ જેવી સફેદ ખાદીમાંથી ફેશનેબલ કપડાં શીવડાવવા મંડયા. બાળાઓ પાછળ ઉન્માદી બનતા હિરાલાલે પણ હમણાં એમની સાથે ચેડાં કરવા મૂકી દીધાં હતાં.

પ્રોફેસર સનાતન વિદ્યાર્થિનીઓમાં ઝાઝું મળતો નહોતો. એની પ્રકૃતિ શરમાળ હતી. તેમ ખાસ ચીવટ રાખીને એ વિદ્યાર્થિનીઓ સાથે મળીને રમૂજ કે મશ્કરી કે વિનોદ કરતો નહતો. એમની સાથે જરૂર કરતાં વધારે સંસર્ગ રાખતો નહતો. વિદ્યાર્થિનીઓની ઓરડીઓમાં એ પગ મૂકતો નહોતો. જરૂર પડે કોઈ મળે તો બીજા એક બે જણને સાથે રાખીને તેમની સાથે વાતચીત કરતો હતો. સુલભાએ એને પોતાને ટયુશન આપવા માટે એક કલાકના પચાસ રૂપિયા આપવાની ઑફર કરી હતી; પણ સનાતને તે માન સાથે પાછી વાળી હતી. કૃષ્ણાએ 'શિશુપાળ વધ' એની સાથે વાંચી શીખવવા વિનંતી કરી હતી; પરંતુ એણે ના પાડી હતી. વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ મળીને 'મુદ્રા-રાક્ષસ' નાટક તખ્તા ઉપર ભજવવાના હતા. બહુ જ સમજાવટ પછી જ એણે 'કૌટિલ્ય'નો પાઠ પસંદ કરી ભજવવાનું સ્વીકાર્યું હતું. ભગવાન કૌટિલ્ય તરીકે એનો પાઠ ભારે પ્રશંસા પામ્યો હતો. માનવજીવનના પ્રતાપી સૂર્ય જેવા પ્રખર આદર્શ પુરુષના પાત્રને એણે ખૂબ દીપાવ્યું. આ સમયે ચાણક્યના મોઢામાંથી અતિ ઉન્નત દેશપ્રેમના, દેશોન્નતિના વાક્યો એણે ઉચ્ચાર્યા હતા. એની ખૂબ પ્રશંસા થઈ.

હવે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ એને બીજાં નાટકોમાં ઉતારવા માટે ભારે વિનવણીઓ કરી રહ્યા હતા. શાકુન્તલમાં

એને 'દુષ્યન્ત' નૃપતિ બનાવવો હતો. પરંતુ સનાતને તે માટે જીદ કરી ના પાડી. છેવટે એણે કણ્વઋષિ, દુર્વાસાઋષિ અને કશ્યપઋષિના ત્રણેય પાત્રોનું કામ સંભાળ્યું. જેમાં પણ કણ્વઋષિ તરીકે—

**अर्थो हि कन्या परकीय एव।** આખરે કન્યાધન પારકું છે. અને દુર્વાસા તરીકે—

**विचिन्तयसि यमनन्यमानसा, तपोधनं वेत्सि नमामुपस्थितं.**

એવો પાઠ પ્રોફેસર અતિ પૂજ્યભાવ ઊઠે તે રીતે ભજવતા હતા. કુદરતી રીતે એઓએ આવા ઋષિમુનિના પાઠ લેવામાં ખાસ નૈપુણ્ય બતાવ્યું. એ સમયે પોતે જાણે ખરા ઋષિમુનિ હોય એ રીતે તલ્લીનતાથી પાઠ ભજવ્યો; પરંતુ આવા નાટકોમાં પોતે પાત્ર તરીકે ઊતરવાનું એમને પસંદ નહોતું. છૂટી જવા પ્રયત્નો કરતા હતા. બીજા પ્રોફેસરોની સાથે પણ એઓ વધારે પ્રસંગમાં આવતા નહિ. સૌની પ્રત્યે પૂજ્યભાવ અને વિનય દેખાડતા હતા; પરંતુ કદી પણ કોઈને ઘેર જવું, ખાલી કામ વગર ટાયલાં કરવા, ચહા કૉફીના પ્યાલા ઉડાવવા એ એમને પસંદ નહોતું; તેમ બનતા સુધી કોઈ શહેરની સભામાં પણ સનાતન ભાગ લેતા નહિ. ઘણા જાણતા હતા કે સનાતન સુભાષિત વક્તા છે. હિંદી, અંગ્રેજી અને સંસ્કૃતમાં તેઓ અવિરત ધારાથી વક્તૃત્વ આપી શકે છે; છતાં પ્રોફેસરને દબાવીને પણ તેઓને સભામાં ભાષણ કરવા લલચાવી શકાતા નહોતા. સૌની સાથે નમ્રતા, વિવેક અને આદરથી વર્તતા આ પ્રોફેસરનો કોઈ અંગત મિત્ર નહોતો. એની વિશાળ હૃદયની દયા સૌ જાણતા હતા. નહિતો એ બહાર વ્યવહારમાં તદ્દન અતડા, અટૂલા અને એકાકી હતા. નીચે મોઢે ચાલી જવું અને આવવું એ એમનો સ્વભાવ હતો. સનાતન તદ્દન

અહિંસક હતા. નાના પ્રાણીઓની વિવેકપૂર્વક રક્ષા કરવામાં એક જૈનથી પણ મુઠી ચડે તેવા હતા.

૧૯૨૦ની સાલ આવી. મહાત્માજીએ બ્રિટિશ સરકાર સામે અસહકાર જાહેર કર્યો. હિંદ જેવા ૩૯ કરોડની વસ્તીવાળા પ્રાચીન સંસ્કૃતિ ધરાવનાર મહાન દેશ ઉપર ૪ાા કરોડ જેટલી આધુનિક સંસ્કૃતિ ધરાવનાર નાની પ્રજા રાજ્ય કરે અને એને પરાધીનતામાં રાખે એ વાત મહાત્માજીના કથનથી લોકોને સમજાઈ. ૬૦૦૦ માઈલથી દૂર ૧૫૦ વર્ષોથી આપણા ઉપર અખંડ શાસન કરે એ વાત આપણા સન્માનને યોગ્ય નથી એમ લોકો સમજવા મંડ્યા. આપણી તો નબળી બાજૂ જ એ પ્રત્યક્ષ કરે છે. ૧૮૫૭–૫૮ નો બળવો એ આપણા લોકોના પવિત્ર ભાવમાંથી ઉત્પન્ન થયો નહોતો. એની પાછળ પ્રજાકીય ભાવના કામ કરતી નહોતી. એમાં દેશાભિમાન અને નિર્દોષતા નહોતા. કુદરતે જ આ બળવો જગાડ્યો હતો.

ઇ. સ. ૧૯૦૫ માં બંગભંગને લીધે બંગાળમાંથી ચેતન પ્રવાહ જાગ્યો. એણે ઘણાં ભણેલાંઓને વિચાર કરતા કરી મૂક્યા. સ્વદેશી, રાષ્ટ્રિય શિક્ષણ, સ્વરાજ અને સ્વાવલંબનના પાઠો હિંદીઓના હૃદયમાં જાગૃત પ્રવાહો વહેવરાવવા લાગ્યાં. બંગભંગ લૉર્ડ મોરલી અને લૉર્ડ હાર્ડીન્જે રદ કરતાં આ પ્રવાહો અટકી પડ્યા.

મહાત્મા ગાંધીજી ઈ. સ. ૧૯૧૪ માં દક્ષિણ આફ્રિકામાંથી અસહકારી તરીકેની કીર્તિ સંપાદન કરીને પાછા ફર્યા. ૧૯૧૬ સુધી એમણે વિશેષ પ્રવૃત્તિઓ કરી નહિ, પરંતુ ૧૯૧૭ થી એમની રાજકીય પ્રવૃત્તિઓની અને દેશજાગૃતિની ક્રિયાઓ વેગ લેવા માંડી. હિંદમાંથી ગિરમીટિયાં મજૂરોને ખોટી લાલચો આપી એમને ફીજીના ટાપુમાં લઈ જઈ એમના ઉપર અમાનુષી જુલમો ગુજારાતા હતા. મહાત્માજીએ એની સામે જેહાદ ઉપાડી. ૧૯૧૭ની તા. ૩૧ મી મે સુધી આ ગિરમીટિયા પદ્ધતિ રદ કરવાની

મહાત્માજીએ સરકારને નોટીસ આપી. સરકારે ગિરમીટિયા પદ્ધતિ રદ કરી મહાત્માજીને શાંત પાડયા.

ચંપારણ્ય (બિહાર)માં ત્યાંના યુરોપિયન બગીચાવાળા હિંદી ખેડૂતો સાથે ઘણી જ સખ્તાઈથી વર્તતા હતા. જાતે તપાસ કરી મહાત્માજીએ ત્યાં મોરચા માંડવા તૈયારી કરી. બગીચાઓના માલિકોએ નમતું આપ્યું. વિરમગામ સ્ટેશને જકાતી થાણું રદ કરવાની મહાત્માજીની ચળવળ ફતેહમંદ થઈ.

૧૯૧૭ માં અમદાવાદના મિલમાલેકોને મજૂરોને ઇન્સાફ આપવા માટે એમણે વિનવ્યા. છેવટે અનશનવ્રતની ધમકી આપી. ત્રણ દિવસોમાં સમાધાન થઈ ગયું. ૧૯૧૮ માં એમણે ખેડાનો સત્યાગ્રહ ઉપાડયો. 'ખેડૂતો ઉપર વધારે મહેસુલ લાદવામાં આવી છે, એ પાછી ખેંચી લેવી જોઇએ' એ લડત પણ સરકારે તપાસ કરવાનું વચન આપવાથી મહાત્માજીએ બંધ કરી.

૧૯૧૯ માં સરકારે રૉલેટ એક્ટ પસાર કર્યો. મહાત્માજીએ આ કાયદા સામે સત્યાગ્રહ શરૂ કર્યો. પણ ચૌરીચૌરાના અત્યાચારને લીધે મહાત્માજીએ આ લડત ખેંચી લીધી. દોઢ વરસ કાયદાપોથીમાં રહીને આ કાયદો સમય પૂરો થતાં રદ થયો.

૧૯૧૯ ની આખરમાં મહાત્માજીએ સત્યાગ્રહની ચળવળમાં ભાગ લીધો. પંજાબમાં સર માઇકલ ઑડવાયરની સરકારે અત્યાચારો કર્યા. આ ઉપરથી ચળવળ સામુદાયિક બની. ૧૯૨૦ થી આ અસહકાર શરૂ કરવામાં આવ્યો, અને નીચે પ્રમાણે શરતો હિંદીઓ પાસે કાર્યક્રમ તરીકે મૂકવામાં આવી (૧) ધારાસભા છોડવી (૨) શાળા કૉલેજનો ત્યાગ કરવો (૩) સરકારી સંસ્થાઓ સાથેનો સંબંધ મૂકી દેવો. (૪) હિંદુ મુસ્લિમોનું ઐક્ય સાધવું (૫) અસ્પૃશ્યતા

નિવારવી (૬) રેંટિયો કાંતવો (૭) શત્રુ પ્રત્યે પણ પ્રેમ રાખવો.

મુસ્લિમ આગેવાન અલીબિરાદરોએ આ ચળવળમાં ઝંડો ઉપાડયો. ૧૯૨૧ માં પ્રિન્સ ઑફ વેલ્સની પધરામણી ટાંકણે આ અસહકાર પૂરા વેગમાં ચાલતો હતો, ૧૯૨૧ની એપ્રિલમાં કોંગ્રેસે એક કરોડ કોંગ્રેસના સભ્યો નોંધવા, એક કરોડ રૂપિયાનું ફંડ ભેગું કરવું અને વીસ લાખ રેંટિયા ચલાવવાનો ઠરાવ કર્યો. અસહકારના સિદ્ધાન્તોમાં [૧] શત્રુ પ્રત્યે પ્રેમ રાખવો [૨] અહિંસામય વૃત્તિ રાખવી [૩] સત્ય બોલવું [૪] સૂતર કાંતવું [૫] ખાદીના વસ્ત્રો પહેરવાં [૬] કોઈનું અપ્રિય ઇચ્છવું નહિ વગેરે બાબતો આવે છે. હિંદી પ્રજાને શિસ્ત, નિયમિતતા, ઉત્સાહ ભરેલી શાંત રાજકીય લડત, આપભોગ, સહનશકિત અને સ્વતંત્રતા શીખવવાનો મહાત્માજીનો ઇરાદો હતો. બ્રિટિશો ઉપર જરા પણ દ્વેષ ન લાવવાની એમાં જોગવાઈ હતી.

પ્રોફેસર સનાતને પોતાના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓમાં સ્વદેશપ્રેમ જગાડયો હતો. એ શુદ્ધ હૃદયના અને સ્વદેશોવૃત્તિના પુરુષ હતા. મહાત્માજીનો કાર્યક્રમ એમને ગમી ગયો હતો. પ્રોફેસરે બીજાઓને ઉપદેશ આપ્યા કરતાં એને પોતાના જીવનમાં ઉતાર્યો હતો. એમણે પોતાના મન ઉપર અજબ કાબૂ મેળવ્યો હતો. અસહકારનું જોસ મુંબઈ, બંગાળમાં વધારે હતું. સંયુકત પ્રાંત પણ એની અસર નીચે આવ્યો હતો. તેમાં પણ કૉલેજના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓએ વિશેષ ભાગ લીધો હતો. સરકારી કૉલેજો મૂકી દેવાનો મહાત્માજીનો આગ્રહ હતો. દેશભરમાં જુસ્સો જાગ્યો હતો. પ્રજા કેવી અને કેટલા પ્રમાણમાં આ ઝીલી શકે છે, તે જગત મીટ માંડી જોઇ રહ્યું હતું.

પ્રોફેસર સનાતને શરૂઆતમાં જ પોતાનાં પ્રોફેસરપદનું રાજીનામું આપી દીધું. એઓ આ ચળવળમાં જોડાયા. ઘણાખરા

પહેલી હરોળના નેતાઓ જેલોમાં પુરાઈ ગયા હતા. પ્રોફેસર સનાતને પણ ચળવળનું કામ ઉપાડી લીધું, એમને કામ આગળ ધપાવવું હતું. કેદમાં તરત જવાનો વિચાર નહોતો. કામ ધપાવતાં પકડાઈ જવાય તો તેને માટે એમને જરાપણ ચિંતા નહોતી. એમણે કાર્યની ચાવી પાછળ ઊભીને લઈ લીધી. આખા અલ્હાબાદની કોંગ્રેસ સમિતિના કાર્યની પાછળ એમનો મજબૂત આત્મા હતો. સનાતન દરરોજ ૧૯–૨૦ કલાક કામ કરતો હતો, એને ખાવાની, સૂવાની કે જંપીને બેસવાની ફુરસદ નહોતી. એણે આ કામમાં પોતાનો આત્મા રેડયો હતો, દારૂની દુકાનો ઉપર પિકેટિંગ ગોઠવવું, વિદ્યાર્થીઓએ શાળા કૉલેજો મૂકી દેવી, હિંદુ–મુસ્લિમોની એકતાની વૃદ્ધિ કરવી, હડતાલો પડાવવી અને એને અંગે સુવ્યવસ્થા રાખવી એ સૌ કામો પ્રોફેસરે ઉપાડી લીધાં. એમના અનેક સહાયકો હતા. છતાં નિર્ણયાત્મક બુદ્ધિ પ્રોફેસરનીજ હતી. એ સૌને પ્રેરતી, સૌને માર્ગદર્શક થતી, સૌને સમભાવે સમજાવતી હતી.

કૃષ્ણા સનાતનની શિષ્યા હતી, સનાતનનો એના સદ્‌ગુણો તરફ પક્ષપાત હતો. કૃષ્ણા દઢ, નિશ્ચયવાન અને હિંમતવાળી હતી. નાનપણની હઠીલી, ધાર્યું કરનારી, શોખીન અને સૌને ત્રાસ આપનાર લાડકી કન્યાનો સ્વભાવ હવે તદ્દન બદલાઈ ગયો હતો. એને હવે ખાવાપીવાનો, ફેશનોનો કે વસ્તુ મેળવવાનો શોખ નહોતો. એના હૃદયમાં રૂંવેરૂંવે સ્વદેશપ્રેમ જાગૃત થઈ ચૂકયો હતો, એ આત્મભોગ આપવાને તલસતી હતી. દેશ માટે હોમાવા એનો અંતરાત્મા ઉત્કંઠિત બન્યો હતો. કૃષ્ણાએ અસહકારના જુવાળમાં ઝંપલાવ્યું. માલતીદેવીને આવા તરંગો પસંદ નહોતા. એમણે કૃષ્ણાને વારી, પરંતુ કૃષ્ણાએ એમના અવરોધને ગણકાર્યો નહિ. માલતીદેવીએ મૈયા પાસે જઈ ફરિયાદ કરી, મૈયાએ કૃષ્ણાને તેડાવીને સર્વ હકીકત પૂછી, કૃષ્ણાએ પોતાના હૃદયના ભાવો વ્યકત કર્યા.

'કેમ કૃષ્ણા, તું અસહકારમાં ઝંપલાવવા તૈયાર થઈ છું ?'

'હા મૈયા, મેં એમાં ભાગ લેવા માંડ્યો છે. જુઓ, આ કેસરી સાડીમાં હું શોભતી નથી ?'

'બેટા, તું શોભે છે પણ તમે શું કરો છો, તે મને જણાવીશ ?'

'હા મૈયા, અમે દારૂની દુકાન ઉપર પિકેટિંગ કરીએ છીએ. ચાહની દુકાનો ઉપર પિકેટિંગ કરીએ છીએ.'

'દારૂડીઆઓ અને ચાહના પીનારાઓ તમારી વિનંતીઓ માને છે ?'

'અમે તો એમને ખૂબ શરમાવીએ છીએ. હાથજોડ કરીએ છીએ. દેશને માટે, દેશીઓને માટે, અને એમના શરીરોને માટે આ વ્યસન મૂકી દેવા હાથ જોડીએ છીએ.'

'બધાં માની જાય છે ? તમારી હાથજોડનું માન રાખે છે ?'

'ઘણાં મોટા પ્રમાણમાં માની જાય છે. પરંતુ થોડા ડાંડ અથવા જૂની ટેવોવાળા માનતા નથી. તેઓ દુકાનોમાં અમને ધક્કા દઈને અંદર ઘૂસી જાય છે.'

'એઓને તમે શું કરો છો ?'

'અમારી બહેનો આડી સૂવે છે. છતાં એમના શરીરો ઉપર પગ પણ મૂકીને કોઈ કોઈ ચાલ્યા જાય છે. તેમાં દુકાનોવાળાઓએ ગુંડાઓ રોક્યા છે તે ભારે ડાંડ અને બદમાસો છે. પણ અમે પણ ધીરજ ન ખોતાં સારી રીતે સમજાવીએ છીએ. લોકલાગણી અમારી તરફ છે, એટલે અમને ખૂબ મદદ મળે છે. લોકોના ફિટકારથી આવા લોકો ઘણી વખત દબાઇ જાય છે. કોઈક જ તદ્દન નફ્ફટ મળે છે.

'બીજી તમારી શું પ્રવૃત્તિ છે?'

'અમો ઘેરઘેરથી પરદેશી કપડાં ભેગાં કરીને તેની હોળી કરીએ છીએ. પરદેશી કપડાંનો ચારે તરફથી મોટો બહિષ્કાર શરૂ થયો છે. અમે દરરોજ હજારો પરદેશી કપડાંઓ ભેગાં કરીને લોકોની જયજયકાર વચ્ચે મોટાં તાપણાં સળગાવીએ છીએ. મૈયા, એક દિવસ આવો તો ખરા, ખૂબ મઝા પડશે. ભારે ગમત થાય છે. કિંમતી વિલાયતી સાડીઓ, કિંમતી પોલકાઓ, કોટો, પાટલૂનો, વેસ્ટકટો કેવી સરસ રીતે બળે છે! એ જરા જોવા તો આવો. અમે વિલાયતી કપડાં પહેરનારાઓનો હુરિયો પણ બોલાવીએ છીએ.'

'બીજી કાંઈ તમારી પ્રવૃત્તિઓ છે? કૃષ્ણા, મને એમાં રસ આવે છે.'

'અમે પરદેશી દુકાન ઉપર ચોકીઓ બેસાડીએ છીએ. પરદેશી કાપડનો વેપાર તો અલ્હાબાદમાં તદ્દન બંધ થઈ ગયો છે.'

'બીજી શી પ્રવૃત્તિઓ કરો છો?'

'અમારે તો સૂતરને તાંતણે સ્વરાજ મેળવવું છે; એટલે અમે સૂત્રયજ્ઞ એટલે રેંટિયા ઉપર સૂતર પણ કાંતીએ છીએ. મૈયા, હું તો હવે ૨૦ નંબરનું ઝીણું સૂતર પણ કાંતું છું. દરરોજ ચાર કલાક તો જરૂર કાંતું છું. મેં એક સરસ રેંટિયો ખરીદ્યો છે.'

'પરંતુ પોલીસ વચ્ચે પડતી નથી?'

'નારે ના, અમે કોઈને જોરાવરીથી વાળતા નથી. અમે અહિંસક છીએ, હાથજોડ એ અમારું મોટું શસ્ત્ર છે. મૈયા, જુઓ અમે કમાલ કરી છે. દારૂના હવે લિલામ થતાં બંધ થયાં છે. દારૂનો ખપ એકદમ ઓછો થઈ ગયો છે. પરદેશી કપડાં પણ

કોઈ ખરીદતું નથી. એના ઢગલા રોજ બળે છે. ક્યારેક પોલીસના ડંડા પણ ખાઇએ છીએ. પણ તેમાં તે શું ? દેશ માટે માર ખાવાનું પુણ્ય ભાગ્યશાળીને જ મળે છે.'

'તમે સવારના સરઘસો શાનાં કાઢો છો ? શું ગાઓ છો ?'

'અમે લોકોમાં જાગૃતિ લાવવા દરરોજ સવારના સૂર્યોદય પહેલાં સરઘસો કાઢીએ છીએ. આમાં બહેનો અને ભાઇઓ બધાં ભાગ લે છે. હું ક્યારે આઠ વાગ્યા પહેલાં બિછાનું મૂકતી નહોતી તે હવે પાંચ વાગ્યે ઊઠું છું. વહેલા ઊઠવાની મઝા આવી સુંદર હોય છે તેની અત્યારે સત્તર વરસેજ ખબર પડી. અમે તો ખૂબ સરસ ગાઇએ છીએ.'

'તમે કેવાં ગીતો ગાઓ છો ?'

'અમે તો અનેક ગીતો ગાઇએ છીએ, સૌથી છેલ્લું તો વંદેમાતરમ્‌નું ગીત ગવાય છે, પહેલાં ગીતો તો—

વિજયી વિશ્વ ત્રિરંગા પ્યારા ઝંડા ઊંચા રહે હમારા,
સદા શાંતિ બરસાનેવાલા, પ્રેમસુધા બરસાનેવાલા.

આ ગીત ગાયા પછી—

રાષ્ટ્ર ગગનકી દિવ્ય જ્યોતિ રાષ્ટ્રિય પતાકા નમો નમો.
ભારત-જનની કે ગૌરવકી અવિચળ શાખા નમો નમો.

એ ગીત ગાઇએ છીએ, જુઓ ભૈયા, આ ગીતોની ચોપડી. આ ગીતો સુંદર નથી ? મને તો બહુ ગમે છે. મહાત્માજીના સ્વરાજના, સ્વદેશીના તેમજ અન્ય ગીતો અમે ગાઇએ છીએ. આવતી કાલે

રાષ્ટ્રવંદન અને ઝંડાની સલામી લેવાની ક્રિયા થનાર છે. મૈયા, મારી વિનંતી છે કે આપ આવતી કાલે એમાં ભાગ લ્યો. તમારા પવિત્ર આત્માને એમાં ઘણો આનંદ આવશે.

'કૃષ્ણા, હું ખુશીથી આવીશ, સરઘસ કયાંથી નીકળે છે?'

'મૈયા, આનંદભવનમાંથી નીકળે છે, હું તમને તેડવા આવું?'

'ખુશીથી આવજે બેટા, હું ચાલીશ પણ એક વાત પૂછી લઉં?'

'પૂછો મૈયા, હું સાચોજ જવાબ આપીશ.'

'તને હમણાં આ કોંગ્રેસ મંડળમાં શું કામ સોંપાયું છે?'

'પહેલાં તો હું પિકેટિંગ કરતી હતી. મારું કામ ખરા હૃદયનું જોઇ મને પિકેટિંગ ખાતાના અવલોકનકાર (ઇન્સ્પેકટર)ની જગ્યા મળી છે, હું સર્વે ચોકીઓ ઉપર બહેનોની નીમણુંક કરું છું. એમના સર્વ સ્થળો ઉપર રોજ બે ત્રણ વખત ફરી આવું છું. બધી વ્યવસ્થા મારે નભાવવાની છે. સરઘસો પણ હુંજ કાઢું છું.'

'પણ તને જેલમાં પૂરશે તો?'

'તે માટે હું તૈયાર જ છું. મૈયા, સાચું માનજો મને તો ખૂબ પાકો રંગ લાગ્યો છે, હવે તો આ સર્વે માથા સાટે છે. ભૂલાય તેમ નથી.'

'પરંતુ જેલમાં તો તમારા રોજના જીવન જેવું ખાવાનું પીવાનું, ફરવાનું અને મોજમજાના સાધનો નહિ મળે, તેથી તને દુઃખ થશે.'

'મૈયા, મારો આત્મા પોચો નથી, હમણાં છેલ્લાં બે માસ થયા મેં કૉલેજ મૂકી દીધી છે, ત્યારથી હું સાદડી પાથરીને સૂવું

છું. એ દિવસ જરા તકલીફ પડી, પરંતુ પછી તો હવે ઘસઘસાટ ઊંઘ આવે છે. ખાવામાં તો મેં બધાં મસાલાં, ચાહ, કોફી, દૂધ, ઘી, ગોળ, સાકર, ખાંડ મૂકી દીધાં છે. ખાલી અનાજનો રોટલો શાક અને દાળ ખાઉં છું. જેલમાં એટલું મળી રહેશે અને આથી વધુ તપ કરવું પડે તો હું તૈયાર છું. મારામાં મોટો ફેરફાર થયો છે.'

'ઠીક, આવતી કાલે મને તેડવા આવજે.'

ઝંડાવંદનની ક્રિયામાં ભાગ લીધા પછી સાંજે મૈયા માલતીદેવીને મળ્યાં. તેમણે કહ્યું: 'કૃષ્ણાને કોઈ પણ રીતે અટકાવી શકાય તેમ નથી. અટકાવવાની જરૂર પણ નથી. એના હૃદયનો રંગ સાચો છે. જગતમાં આવા અનુભવો કિંમતી છે, માટે એને અનુભવ લેવાની તક આપવી જોઈએ. એનામાં મારો પૂર્ણ વિશ્વાસ છે. મનહરલાલની પુત્રીમાં વિશ્વાસ ન મૂકું તો કોનામાં મૂકું? એ અટકે એમ નથી ત્યારે બળજબરી કરવાની જરૂર નથી. એને માર્ગે એને ધપવા દો.'







# પ્રકરણ અઢારમું

## જેલ અને શુશ્રૂષા

કૃષ્ણાએ તો હવે ઘેર જવાનું પણ ક્વચિત્ રાખ્યું હતું. તે રાત્રિ દિવસ કૉંગ્રેસ હાઉસમાં ગાળતી હતી. એનું વ્યવસ્થાનું કામ વધી ગયું હતું. ચોકીનું કામ પણ ખૂબ વધી ગયું હતું. બે ત્રણ બહેનોની ટુકડીઓ કરીને મૂકવી પડતી હતી. સેંકડો દુકાનો ઉપર પિકેટિંગ કરવાનું મોટું કામ આવી પડતું હતું. રાત્રિના બાર વાગ્યા સુધી પિકેટિંગનું કામ લંબાતું હતું. એક એક ટુકડીની ૭-૭ કલાકે વારી આવતી હતી. સૌને માટે વારાફરતી ખાવાનું પણ મૂકવું પડતું હતું. ફેરબદલી માટે બહેનોને તૈયાર કરવી પડતી હતી. બહેનો સામે દુકાનદારો દ્વેષ રાખતા હતા. દુકાનદારો

ગુંડાઓને રોકીને તોફાન મચાવતા હતા; પરંતુ પહેલાં થોડાં અઠવાડિયાં તો લોકોનાં ટોળાં ઊભાં રહીને બહેનોને મદદ આપતાં હતાં. ગુંડાઓને નાસી જવું પડતું, પરંતુ પાછળથી બહેનોને જરા તકલીફ પડતી હતી. લોકોનો અવરજવર ઓછો થાય તે વખતે કોઈ ગલીકૂંચીઓમાં બહેનો સામે ગુંડાઓ અમર્યાદાભરેલા દેખાવો કરતા હતા. બહેનો પ્રથમ ઉશ્કેરાતી, પરંતુ પાછળથી અહિંસક હોવાથી તેઓ ઉદાસીનતાથી બીજી તરફ દષ્ટિ ફેરવી લેતી; આ સિવાય ધમકીઓ અને બીભત્સ વાણીનો પણ ઉપયોગ કરવાની ગુંડાઓ તક લેતા હતા. આથી બહેનો જે એકાંત સ્થળે ચોકી કરતી તેમની સાથે સ્વયંસેવકોને પણ મૂકવાની ફરજ પડતી હતી.

ચારસો પાંચસો બહેનો કોંગ્રેસ હાઉસમાં ભેગી મળતી હતી. વૃદ્ધાઓથી માંડીને પંદર વરસની કન્યાઓ પણ ત્યાં દેખાતી હતી. શરૂઆતમાં ઉત્સાહ ભારે હતો. જોઈએ તેટલી બહેનો મળી રહેતી; પરંતુ ધીમે ધીમે ચંદ્રમાને ગ્રહણ લાગુ પડવા માંડ્યું. સરકાર માબાપની પોલીસે પણ બહેનોને ચૂંટી ચૂંટીને અપરાધો માટે જેલમહેલમાં મોકલવા માંડી. ક્યારેક લાઠી ચાલતી ખરી. બહેનોની અંદર પણ હોંસાતોંસી થતી હતી. અસંતોષના કારણો મળી રહેતાં. અસંતોષ ધુમાડાવાળા અગ્નિની પેઠે પ્રજળી પ્રજળીને ક્યારેક ભડકો પણ થતો. વ્યવસ્થામાં ક્યારેક ભૂલચૂક રહી જતી, એટલે વ્યવસ્થાપકોનો વાંક ન હોય છતાં વાંક નીકળતો; સર્વેને સમજાવીને યોગ્ય કરવામાં કૃષ્ણાદેવીને વૃદ્ધ સ્ત્રીની ધીરજ કેળવવી પડતી હતી. જે વિદ્યા એને સત્તર વરસની ઉંમરમાં મળી ન હતી તે આ છ મહિનામાં મળી ગઈ. કૃષ્ણા સ્વભાવની વિભિન્નતા અને આંટીઘૂંટીઓ સમજી ગઈ. તે સૌની સાથે મીઠાસથી કામ લેતી. ક્યારેક અનુભવ વગર ભાંગરો પણ વટાઇ જતો. યશ સર્વ વૃદ્ધ સ્ત્રીઓને મળતો. અપયશનો ટોપલો કૃષ્ણાના માથા ઉપર પડતો હતો.

છેવટે કૃષ્ણા પણ ઝડપાઇ ગઈ. એ બાર માસ જેલમહેલની મુલાકાતે ગઈ. અહીં એને વળી જુદા જ અનુભવો સાંપડ્યા હતા. જેલનો કારભાર કેમ ચાલે છે તે તે શીખી. સ્ત્રીઓ જેલમાં સ્ત્રી વૉર્ડરો હતી, પરંતુ તેમાંની ઘણીખરી બહુ સ્વાર્થી હતી. ઘણી તો વગર કારણે સ્ત્રીકેદીઓને પજવતી હતી. એમનું શિક્ષણ અને સંસ્કૃતિ ઊંચા પ્રકારનાં નહોતાં. આથી સારા ઘરની બાળાઓ જેઓ કેદી થઇને આ સ્થાનમાં આવતી તેમને ' જરા વસમી વાટ ' લાગતી હતી. ખાવાપીવાનું સારું ન હતું. ઘઉં, જુવારના રોટલામાં કાંકરીઓ પણ ભેગી દળાતી હતી. શાકભાજીમાં શાકનાં પાંદડાં કરતાં ઘાસનાં પાંદડાં વધારે હતાં. દૂધ, છાશનાં સ્વપ્નાં યે નહોતાં. કોન્ટ્રાકટરો ખાવાની ચીજો સારી રીતે પૂરી પાડતા નહિ, આથી બહેનોને પૂરું પોષણ મળતું નહિ. જરા કોઈ ફરિયાદ કરતું તો સ્ત્રી વૉર્ડરો વધારે સખ્ત બનતી હતી, ઘણી વખત ફરિયાદો કરનાર બહેનો ઉપર ખૂબ વીતક વીતાડતી હતી. લાગ આવે ત્રાગડો રચીને એવી બહેનોને માટે કોઈ આરોપ ઓઢાડી એમને સજા પણ કરાવતી હતી.

કૃષ્ણા સ્વતંત્ર મગજની હતી. બહાર રહીને અધિકાર ભોગવીને અંદર આવી હતી. આથી એના મગજમાં થોડો પવન હતો. કૃષ્ણા પોતાના ઉપરનો ત્રાસ ખમી શકતી હતી; પરંતુ બીજાઓ ઉપરનો ત્રાસ એનાથી સહન થતો નહિ. આથી સ્ત્રી વૉર્ડરોમાં એ અળખામણી બની હતી. એઓ એના ઉપર ખાર રાખતી; પરંતુ કૃષ્ણા સ્વતંત્ર અને ચતુર હતી. ઉપરી અધિકારીઓ ન્યાયી હતા. તેમને સમજાવવાની શક્તિ અને ગુણ કૃષ્ણામાં હતાં. એણે ધીરેધીરે જેલના કાયદા સમજી જાણી લીધા હતા. થોડો વખત એને પણ ત્રાસ ભોગવવો પડ્યો હતો, પરંતુ એ વખતસર બધી વાતો ઉપરી અધિકારીઓ પાસે પહોંચાડે છે, અને એની વાત

ઉપર અધિકારીઓ વિશ્વાસ રાખે છે એ સમજીને કૃષ્ણાની સામે બહુ રોષ ઠાલવવાનો મોકો એમને મળતો નહિ. ઊલટું આ સ્ત્રી વૉર્ડરોને કૃષ્ણાનો હમેશાં ધાક રહેતો હતો; પરંતુ કૃષ્ણા બુદ્ધિશાળી છોકરી હતી. એ કદી વૈરવૃત્તિથી ઉશ્કેરાઇ કોઈના સાથે ઝેરવેર કરતી નહિ, પરંતુ લાગ આવ્યે સ્ત્રી વૉર્ડરોને ક્ષમા થઈ શકે તેવા ગુન્હાઓમાંથી બચાવી લેતી હતી. સ્ત્રી વૉર્ડરોને જેમ એના ગુણોનો અનુભવ થતો ગયો તેમ એના ઉપર શ્રદ્ધા અને સ્નેહ આવતા ગયા.

કૃષ્ણાએ ઈન્સ્પેકટર ઑફ સીવીલ જેલ્સને અરજી કરી બહેનોને શીખવવા માટે વર્ગ ખોલવાની મંજૂરી મંગાવી. ખાસ સંયોગોને લીધે અપવાદ તરીકે એ મંજૂરી મળી. જેલમાંજ એક શિક્ષણવર્ગ ખોલવામાં આવ્યો. સ્ત્રીઓ માટે જે પુસ્તક પસંદ કરાઇને સરકાર તરફથી આવતાં હતાં તે પુસ્તકો એમને વાંચવા માટે મંગાવી કૃષ્ણા શીખવવા મંડી. જેલ સુપ્રિન્ટેન્ડન્ટ એક પાદરીના પુત્ર કર્નલ જેનકિન્સ હતા. કૃષ્ણાના કાર્યો તરફ એમની સહાનુભૂતિ હતી. કૃષ્ણાએ જેલમાં આવેલી કુલીન બાળાઓને વસ્ત્રો વણતાં શીખવવા માંડ્યાં. કર્નલ એને માટે સૂતર તથા શાળો જેલની ઉદ્યોગશાળામાંથી મંગાવી આપતો હતો. કૃષ્ણા કન્યા મહાવિદ્યાલયમાં આ કામ શીખી હતી. એને ગાલીચા વણતા પણ આવડતા હતા. આથી કેદીઓને ઘણી પ્રવૃત્તિઓ મળી રહેતી હતી. વૉર્ડર સ્ત્રીઓને પણ આ કામ શીખવવાની પરવાનગી મળી હતી. કૃષ્ણા તેનો પણ ઉપયોગ કરતી હતી. વૉર્ડર સ્ત્રીઓને અક્ષરજ્ઞાન પણ અપાતું હતું. જેલમાં કૃષ્ણાનું લાડકું નામ 'માસ્તર સાહેબ' પડ્યું હતું. હવે તે કેદી છે એવી વાત સ્ત્રી વૉર્ડરોને સાંભરતી પણ નહિ. સુપ્રિન્ટેન્ડન્ટ શાખે એનું સન્માન જાળવતા હતા.

પ્રથમના બે માસ તો બહુ કષ્ટમાં કૃષ્ણાએ પસાર કર્યા; પરંતુ પાછળથી વાતાવરણ સુધરી ગયું. જેલના કાયદાઓ સખ્ત

હતા. પરંતુ સુપ્રિન્ટેન્ડન્ટની આંખમીંચથી એ કાયદાઓને પણ સગવડભર્યા બનાવી શકાતા હતા. કૃષ્ણા અને બીજી ભણેલી બહેનોને એક જ મોટી બરાકમાં રખાતા હતા. એમણે પોતાની રસોઈનો બંદોબસ્ત પોતે જ કરી લેવાની ખાનગી પરવાનગી મેળવી લીધી. એમને સીધું મળતું તે તેઓ સાફ કરીને રસોઈ બનાવતાં હતાં. હવે રોટલામાં કાંકરીની ફરિયાદ નહોતી. શાક પણ સફાઈ કરીને જ તૈયાર થતું હતું. કોન્ટ્રાકટરને પણ તાકીદ અપાઈ હતી. અપવાદ તરીકે બહેનોના ઘેરથી પણ છાશ, દૂધ, દહીં આવતાં હતાં. સૌ સમભાવે વહેંચી લેતાં હતાં. સ્ત્રી વૉર્ડરોને પણ મળતું હતું. આ સિવાય જેલમાં કૃષ્ણા સમૂહ પ્રાર્થના કરાવતી હતી. વારંવાર જલસા પણ થતા હતા; તેમાં સૌ ભજનો અને ગીતો પણ ગાતાં હતાં. ઉત્સવો ઉજવાતા હતા, પર્વો પણ ઉજવાતા હતા. એક વખત અંગ્રેજી ભણેલી બાળાઓએ એક અંગ્રેજીમાં પ્રહસન પણ ભજવ્યું હતું. તે જોવા સાંભળવા માટે કર્નલ અને તેના પત્નિ આવ્યાં હતાં. જેલમાં હવે કૃષ્ણાને કંટાળો આવતો ન હતો. હવે ત્યાં તકરારો કે રાગદ્વેષ પણ ઓછાં થઈ ગયા હતા. જેલના કાયદાઓની અંદર ઘણું બીનકાયદેસર પણ ચાલતું હતું.

કૃષ્ણાદેવી બાર માસ જેલમાં ફરીને નવા અનુભવો લઈને આવ્યા. રામલાલને ત્યાં જઈ માલતીદેવીનો આશ્રય લીધો. જેલમાં એમના વસવાટ દરમ્યાન કૌશલ્યાદેવીએ આ જગતમાંથી રજા લઇ પરલોકમાં કૂચ કરી હતી, માલતીદેવીએ એમની ખૂબ સેવા કરી હતી. કૃષ્ણલાલ હવે ભાડૂતને રજા આપી ઉપર રહેતો હતો. એ પોતાનો સ્વતંત્ર લોઢાનો ધંધો કરતો હતો. એમાં એને સારી રીતે પેદાશ હતી. એની સ્ત્રી વૃંદા પણ માલતીદેવીનું ખૂબ માન રાખીને એને સાસુતુલ્ય ગણતી હતી. વૃદ્ધ મનહરલાલ હવે પથારી છોડીને નીચે બગીચામાં જઈ બાંકડા ઉપર બેસી શકતા હતા. કૃષ્ણલાલના

નાના પુત્ર વિમળને તેઓ પાસે બેસાડી એના ગોઠીઆ થઇને રમતો રમતા હતા. વૃદ્ધ ઘોડો થતા. તેના ઉપર વિમળ સવારી કરતો હતો, વૃંદા પુત્રને ધમકાવતી તો ધમકી ખાલી જતી. દાદા અને પૌત્રને ખૂબ મેળ હતો. ખાવું, સૂવું, રમવું અને ફરવા જવું એ બધું સાથે જ થતું હતું. બંને પાકા દોસ્તો બની ગયા હતા. જરીવાર વિખૂટા પડતા નહોતા. પૌત્ર શેઠ હતો. દાદાજી નોકર બનતા. પૌત્ર વારંવાર દાદાજીને ધમકાવી લેતો અને વાર્તાઓ ફરજિયાત કહેવડાવતો હતો. તેમાં વચ્ચે કોઇ જરા માથું મારે એટલે પૌત્રનું મોટેથી ક્રંદન અને દાદાજીની ધમકી સાથે જ બહાર પડતા હતા.

દાદાજી માટે કૃષ્ણલાલે ગાડી રાખી હતી. હજી સંયુક્ત કુટુંબ તરીકેજ રહેતા હતા. વૃંદા પણ વહાલસોઈ હતી. તે વડીલો તરફ ભક્તિભાવ રાખતી હતી. ધીમે ધીમે કૃષ્ણલાલે કુટુંબનો અતિથિ-ધર્મ પાછો ચાલુ કર્યો. મનહરલાલના જૂના જીવતા મિત્રોને નોતરા આપવામાં આવ્યાં હતાં. માલતીદેવીની મનાઈ અને કચવાટ છતાં રસોઈયાનું લાકડું ઘરમાં પેઠું હતું. નોકર પણ એકને બદલે બે હતા; છતાં ખર્ચ ઉપર માલતીદેવીનો પૂરો કાબૂ હતો. એ દિયર પાસેથી દર માસે ઘર ખર્ચ માટે પાંચસો રૂપિયા રોકડા લેતી; અને તેનો હિસાબ કોઈ પૂછતું નહિ; પરંતુ માલતીદેવી એમાંથી સારો વધારો કરતી હતી એ નિર્વિવાદ વાત હતી. રામલાલનો પગાર દોઢસો રૂપિયા રહ્યો હતો. એમાં વધારો થયો નહોતો. આખું કુટુંબ એનું ખૂબ માન રાખતું હતું. કુટુંબની એ પૂજ્ય વ્યકિત હતી, માલતીદેવીને જ એને ધમકાવવાનો હક્ક હતો. એ સંસાર વ્યવહારમાં માથું મારતો જ નહોતો. સીધે માર્ગે જવું અને સીધે માર્ગે આવવું, કોઈ જાતનો શોખ નહિ, કોઈ પણ જાતનું વ્યસન નહિ. એઓ ઘર અને કૉલેજ સિવાય ક્યાંય પણ જતા નહિ.

સાંજે ગાડીમાં દાદાજી અને વિમળ ફરવા જતા હતા. વિમળના બધા શોખ દાદાજીને ફરજિયાત પૂરા પાડવા જ પડતા

હતા. દાદાજીથી એની સેવા શુશ્રૂષાથી જરા પણ છટકાતું નહિ. આનંદીદેવી મોટી બહેન હતી, માલતીદેવીને બીજું સંતાન થયું નહોતું. આનંદી અને વિમળ વચ્ચે હમેશાં ઝઘડો થતો હતો. બંને વચ્ચેનો ઝગડો દાદાજીથી પતાવી શકાતો નહિ. દાદાજી બંનેને ધમકાવતા હતા, પરંતુ બંને બાળકો માલતીદેવીથી બહુ ડરતા હતા. એ હોય તો કોઈ માથું ઊંચું કરી શકતું નહિ. આનંદી કન્યા મહાવિદ્યાલયમાં ત્રીજા ધોરણમાં શીખતી હતી.

નીલાદેવી હજી કન્યા મહાવિદ્યાલયના કારભારમાં જ ગૂંથાયલા રહેતાં હતાં. એમને પણ પચાસ વરસો વહી ગયાં હતાં. એમની તબિયત બરાબર ચાલતી નહોતી. એકને એક ઉપદ્રવ એમને સંતાપવા તૈયાર જ રહેતો હતો. મૈયા ૭૫ વરસ વટાવી ગયાં હતાં; છતાં એમને વૃદ્ધાવસ્થાનો યોગ લાગુ પડ્યો નહોતો. એજ શાંત સૌમ્ય, નિત્ય પ્રફુલ્લ, અને પ્રસન્ન મુખારવિંદ સૌ તરફ અમી ઝરાવતું હતું. મૈયા એક સમય જમતાં હતાં. અલ્પાહારી અને તપોમય એમનું જીવન હતું. દરેક વ્રત એઓ દૂધ માત્ર પીને કરતાં હતાં. અલ્પાહાર, જમીન ઉપર એક સાદડી પાથરીને શયન, સંતોષી અને આનંદી જીવન, પરોપકાર અને પરકલ્યાણમાં પ્રીતિ, પ્રસન્નવદન, સર્વ પ્રત્યે દ્વેષરહિતપણું, દુઃખીઓ પ્રત્યે કરુણા, સંસારની વસ્તુઓ પ્રત્યે વૈરાગ્ય, અહંકારરહિતપણું, સર્વ પ્રત્યે સમભાવ, ઇંદ્રિય અને મનોનિગ્રહ અને પ્રભુભક્તિથી એઓની શારીરિક અને માનસિક સ્થિતિ અતિ ઉચ્ચ હતી. કન્યા મહાવિદ્યાલયની વ્યવસ્થાનો ભાર હવે એમના ઉપર મોટે ભાગે રહેતો હતો. વૃદ્ધ છતાં મૈયા નિત્ય યુવાન હતાં.

સવિતાદેવી પણ હવે કચકડાની લાઈન છોડીને કન્યા મહા-વિદ્યાલયમાં રહેવા આવ્યાં હતાં. એઓ પણ કન્યા મહાવિદ્યાલયની સુવ્યવસ્થા માટે સમયનો ભોગ આપતાં હતાં. નીલાદેવી અને મૈયાએ

એમના હાથમાં કેટલીક વ્યવસ્થા સોંપી દીધી હતી. એ બધો ભાર સવિતાદેવી સરસ શિસ્ત અને સુનિયમનથી ચલાવતાં હતાં.

પ્રોફેસર સનાતન પણ આખરે ઝડપાઈ ગયા હતા. બાર માસના જેલમહેલનો નિવાસ કરી આવ્યા હતા. જેલમાં એમની પ્રતિભાને લીધે એ સર્વે કેદીઓના મદદકર્તા અને પ્રિય બન્યા હતા. જિંદગીનું એક વરસ જેલમાં પૂરું કરીને ત્યાંથી મેલેરીઆની સોબત સાથે લઈ આવ્યા હતા. એઓ એકાકી હતા. પ્રિય શિષ્યોએ એમની સેવાશુશ્રૂષા કરવાનું માથે લીધું પરંતુ મેલેરીઆ ગયો નહિ. સનાતનને કિવનાઈન લેવા તરફ ઘૃણા હતી. તેના વગર જૂનો મેલેરીઆ હટતો નહોતો.

કૃષ્ણા એક દિવસ સનાતનની ખોલીમાં આવી. ૧૦૪ ડીગ્રી તાવમાં સનાતન સાદડી ઉપર તરફડિયાં મારતા હતા. પાસે બે પ્રિય વિદ્યાર્થીઓ બેઠા હતા. કૃષ્ણા સનાતન સાથે લડી પડી.

'તમે તો માણસ છો કે કોણ? આ ખોલીમાં પડયા પડયા તમારો તાવ કેમ જશે? નહિ સેવા કે નહિ સારવાર? શા માટે રીબાઈને મરો છો?'

'આ છોકરાઓ મારું યોગક્ષેમ કુશળતાથી નિભાવે છે. મને સંતોષ છે.'

'ધૂળ સંતોષ છે! તમે પશુજીવન ગાળો છો. ચાલો મારી સાથે, નીચે ગાડી તૈયાર છે.'

'હું કોઈને ભારરૂપ થવા માંગતો નથી, મને અહીં આનંદ છે.'

'ઓહો, મોટા ભારરૂપ થવા વાળા જોયા નહોય તો? ઝાઝી પંચાત મૂકી દો. જલદી મારી સાથે ચાલો, નહિ તો જોવા જેવું કરીશ. હું વીફરીશ તો પછી દિવસે તારા જોશો.'

'તું વીફરીશ તો શું કરીશ ?' તાવમાં પણ સનાતન હસી પડયા.

'એ પ્રસંગ આવ્યે બતાવીશ. હમણાં કહેવા કરતાં પાછળથી કરી બતાવું ત્યારે જોશો, મારો રોષ સહન કરવાની શક્તિ તમારામાં નથી તે હું જાણું છું, પાછળથી હાથ જોડશો તે પહેલાં હમણાંથી જ માની જાઓ.'

કૃષ્ણાએ ગાડીવાનને બોલાવ્યો. સઈસ અને ગાડીવાન આવ્યા. સનાતનનો સામાન થોડો ઘણો હતો તે ઉપડાવી તે ગાડીમાં પોતાની મુખત્યારીથી નંખાવ્યો. છેવટ સુધી ના ના કરતા સનાતનને ગાડીવાન તથા વિદ્યાર્થીઓના ટેકાથી ઊભો કરાવ્યો, સનાતને ખૂબ આનાકાની કરી પણ કૃષ્ણાએ એના ઉપર ધ્યાન આપ્યા વગર એને ગાડીમાં સુવરાવ્યો. ગાડી મનહરલાલને બંગલે સનાતનને ઉપાડી ગઈ.

કૃષ્ણાએ સનાતનની સારવાર પોતાની દેખરેખ નીચે લીધી. સનાતનની કોઈ પણ વાત ઉપર એ ધ્યાન દેતી નહોતી. એ એને લાડથી ધમકાવી કાઢતી. એને જોરાવરીથી જર્મનીની બનાવેલી મેલેરીઆની દવા ખવરાવી દીધી અને આરોગ્યના કાયદા પાળવાની સનાતનને ફરજ પાડી.

સનાતન આ બળવાન બાળા પાસે પોતાના તરંગો જરા પણ ચલાવી શકતો નહિ. મેલેરીઆ જૂનો અને શરીરમાં ઘા કરી ગયો હતો. કૃષ્ણાદેવીએ અત્યંત પ્રેમ અને ઉત્સાહથી સનાતનની સેવાશુશ્રૂષા કરવા માંડી. માલતીદેવીની પણ માતા જેવી મીઠી દૃષ્ટિ એના ઉપર હતી. વૃદ્ધ મનહરલાલ પણ તાવ ન હોય ત્યારે એની પાસે બેસી વાતો કરતા હતા. કુટુંબના બાળકો અને આનંદી પણ સનાતનના પોતાના અંતરંગ સંબંધીઓ હોય તેમ હળી ગયાં

હતાં. સનાતન, મનહરલાલને બાપુજી, રામલાલને મોટાભાઈ અને કૃષ્ણલાલને નાનાભાઈ કહીને બોલાવતો હતો. માલતીદેવીને મોટીબહેનનું ઉપનામ મળ્યું હતું.

સનાતનની ખરી સેવા કૃષ્ણા કરતી હતી. નિયમિત કાંજી અને મોસંબી પિવડાવવાનો એનો જ હક્ક હતો. ઉનાળો ચાલતો હતો. માખીઓ ઉનાળામાં ઘણી થઈ પડી હતી. સનાતન ખૂબ નારાજ થતો છતાં વીંજણો લઈ કૃષ્ણા એને પવન નાંખતી હતી. એને ધમકાવવાનો હક્ક પણ કૃષ્ણાનો જ હતો.

'કાંજી લાવી છું, જરા પી લ્યો.'

'હમણાં જ હજી મોસંબી પીધી છે, એટલે કાંજી નહિ લઉં.'

'કેમ વળી ફાટ્યા કે ? હમણાં ક્યારે પીધી છે ? દોઢ કલાક થઈ ગયો તેને હમણાં કહો છો ? ઘડિયાળ તો સામે છે.'

'પણ મને ભૂખ લાગી નથી.'

'તમને ભૂખ ક્યારે લાગે છે ? તમને ભૂખ લાગ્યાની કોઈ દિવસ ખબર પડે છે ? પી જાઓ, નહિ તો જોયા જેવું થશે. તમે તો નાના છોકરાથી નપાવટ છો.'

'પણ જીદ શા માટે કરે છે ? મારે નથી પીવી.'

'જીદ તમે કરો છો કે હું ? પીઓ છો કે નહિ ? મોઢું ખોલીને પિવડાવીશ. તમે શું સમજો છો તમારા મનથી? પીવીજ પડશે.'

કૃષ્ણાએ મોઢામાં ખાલી ચમચો સહેજ દબાવ્યો. ઉં ઉં ઉં ઉં કરીને સનાતન કાંજી પી ગયો.

'હવે કેવા ડાહ્યા થઈ પી ગયા! પણ પહેલા ના પાડવાની કુટેવ જતી નથી. કોઈ ઢોંગીલા છે ને!'

આમ દરરોજ એ ત્રણ વાર તકરારો થતી; પરંતુ કૃષ્ણા જ જીતતી હતી. માલતીદેવી ક્યારેક સાંભળતાં ત્યારે હસી પડતાં હતાં. હસતાં હસતાં આ જમાનાના બેશરમ છોકરાઓના ઉપર દોષનો ટોપલો ઢોળનાં હતાં.

બપોરના આરામ પછી કૃષ્ણા આવતી. સનાતનનું પ્રિય પુસ્તક એની પસંદગી પ્રમાણેનું લઈને એની પાસે વાંચતી હતી. તાવ ન હોય તો આનંદી અથવા વૃંદાને બોલાવી સનાતનને ગંજીફે રમવાની તે ફરજ પાડતી હતી. સનાતનને ગંજીફે રમતા આવડતું નહોતું. એને રમવા ઉપર પ્રીતિ પણ નહોતી; પણ કૃષ્ણા એને સમજાવીને રમવાનું શીખવતી હતી. તાવ ન હોય તો સાંજે ગાડીમાં બેસી મનહરલાલ સાથે ફરવા જવાનું થતું. રાત્રે આખું કુટુંબ સનાતનના બિછાના પાસે ભેગું મળતું હતું. વૃંદા, કૃષ્ણા માલતીદેવી અને નાની આનંદી પણ વાજિંત્રો ઉપર ભજનો ગાતાં હતાં. રાત્રે સવિતાદેવી પણ થોડાં ભજનો ગાતાં હતાં. સૌ સરસ સંગીતવેત્તાઓ હતા. સંગીતનું માધુર્ય, વાદ્યોની એકતાનતા, પુષ્પો અને અગરબત્તીના ધૂપો, ભજનોનો શ્રેષ્ઠ ભાવ અને ગાનારીઓની સહૃદયતાથી આખું વાતાવરણ શુદ્ધ અને ઉન્નત બનતું. સનાતન સંગીત જાણતો નહોતો. એને શોખ પણ થયો નહોતો; પરંતુ મનહરલાલના ઘરના ઉચ્ચ, પવિત્ર, સંગીતમય વાતાવરણે એને પણ ભજનમય સંગીતનો રસિયો બનાવ્યો. એની માનસિક સ્થિતિ પણ આધ્યાત્મિક બનતી હતી.





# પ્રકરણ ઓગણીસમું

## શ્રીકૃષ્ણ જન્માષ્ટમી

આજે કન્યા મહાવિદ્યાલયમાં મોટો સંગીતોત્સવ છે. કન્યાઓએ આજે મહાવિદ્યાલયના કૃષ્ણ ઉત્સવમાં સંભાવિત નર નારીઓને આમંત્ર્યા છે. આખા ખંડમાં ભારે સુશોભન કરવામાં આવ્યું હતું. ચારે તરફ પાંદડાં અને ફૂલોની સુંદર આકૃતિઓ બનાવીને કન્યાઓએ કળા અને રસિકતાથી ગોઠવી હતી. એક મોટી શ્રીકૃષ્ણની મનોહર છબી ગુલાબનાં ફૂલોની માળા પહેરાવીને સ્થાપી હતી. તેની નીચે કન્યાઓએ પાંદડાં અને ફૂલની ગોઠવણીથી સરસ કળારૂપે નીચેનો શ્લોક ગોઠવ્યો હતો.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहं**

હે ભારત, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે અધર્મનો નાશ કરવા હું જન્મ લઉં છું.

ચારે તરફ સુંદર ફૂલદાનીઓમાં ફૂલોના તોરા ગોઠવી દેવાયા હતા. અગરબત્તીઓ પણ ચારે તરફ સુગંધી ફેલાવી રહી હતી. મોટા હોલમાં ગાદીતકિયાની બેઠકો રખાઈ હતી. વચમાં મોટા ગાલીચા ઉપર ગાયકમંડળ બેઠું હતું. તંબુરા, દિલરૂબા, જલતરંગ, વીણા, તબલા વગેરે વાદ્યો પડયાં હતાં. ખંડને ભારે સુંદર રીતે ધજાપતાકાઓ અને આંબાના પાનના તોરણોથી બાળાઓએ કળાથી શણગાર્યો હતો. મોઢા ઉપર પાંદડાંઓની ગોઠવણી કરી **स्वागतं** એમ અક્ષરો લખ્યા હતા. શહેરના સંભાવિત ગૃહસ્થો અને સન્નારીઓ ભેગી થઇ હતી. વયોવૃદ્ધ મનહરલાલ અધ્યક્ષસ્થાને હતા.

પ્રથમ બાળાઓએ સંગીતમાં ગાયું.

જય જય કૃષ્ણ કમળ દલલોચન
કલીમલમોચન કંસ અરિ રે; જય જય કૃષ્ણ

જય જગવંદન દેવકીનંદન
દાનવનાશક સબળ હરિ રે. જય જય કૃષ્ણ

જય વરનાયક યદુકુળનાયક
પરમાનંદ મુકુંદ હરિ રે; જય જય કૃષ્ણ

જય કમળાવર જય મંગળવર
તવ ચરણે નમું પ્રેમ ધરી રે. જય જય કૃષ્ણ

પછી વૃંદાએ વીણા લઈ ગાયું:

પ્રભુજી મોહે આશરો તેરો કોઈ આશ કરે કાહુકી
તુજબિન ઔર ન મેરો. પ્રભુજી૦

ઠાકુર લાજ હાથ ચેરેકી તુમ ઠાકુર મેં ચેરો,
સુરદાસ પ્રભુભક્ત દયાનિધિ મેં ચેરો ઘર કેરો પ્રભુજી૦

પછી સવિતાદેવીએ સુરદાસનું પદ ઉપાડ્યું.

ચરણ કમળ વંદૌ હરિરાઇ. ચરણ૦

જાકી કૃપાસે પંગુ ગિરી બંધે,
અંધેકુ સબ કુચ્છ દિખલાઈ.

બ્હેરો સુને મૂક મુનિ બોલે,
રંક ચલત શિરછત્ર ચલાઈ.

સુરદાસ પ્રભુ દયામય,
વાર વાર વંદૌ તવ પાઈ.

એક બાળાએ ગાયું:

કૃષ્ણ કમળદલ નૈન, એરી માઇ,
મોહની મુરત પ્રભુ, સાંવરી સુરત તોરી;
યાદ આવત દિન રૈન, એરી માઈ.

ત્યારપછી વૃદ્ધ મૈયાએ આજનું પ્રવચન કર્યું:

'હું બાળવિધવા છું. હું નાનપણથી જ ગીતાને વરી છું. કોઈ પણ દિવસ છેલ્લા સાઠ વર્ષમાં ઊગ્યો નથી કે જ્યારે મેં ગીતાજીના ઉપદેશને કોઈ પણ રીતે હૃદયમાં ભર્યો ન હોય. મારી એક જ અભિલાષા હતી. ગીતાના બોધને જીવન આચારમાં ઉતારવો. એનો એકે એક શબ્દ જીવનમાં જીવી બતાવવો. હું ઘણાં વર્ષો

સુધી હિમાલય ઉપર રહી છું. ત્યાં અનેરું સૃષ્ટિસૌંદર્ય છે. જ્યારે ચાંદની ખૂબ ખીલી હોય, ચારે તરફ રૂપાનો રસ પથરાયો હોય, પર્વતોનાં ઊંચાં શૃંગો ઉપર પાથરેલા બરફમાં ચાંદની મળી સૌંદર્ય, રૂપ અને રંગો ઉત્પન્ન કરતી હોય, જ્યારે રાત્રે શાંતિમાં સંગીત વહેવરાવતાં ઝરાંઓ રૂપાના રસને ઠાલવતા હોય, જ્યારે ઊંચેથી પડતા ધોધમાંથી ચાંદીનો મોટો પ્રવાહ અવાજ સાથે ચાંદનીમાં વહેતો હોય, જ્યારે ચાંદનીમાં નાની તલાવડીની અંદર કમળો ચારે તરફ શ્વેતતા પ્રસારતા હોય, હંસ ચક્રવાક આનંદમાં વિલસતા હોય ત્યારે તળાવના કિનારે બેસી મેં ગીતાજીને ઠાંસી ઠાંસીને હૃદયમાં ભરી છે. મારી એક જ હોંશ હતી. મારે ગીતાજીવન જીવવું હતું. એ મારી સખીને મેં જરા પણ વીલી મુકી નથી.

ગીતાજીવન એટલે શું ? ગીતા પ્રબોધે છે કે શરીર નાશવંત છે. આત્મા અમર છે, આત્મા કદી નાશ પામતો નથી, આત્મા કદી મરતો નથી. ઇંદ્રિયોની લોલુપતા, કામનાઓ, રાગ-દ્વેષો અને સુખોની ઇચ્છાથી મનુષ્ય સંસારમાં લોલુપ બને છે. આ વાસનાઓ એને પુનર્જન્મ આપે છે. વાસનાઓનો નાશ એટલે ઇન્દ્રિયો એને શરણે આવશે. ઇન્દ્રિયો જીતી એટલે જગ જીત્યો. કામ, ક્રોધ, મદ, લોભ અને મોહની વાસનાઓ ત્યાગી, નિષ્કામ ભાવથી જે પોતાની ફરજો બજાવી, નિત્ય નૈમિત્તિક કર્મો કરે છે તેને ગીતાજી પરમ પદને પામેલો ગણે છે. ગીતામાં બે વસ્તુઓ મુખ્ય છે: નિષ્કામ કર્મ અને પ્રભુ ચરણે સર્વસ્વ અર્પીને કરેલી ભક્તિ.

ગીતા એ કર્મશાસ્ત્ર છે. એમાં કર્મ કરવાનો બોધ આપ્યો છે. ગીતા કહે છે કે તારા નિયત કરેલા કર્મો કર. કર્મ ન કરવાં કરતાં કર્મ કરવાં ઘણાં ઉત્તમ છે. કર્મ વગર તારા શરીરનું આરોગ્ય પણ રહેશે નહિ; માટે ફળની ઇચ્છા વગરના તારા

વર્ણાશ્રમનાં કર્મો સજ્જનતાપૂર્વક કર. શ્રીકૃષ્ણ ભગવાન ઉત્તમ, ઉચ્ચ ચારિત્રના પક્ષપાતી છે. ગીતાના બારમા અધ્યાયને અંતે ભક્તનાં જે લક્ષણો અપાયાં છે તે સર્વ ધર્મો માન્ય કરી શકે તેમ છે.

સર્વ પ્રાણીઓ પ્રત્યે દ્વેષરહિતપણું, મૈત્રી, દુઃખી પ્રત્યે કરુણા, સંસારની વસ્તુઓમાં નિર્મમત્વ, નિરાભિમાનપણું, સુખદુઃખમાં સમભાવ અને અપરાધોને માટે ક્ષમા એ ભક્તનાં લક્ષણો છે. સદાસંતોષી, જેણે ઇંદ્રિયોને વશ કરી છે, જે દઢ નિશ્ચયવાળો છે, મારામાં જેણે મન, બુદ્ધિ પરોવ્યાં છે તે જ મારો ભક્ત છે.

ટીલાંટપકાં, વ્રતો, જપ, તપ, યોગ અને ભગવા વસ્ત્રોથી ભક્તિ અને જ્ઞાન મળતાં નથી, પરંતુ હૃદય રંગવાથી મળે છે. ભગવાને તે માટે નિષ્કામ કર્મ એ સર્વથી શ્રેષ્ઠ ઉપાય બતાવ્યો છે. આપણે ભગવાનનો ઉપદેશ ભૂલ્યા છીએ. આપણે આપણી કર્તવ્યબુદ્ધિ ખોઇ છે. તેથીજ આપણે પરાધીનતા ભોગવીએ છીએ. ગીતા બળવાન અને સશક્ત થવાનું કહે છે. નિર્બળને માટે ગીતા નથી. માટે પોતાના કર્તવ્યપાલનમાં પ્રાણ આપવો એ પણ એક લહાવો છે. ફળની ઇચ્છારહિત, લોકોના કલ્યાણ માટે નિષ્કામ કર્મ કરવાનો આપણને અધિકાર છે. એ અધિકારનો આપણે ઉપયોગ કરવો જોઇએ.'

શ્રીકૃષ્ણ જન્માષ્ટમીનો મેળાવડો ભારે ઉત્સાહપૂર્વક પૂરો થયો.

સનાતનની તબિયત સુધરતી જતી હતી. એણે કૃષ્ણાને કૉલેજમાં ભણાવી હતી, પરંતુ તે સમયે આ મહાપ્રાણ યુવતીને એ સંપૂર્ણ સમજી શકયો નહોતો. પરંતુ આ બીમારીમાં એના અંતરાત્માનો પરિચય સનાતનને થયો. શુદ્ધ હૃદય શુદ્ધ હૃદયને ઓળખી શકયું. બંને યુવાન હતા. યુવાનીએ મજબૂત મનોને પણ કામદેવના માર્ગે મૂકી દીધા. બંને એક બીજાના ગુણોને પૂજતાં હતાં. એઓ

એક બીજાની ખૂબ સમીપ આવ્યાં હતાં. છતાં બહારનો બંનેનો સંયમ અજબ હતો. એક બીજાનો સ્પર્શ થતાં કામદેવ ઝણઝણાટી કરી ઊઠતો, પરંતુ સંયમની વાડ તોડી બંનેએ મોઢામાંથી પ્રેમનો એકેય શબ્દ કાઢયો નહિ. એક રાત્રે સનાતને પોતાની સ્વેચ્છાથી એકલી કૃષ્ણાને કહ્યું:

'કૃષ્ણા, આજે તો મને મારી કર્મકહાણી તને સંભળાવવાનો કોડ થયો છે.'

'રાખો, મારે સાંભળવી નથી. એમાં તે વળી શું સાંભળવાનું છે?'

'નહિ, તારે સાંભળવીજ પડશે, મારે સંભળાવવીજ છે. તું સાંભળ.'

'તમારી જીદથી તોબાહ! પોતાની વાતનું પૂંછડું ક્યારે પણ મૂકો નહિ.'

'તારે સાંભળવી તો જરૂર છે; પણ તું બહારથી ખોટો ડોળ કરે છે; પણ મારે તો કહેવી છે.'

'લ્યો જો સાંભળવાની મને ઈંતેજારી છે, એમ ધારતા હો તો હું આ ચાલી.' કૃષ્ણા ઉભી થઈ. સનાતને એનો છેડો પકડીને કહ્યું: 'બેસ, બેસ હવે, ઝાઝા ઢોંગ કરીશ નહિ.'

...અને એણે પોતાની વાત સંભળાવી:

"હું શુદ્ધ કાન્યકુબ્જ બ્રાહ્મણને ઘરે અવતર્યો હતો. બાપા તો નાનપણેજ સ્વર્ગે સીધાવી ગયા હતા. માતા પણ વહેલી ગઈ, એની અમીભરેલી આંખોની સહેજ સ્મૃતિ આવે છે. મારા કાકાએ પાળ્યો. એ ધર્મિષ્ઠ પુરુષ હતા, પરંતુ કાકી કઠિન હૃદયનાં

હતાં. એમણે મારી ઉપર જુલમ ગુજારવા માંડયો. મને મારપીટ કરે, પોતાના છોકરાંઓને ખાવાનું આપે, મને ભૂખ્યો મારે, પોતાના છોકરાંઓને સારા કપડાં પહેરાવે. મને એમનાં ફાટેલાં કપડાંઓ ઉપરજ સંતોષ માનવો પડે...એમ કરતાં હું દશ વરસનો થયો. મારી સ્થિતિ દયાદ્ર હતી. કાકા બધું સમજતા હતા; પરંતુ એમનું કાકી પાસે જરાપણ ચલણ નહોતું. હું પણ અનાડી, અભણ અને સમજણ વગરનો હતો. લાગ આવ્યે કાકાના છોકરાંઓને મારી પણ લેતો હતો. એમની પાસેથી એકલાં ખાતાં હોય તો ખાવાનું ઝૂંટવી લેતો, ઘરમાંથી વસ્તુઓ ચોરીને બજારમાં વેચી, ખાવાનું લેતો હતો. મને ઘરમાં પૂરું ખાવાનું મળતું નહિ. કાકાને દયા આવતી, પણ કાકીથી ઉપરવટ થવાની એમનામાં સત્તા નહોતી. હું એકેય અક્ષર શીખ્યો નહોતો. શેરીના કૂતરાઓની સાથેજ મારો ઘણો સમય પસાર થતો હતો.

અમારા શહેરમાં એક કૉલેજ હતી. તેમાં કેટલાક બહારના પ્રોફેસરો ભણાવતા હતા. એક સિંધી પ્રોફેસર એક દિવસ મને પોતાની સાથે એને ત્યાં તેડી ગયો. તેણે મારી સાથે બહુજ પ્રેમથી વર્તવાનું શરૂ કર્યું. મને સારું ખાવાનું તે આપતો હતો. મને આમ શા માટે અજ્ઞાનના ખાડામાંથી કાઢવામાં આવ્યો હતો, તેનું કારણ પછવાડેથી મને માલુમ પડયું. એક મિત્ર સાથે પ્રોફેસરને વિવાદ થયો હતો. પ્રોફેસરનું કહેવું હતું કે ગમે તેવા અજ્ઞાન, અબોધ, મૂર્ખ અને જંગલી બાળકને પણ મોટો વિદ્વાન બનાવી શકાય છે. જયારે એના મિત્રનું કથન હતું કે ઢોરમાંથી માણસ કયારે પણ બને નહિ. બંને ગરમાગરમ ચર્ચા કરીને એકબીજાની સાથે ખૂબ ચર્ચામાં ઊતરી પડ્યા. પરિણામે બંને વચ્ચે હોડ થઈ. બંનેએ મને આ હોડના પરિણામ રૂપ અધિકારી તરીકે શેરીમાંથી ઉપાડયો. આ પ્રોફેસર દેવજીઆણી

વિધુર હતા. સંતતિ કાંઈ નહોતી. મારા ઉપર અખતરાના સાધન તરીકે એમની કૃપા ઊતરી. એમણે મને પુત્રવત પાળ્યો. કાકાની છૂપી સંમતિથી હું પ્રોફેસરને ત્યાં રહેવા ગયો.

મારું ભાગ્ય ખૂલી ગયું. પ્રોફેસરના પ્રેમનો બદલો મેં પણ ખૂબ ચીવટથી વાળ્યો. હું લાગણીપ્રધાન છું. મેં જેટલા પ્રેમથી કૂતરાંઓની સાથે હળવા અને રમત રમવામાં સમય ગાળ્યો હતો તેટલા જ પ્રેમથી હું હવે ભણવામાં ચિત્ત રાખી પ્રોફેસરને પ્રસન્ન કરી શક્યો, મને ભણવાની લગની લાગી. હું દર વરસે બબ્બે ચોપડીઓ ભણવા મંડ્યો. પ્રોફેસર અને મારા બંનેના ઉત્સાહથી ગંગા જમનાનો સંગમ થયો. પંદર વરસની ઉંમરે મેં મેટ્રિક પસાર કરી. પ્રોફેસર બહુ ભલા હતા. એકાકી અને અટૂલા પ્રોફેસરે બધો પ્રેમ મારા ઉપર ઠાલવ્યો. અમારા વચ્ચે પિતા–પુત્રનો બહારનો સંબંધ હતો, પરંતુ અંતરનો સંબંધ તો મિત્રોનો હતો. પ્રોફેસર દેવજીઆણી મને પાસે બેસાડી અનેક પુસ્તકો વાંચતા હતા. અમે એક જ ટેબલ ઉપર ખાતા હતા, એક જ ઓરડામાં સૂતા હતા, સાથે જ ફરવા જતા અને ચર્ચા પણ સાથે જ કરતા હતા. અમારાં હૃદય એક થઈ ગયાં. વૃદ્ધ પ્રોફેસરનો હું વારસ હતો.

પ્રોફેસરે મારા માટે હૃદયના જ્ઞાનઝરણાંને છૂટો મૂક્યો. એમનામાં જ્ઞાનનો ભંડાર હતો. એમણે મને એનો પીનાર બનાવ્યો. મેં પણ ધરીધરીને એ પીવા માંડ્યો. પ્રોફેસર જાતે મને સાહિત્ય અને જ્ઞાનનું રસપાન કરાવતા હતા. હું ઓગણીસમે વરસે બી. એ. માં પાસ થયો, વીસમે વરસે એમ. એ. ની પરીક્ષા પસાર કરી. પ્રોફેસર દેવજીઆણી હોડ જીત્યા. એમને પુત્ર મળ્યો. મને પિતા મળ્યા. એક વરસ પછી પ્રોફેસર સ્વર્ગવાસી થયા. એમની એકાદ લાખ રૂપિયાની મિલકત મને વારસામાં મળી. મેં માત્ર એમની પ્રિય લાયબ્રેરી રાખી. પાછળથી તે પણ જાહેર સંસ્થા તરીકે મ્યુનિસિપાલિટિના ખર્ચે

વહીવટ માટે સોંપી દીધી. એમની મિલકતનું મેં ગરીબ છોકરાઓના નિવાસસ્થાન તરીકે ત્યાંની કૉલેજને છાત્રગૃહ બાંધી આપ્યું. હું એક કૉલેજમાં માસિક રૂપિયા બસોથી નોકરીએ રહી ગયો.

મેં મારા કાકાકાકીની ખબર આટલા વરસોથી લીધી નહોતી. બાર વરસે હું કાકાકાકીને મળવા ગયો. કાકા ઘરમાં બીમાર પડ્યા હતા. કાકી પોતાની કઠણાઇને શ્રાપ આપતાં હતાં. દળણાં દળીને જિંદગી જેમ તેમ પૂરી કરતાં હતાં. એમના ચાર છોકરાઓમાં મોટા નાટકમાં જોડાયો હતો. ત્યાં એને પચાસ–સાઠ રૂપિયા પગાર મળતો હતો, પણ દારૂને દૈત્ય બધું ચાવી જતો. બીજો પરદેશમાં ભટકી રસોઈ કરી માંડ પેટપૂરતું પેદા કરતો હતો. બીજા બે પણ અભણ હોવાથી એમની જીવનયાત્રા કોઈ પણ રીતે નભાવતા પરદેશ વસતા હતા. કાકાકાકીની કોઇ ચાકરી કરે તેમ નહોતું. મને ઓળખ્યો નહિ. મેં ઓળખાણ આપી એમની ચરણરજ માથે ચડાવી. દર મહિને હું પચીસ રૂપિયા ખર્ચના મોકલતો હતો. કાકા ગયે વરસે દેવ થયા છે. કાકીને ૨૫ રૂપિયા નિયમિત પહોંચે છે. હું તો ફકીર જન્મ્યો હતો, ફકીર રહીશ, પણ ફકીરની ફકીરી સંભાળવાનું કામ એક વ્યક્તિના હાથમાં છે. અનાડી ફકીરને સંભાળી નિભાવવાનું કામ એ વ્યક્તિ ઉપાડે એવી નમ્ર પ્રાર્થના છે. ગાંડો, ઘેલો, મૂર્ખ, રખડેલ પણ તારો છે. તું 'તારે તો તરવા સમર્થ છે. ડુબાડે તો ડુબાડવા સમર્થ છે. જૈસો હિ તૈસો મેં તિહારો કિંકર, ઉર શિરપે ધરો ચરણ છાંય."

કૃષ્ણાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. એણે પ્રોફેસરના પગની ધૂળ મસ્તક ઉપર લગાડી. એમને ચરણે પડી.

છ માસ પછી સ્વદેશી કોલેજના પ્રોફેસર સનાતને કૃષ્ણાદેવીને લગ્ન તાંતણે બાંધીને પોતાની ફકીરીને સંસારમાં દીપાવી.



# પ્રકરણ વીસમું

## પ્રોફેસર રામપાંડે

અલ્હાબાદના ઝાંસીના એક નાના દુકાનદારને ત્યાં રામપાંડેનો જન્મ થયો હતો. એ નાનપણમાં ખૂબ તોફાની હતો. એના તોફાનથી આડોશીપાડોશી અને માતાપિતા કાયર થઈ જતા હતા. પિતાનો ખૂબ માર પણ રામપાંડેને કાયર બનાવી શકતો નહિ. ઊંચા વૃક્ષો ઉપરથી યમુનાજીમાં ઠેકડા મારવા, ખરાબ છોકરાઓની ટોળી બનાવીને નારાયણ ત્રિવાડીના જામફળોની ચોરી કરવી, રામનારાયણના બગીચાનાં મીઠાં બોરોથી ભરેલી ઓરડી ઝાટકી આવવી, ગામનાં કૂતરાંઓને ભેગાં કરી લડાવવાં, પાડોશીઓની કોઈ વસ્તુ રેઢી પડી હોય તો તેનું ધણી થવું, હોળીના દિવસે પાડોશીઓનાં રેઢાં પડેલા ખાટલાઓ, લાકડાની વસ્તુઓ ઉપાડીને એને

બાળી નાંખવી, સામી પાર્ટીમાં ભળનારા છોકરાઓ સાથે મારામારી કરી માર ખાવો અને માર મારવો, ઘરમાંથી કોઈ દિવસ માતા છૂટા પૈસા મૂકે તે ઉપાડીને વેચી, ખાવાની ચીજો લેવી, અથવા કોડીઓનો જુગાર રમવો એવા કામમાં રામપાંડેએ સૌથી મોટું નામ કાઢ્યું હતું. એના પરાક્રમોથી એ નામચીન બન્યો. રામ ડાંડ હતો, બેપીકરો હતો. બેદરકાર અને કોઈની પરવા વગરનો હતો. કોઈને ગાંઠતો નહિ એટલે નિશાળે જવાનું નામ જ શેનું હોય ?

રામ કદે ટૂંકો પણ વિશાળ છાતી અને કાંધ ધરાવતો હતો. તેનું માથું મોટું, આંખો સ્વચ્છ અને તેજસ્વી, નાક તીણું અને મોટું અને પહોળું ઊંચું કપાળ હતું. તેના શરીરમાં ખૂબ બળ હતું. ટૂંકો અને મજબૂત બાંધીદડીનો હોવાથી એમનો વૃદ્ધ પાડોશી ગંગાધર એને ‘ દંડૂકો ’ કહીને બોલાવતા હતા. સૌ લોકો એને ‘ રામદંડૂકો ’ કહીને જ હાંક મારતા હતા. રામને બારાખડી શીખતાં છ માસ લાગ્યા હતા. ત્રણ વરસમાં આંકની પાટી પૂરી કરી નહોતી. રામ સરસ યાદદાસ્ત ધરાવતો હતો. પરંતુ નિશાળમાં બેસે તો ભણેને ? નિશાળના મહેતાજી ગંગારામ બે છોકરાઓ સાથે લઈ જઈ એને નદી કિનારે કે આંબલીના ઝાડો વચ્ચેથી પકડી પાડતા હતા. ગામડાની નિશાળોમાં સખ્ત સજા થાય છે. મહેતાજી પ્રથમ રામને લાકડાની પાટીથી ઠોકતા. લાકડાની પાટી ભાંગી જતાં નુકસાન થવા માંડ્યું. એટલે રામને પગ બાંધીને ઊંધો લટકાવતા હતા; પરંતુ ઊંધો લટકતો રામ કદી રોતો નહોતો. મહેતાજીની નજર ન હોય તો બીજા છોકરાઓની સામે લટકતો રામ ચાળા પાડતો હતો. મહેતાજી છોડીને બેસાડે પરંતુ બપોરના મહેતાજીને જરા ઝોકું આવે એટલે રામ પોબારા ગણી જતો હતો.

રામ તેર વરસનો થયો. પહેલા પુસ્તકમાંથી બીજા પુસ્તકમાં એણે પ્રવેશ કર્યો નહિ. ઝાંસી ગામમાં ઘણાં સાધુઓનાં મઠો છે.

યમુનાને તીરે ઘણાં સંન્યાસીઓ વસતા હતા. ઘણાં વરસે માધવાનંદજી ઝાંસીમાં આવ્યા. તેઓ એક દિવસે યમુના કિનારે બેસીને ધ્યાન ધરતા હતા. ધ્યાન ધરીને તેઓ હાથ પગ ધોવાને બેઠા, કમંડલ પાસે મૂક્યું, પરંતુ નદીના એક પ્રવાહમાં એ તણાઇને આગળ કૂચ કરવા મંડયું. સ્વામીજીને તરતા આવડતું નહોતું. વિમાસણમાં ઊભા રહ્યા. રામ રખડતો રખડતો ત્યાં આવ્યો. એણે પહેરણ એક તરફ ફેંકીને નદીમાં કૂદકો માર્યો. તણાતાં કમંડલને લાવીને સ્વામીજી પાસે મૂક્યું.

'તેરા નામ ક્યા હૈ બેટા ? કૌન જાતકા હૈ ?'

'મેરા નામ રામ હય, મૈં બ્રાહ્મણ હું.'

'કુચ્છ પઢા હય ?'

'નહિ મહારાજ ! કુચ્છ પઢા નહિ.'

'અચ્છા કલસે વેણીમાધવ કે મઠમેં મેરે પાસ આના.'

બીજે દિવસે રામ સ્વામીજી પાસે ગયો, સ્વામીજી માધુર્ય અને શાંતિના મૂર્ત સ્વરૂપ હતા. એમણે રામને એક ભક્તને કહી કેટલાંક ફળો અપાવ્યા. પોતાના શિષ્ય ગોવિંદ સ્વામીને કહી રામને શીખવવાની પ્રેરણા આપી.

આ છોકરા ઉપર સ્વામીજીનો ભારે પ્રભાવ પડયો. એના તોફાન, મસ્તી, રંજાડ સૌ નાસી ગયાં. સ્વામીજીના હૃદયની ઉન્નત આધ્યાત્મિકતાની છાપ રામ ઉપર પડી. રામ હવે ઘણો વખત મઠમાં સ્વામીજીની સેવામાં ગાળવા લાગ્યો, એ ત્યાં શીખતો પણ હતો. સ્વામીજીએ પ્રેમ, યુક્તિ અને ધીમી સમજાવટથી એને સુધાર્યો, સ્વામીજી એને કદી સીધી મનાઇ કરતા નહોતા, અને

યુક્તિથી સમજી જાય એવી વલણુ રાખતા હતા. રામ કોઈ દિવસે કાંઈ જૂની ટેવને લીધે તોફાન કરે તો પણુ સ્વામીજી ઠપકો આપતા નહોતા, પરંતુ રામને પોતાને મનમાં આ મેં ઠીક કર્યું નથી એમ લાગતું હતું. ભૂલ કરે છતાં પણુ અપમાન નહિ, મીઠાશથી કામમાં ક્યાં ભૂલ થઈ છે તે જાતે કહી બતાવે. સ્વામીજીના પ્રેમના તરંગમાં રામ નાહ્યો. એણે પોતાનું હૃદય સ્વામીજીને અર્પી દીધું. રામના માતાપિતા ખુશી થયા, છોકરો નિયમિત નિશાળે જતો. બાકીનો સમય સ્વામીજીની સેવામાં ગાળતો હતો. સ્વામીજીએ રામના પિતા હરિપાંડેને બોલાવીને કહ્યું:

'મારો ચાતુર્માસ પૂરો થયો, હું હવે તીર્થયાત્રાએ જઈશ. રામને તમે આગળ ભણાવજો.'

'વારુ સ્વામીજી હું ભણાવીશ.'

'આ ઝાંસીની નિશાળ સારી નથી. સામે પાર અલ્હાબાદની નિશાળમાં રામને મોકલો. ખૂબ બુદ્ધિમાન છોકરો છે. જલદી ભણે તેવાં લક્ષણો છે.'

'પરંતુ પ્રયાગમાં ક્યાં મૂકું ? હું કોઇને જાણતો નથી.'

'સામે પાર દરરોજ હોડી સવાર સાંજ આવે જાય છે. એને પ્રયાગ મોકલજો. ત્યાં મારો સ્નેહી મંગળ પાંડે રહે છે. એને મેં ભલામણુ કરી છે. રામના વિદ્યાભ્યાસનો એ બંદોબસ્ત કરશે. તમારી હાલત સાધારણુ છે. એટલે ફી વગેરેનો બંદોબસ્ત પણુ એ જ કરશે.'

રામ પ્રયાગની સ્કૂલમાં જવા લાગ્યો. હવે એને ભણવાની લગની લાગી હતી. એની યાદદાસ્ત બહુ જ સરસ હતી.

એની પ્રગતિ જેટલી ધીમી હતી તેટલી જ વેગવાન બની. એણે ૧૮ વરસની ઉંમરે મેટ્રિક પસાર કરી, સ્વામીજી બે ત્રણ વખત આવી ગયા હતા. એ સ્વામીજીનો કૃપાપાત્ર હતો. પિતા અને માતાએ એનું સગપણ લલિતા સાથે કરી નાંખ્યું. લલિતા ૧૧ વરસની થઈ. એક દિવસ પિતા અને માતાએ લલિતા સાથે વિધિ પ્રમાણે એનો વિવાહ સંબંધ બાંધ્યો. લલિતા નાની હોવાથી સાસરે આવતી જતી નહોતી.

સ્વામીજીનો આશ્રમ ઋષિકેષમાં હતો. આ વરસે સ્વામીજી રામને પોતાની સાથે આશ્રમમાં તેડી ગયા. થોડા દિવસો માટે કલકત્તા ખાતે સ્વામીજીએ નિવાસ કર્યો. સ્વામીજીનો એક ભક્ત મોહનલાલ લોહિયા વેપાર માટે વિલાયત જવાનો વિચાર કરતા હતા. એમને વિલાયત માટે એક રસોઈયો જોઇતો હતો. એની નજર રામ ઉપર ઠરી. રામને પણ વિલાયત જવાની ઉત્કંઠા હતી. એણે સ્વામીજીની પાસે નમ્રતાથી વિનંતી કરી. સ્વામીજીએ માતા પિતાની સંમતિની આવશ્યકતા બતાવી. રામે ઝાંસી બહુ સમજાવીને લખ્યું. પોતાનો ઉદ્ધાર થશે, મોટા પગારની નોકરી મળશે, અને પોતે મોટો માણસ થશે, એ પ્રમાણે લખીને પરવાનગી મંગાવી. બાપાએ વિલાયતનું નામ સાંભળ્યું હતું. એમણે આનાકાની લખી પોતે પરદેશગમનથી વિરુદ્ધ હોવાનું જણાવ્યું; પરંતુ રામે એનો મનગમતો અર્થ કરીને મોહનલાલ લોહિયા સાથે વિલાયત જવાનું નક્કી કર્યું. થોડાં જ દિવસોમાં મુંબઈ આવી પી. એન્ડ ઓ. કંપનીની સ્ટીમર કેલેડોનીઆમાં બેસીને રામ વિલાયત ગયો, કલકત્તાના એક બેરીસ્ટર સાથે એને ઓળખાણ થઈ. વિલાયત સંબંધી એને ઘણું જાણવાનું મળ્યું.

મોહનલાલ સાથે એ ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની, ઈટાલી ફરી આવ્યો. યુરોપની સંસ્કૃતિની એના હૃદય ઉપર મોટી અસર થઈ.

એ યુરોપનાં જ્ઞાનનો પિપાસુ થયો. મોહનલાલ શેઠની એના ઉપર પ્રીતિ હતી. રામે સ્વામીજીને પત્ર લખી પોતાની શિક્ષણ માટેની ઇચ્છા વ્યક્ત કરી, સ્વામીજીએ મોહનલાલ ઉપર ભલામણપત્ર મૂકયો અને પોતાના બે ધનવાન મિત્રોને ભલામણ કરી માસિક રૂા. ૨૫૦)ની સ્કૉલરશિપ બાંધી આપી. મોહનલાલે પણ માસિક ત્રીસ રૂપિયા આપવા સ્વીકાર્યું. રામ ઓક્ષફર્ડની એક કૉલેજમાં દાખલ થયો. તે બહુ જ કરકસરથી રહેતો હતો. એને પાછળથી એક ટયુશન પણ મળી ગયું હતું. રામ ગ્રેજ્યુએટ થયો. એને યુરોપ ગમી ગયું. એનું ચિત્ત યુરોપમાં ચોંટી ગયું.

સમાજવાદી મી. બ્રેડી પ્રતિભાશાળી પુરુષ હતો. એ પાર્લામેન્ટનો સભ્ય હતો. આમની સભાની મજૂર પાર્ટીનો એ સેક્રેટરી હતો. એ ભારે ઉદ્યોગી, ખંતીલો અને ચૂસ્ત સમાજવાદી હતો. મજૂર પાર્ટીમાં મોટી લાગવગ ધરાવતો હતો. રામ ગ્રેજ્યુએટ થયા પહેલાં વાંચનનો ખૂબ શોખ ધરાવતો હતો. એણે સમાજવાદના અનેક પુસ્તકો વાંચ્યા, અને સમાજવાદની તરફ ઢળવા લાગ્યો. ઓક્ષફર્ડના સમાજમંડળનો એ સભ્ય બન્યો. એનો આગ્રહ, ઉત્સાહ અને ધગશ આગળ પડતા હતા. એ ધીમે ધીમે આગળ આવવા માંડ્યો. ઓક્ષફર્ડ સમાજવાદના મુખ્ય માણસોમાં તેની ગણત્રી થઈ. રામ ગ્રેજ્યુએટ થયો, પરંતુ એને વિલાયત મૂકવાનો વિચાર નહોતો. એને સમાજવાદ સાથે પોતાનું નસીબ જોડવું હતું.

ઓક્ષફર્ડના સમાજવાદી પ્રમુખની ભલામણ લઇને એ લંડન મી. બ્રેડીને મળ્યો. પોતાનો ઇરાદો એણે સ્પષ્ટ કર્યો. મી. બ્રેડીએ એને સમાજવાદની ઑફીસમાં થોડા દિવસો સુધી રાખ્યો. એને આ યુવક ગમ્યો. એને ૭ માસ સુધી ઑફીસની તાલીમ અપાવી. ગુજરાન પૂરતો પગાર એને મળતો હતો. ત્યાંથી રામની બદલી સમાજવાદની કૉલેજના મદદનીસ પ્રોફેસર તરીકે થઈ. વેકેશનમાં

બ્રિટનના મજૂર મંડળો પાસે એને ભાષણો કરવા પડતા હતા, તે માટે આખું બ્રિટન એ ઘૂમી વળ્યો. સેંકડો મધ્યસ્થ સ્થળોએ રામે સમાજવાદના ભાષણો આપ્યા. વિલાયતના શ્રમજીવીઓમાં રામે સમાજવાદના સિદ્ધાન્તોને ફેલાવવા માંડયા. મી. બ્રેડીએ એને પોતાનો મદદનીશ સેક્રેટરી બનાવ્યો. આખા સમાજવાદની આંતર અને બાહ્યરચનાથી તે જાણીતો થયો.

રામને વાંચનનો ખૂબ શોખ હતો. પોતાનું કામ અને વાંચન સિવાય એને ત્રીજો શોખ નહોતો. સમાજવાદ ઉપર એ મરી ફીટતો હતો. સમાજવાદ આખા યુરોપમાં પ્રસરેલો હતો. દરેક દેશમાં સમાજવાદના અસંખ્ય અનુયાયીઓ હતા. એ સર્વે એક-બીજાથી સ્વતંત્ર હતા, પરંતુ સમાજવાદના બંધુત્વના નિયમ મુજબ સિદ્ધાન્ત અને વિચારોથી એકબીજાની સાથે ચર્ચા તથા પત્રવ્યવહારો કરતા હતા. દર વરસે આ સમાજવાદીઓના પ્રતિનિધિઓની મહાપરિષદ યુરોપમાં એક ઠેકાણે મળતી હતી. રામને પણ આ પરિષદનું પ્રતિનિધિત્વ મળ્યું. તે હવે પરિષદના કામમાં ઊલટથી ભાગ લેવા મંડ્યો.

મી. બ્રેડીની સિફારસ અને લાગવગથી રામને આંતરરાષ્ટ્રિય સમાજ મહાપરિષદમાં સેક્રેટરીના ત્રીજા મદદનીસ તરીકે પગારદાર સ્થાન મળ્યું. એણે આ કામ બહુ જ ખંતથી કર્યું. રામને બીજા મદદનીશની જગ્યા બાર માસમાં મળી. હવે એને સેક્રેટરી સાથે આખા યુરોપમાં ફરીને સમાજવાદની પરિષદનું કાર્ય કરવાનું હતું. પાછળથી એને સમાજવાદના પ્રચારક તરીકે મૂકવામાં આવ્યો. સમાજવાદ ઉપર રામનો આત્મા ખૂબ પ્રફુલ્લ બન્યો. એણે આ ભાષણોની હારમાળા માટે યોગ્યતા પણ મેળવી હતી. રામે ભાષાશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. એણે યુરોપની અનેક ભાષાઓ શીખી લીધી હતી. ફ્રેન્ચ, જર્મન, ઈટાલિયન અને અંગ્રેજી ભાષાઓ રામ બરાબર

બોલી શકતો હતો. રશિયન ભાષા પણ એ પાછળથી શીખ્યો હતો. ભાષાઓ શીખવાનું એને બહુ ગમતું હતું. એને વારંવાર બર્લીન, વિએના, માડ્રિડ અને પેરીસમાં સમાજવાદના કામ માટે જવું પડતું હતું. છેવટે ત્રીજી આંતરાષ્ટ્રિય પરિષદમાં એણે ભાગ લીધો. રશિયા જઇને એણે સામ્યવાદનો અભ્યાસ કર્યો. રામ તત્ત્વજ્ઞાનનો પણ ઊંડો અભ્યાસી હતો. આડમ–સ્મિથ, ડારવિન સ્પેન્સર, મિલ વગેરેનાં પુસ્તકો એણે વાંચ્યા હતા, પરંતુ સમાજવાદનું 'બાઇબલ', કાર્લમાર્કસનું 'કેપીટલ' એના હૃદયમાં સોંસરું ઊતરી ગયું હતું. રામ સમાજવાદી નેતા બન્યો હતો.

રામે તેર વરસ પછી હિંદમાં પગ મૂકવાની ઇચ્છા કરી. સમાજવાદના ગુણદોષો એણે બહુ બારીકાઇથી જોયા હતા. સમાજવાદ જગત માટે ભાતૃભાવ શીખવતો હતો, પરંતુ સમાજવાદી દેશોના જુદા જુદા નેતાઓ નીચેથી ચામડી ઉખેડી જોતાં સાંકડો સ્વદેશાભિમાન તરી આવતો હતો. હું અંગ્રેજ છું, હું જર્મન છું, હું સ્પેનિસ છું એમ સમાજવાદનાં ઝીણા મુલાયમ પડ નીચે સ્વદેશની અસ્મિતાનો જાડો થર હતો, મૂડીવાદી અને સામ્યવાદીના આગળ પડતા મોવડીઓને સત્તા, ધન અને વૈભવની લાંચો આપી ખરીદી શકાતા હતા. એવા ઘણાં દૃષ્ટાંતો રામે જોયા. એનું મન સમાજવાદથી સામ્યવાદ ઉપર સરી પડયું. એણે રશિયાના સામ્યવાદનો ઊંડો અભ્યાસ કર્યો હતો. એને સામ્યવાદ ગમ્યો હતો. એણે સમાજવાદની સંસ્થામાંથી રાજીનામું આપ્યું. એ તેર વરસે હિંદમાં આવ્યો.

રામ અનેક પુસ્તકોનો લેખક અને વિદ્વાન પુરુષ હતો. યુરોપમાં સારા લેખક અને પ્રથમ દરજ્જાના સમાજવાદી તરીકે એણે કીર્તિ મેળવી હતી. હિંદમાં સમાજવાદ હજુ બાલ્યાવસ્થામાં હતો. સમાજવાદને હું હિંદમાં બરાબર રીતે સ્થાપિત કરીશ, ધીમે ધીમે એ સામ્યવાદમાં પલટાશે એવા સંકલ્પો એને થતા હતા.

હિંદમાં સમાજવાદના બીજો વાવવા જેવું પુષ્કળ ક્ષેત્ર છે, પરંતુ હિંદની બ્રિટિશ સરકારની પોલીસ સમાજવાદ ઉપર રાતી આંખ રાખે છે, સામ્યવાદને તે ગુન્હો ગણે છે, તે એ જાણતો હતો. છતાં વિલાયતમાં સમાજવાદી મજૂર મંડળોના મોવડીઓ બહુ લાગવગવાળા છે, આથી સમાજવાદી તરફ હિંદમાં પણ પોલીસ ખુલ્લો દ્વેષ દેખાડી શકતી નથી. મજૂર પક્ષના પાર્લામેન્ટના સભ્યોના ભલામણપત્રોથી એને અલ્હાબાદની એક કૉલેજમાં અંગ્રેજીનું પ્રોફેસરપદ મળ્યું. વિદ્યાર્થીઓના વાતાવરણમાં પ્રચાર માટેના સારા ક્ષેત્રો હોવાનું અનુભવે એને શીખવ્યું હતું. એણે પોતાનું કામ પોતાના વિદ્યાર્થીઓમાં આરંભ્યું. એની રગેરગમાં સમાજવાદ વણાયેલો હતો.

એના બા બાપા તો કર્તાને ત્યાં કામ પડવાથી તે લોકમાં ચાલ્યા ગયા હતા. પાછળ એક લલિતા રહી હતી. રામે તેની બીજી સંભાળ લીધી નહોતી. એની ઉંમર પચીસ વરસની થઈ હતી. રામ વિલાયતથી કદી પણ કાગળ લખતો નહિ, પરંતુ દર માસે દસ રૂપિયાનો મનીઑર્ડર નિયમિત મોકલતો હતો. હિંદમાં આવી એણે વગર આનાકાનીએ લલિતાને અલ્હાબાદ તેડાવી લીધી. લલિતા રામને રસોઈ કરી આપતી હતી. કાંઈ ભણી નહોતી. હિંદી બારાખડી પણ તેને આવડતી નહોતી. તે અભણ, અજ્ઞાન, વ્હેમી અને ગામડાનાં વાતાવરણમાં ઉછરેલી બાળા હતી, પણ એનામાં અનેક ગુણો પ્રોફેસર રામે જોયા. લલિતાની સહનશક્તિ અગાધ હતી. તે કદી ચૂંકારો કરતી નહિ. ઘરકામ પણ આખો દિવસ ઢસડી શકતી હતી. એના નાના માથામાં સરસ સમજણશક્તિ હતી. ગામડિયણ છતાં સુઘડ હતી. શ્યામ વર્ણની છતાં આંખો મોહક હતી. મોઢું ગોળ અને આકર્ષક હતું. જીભમાં નૈસર્ગિક મીઠાશ હતી. એનું હૃદય બાળક જેવું નિર્દોષ હતું; સાથે બાળક જેવી કાંઈક જીદી પણ હતી.

પ્રોફેસરે લલિતાને સંસ્કાર આપવા વાંચ્છ્યું. એમણે પોતે જ શીખવવાની શરૂઆત કરી. પરંતુ પ્રોફેસરનું પોતાનું હિંદી પણ

ઘસાઈ ગયું હતું. પ્રોફેસરના તેર વરસોના યુરોપના લાંબા વસવાટે એમને હિંદી ભાષા ભુલાવી તો નહોતી દીધી; પરંતુ હિંદી બોલતાં એમને ખૂબ વ્યાકરણ દોષો થતા હતા. ઘણા શબ્દો વચ્ચે અંગ્રેજી આવતા હતા. શબ્દપ્રયોગ દોષિત થતા. આથી લલિતાને સાદી વાત સમજાવતાં પણ પ્રોફેસરને વિચાર કરવો પડતો હતો. ગામઠી હિંદી તો પ્રોફેસર લગભગ તદ્દન ભૂલી ગયા હતા. એઓને લાગ્યું કે લલિતાને પોતે શીખવી શકવાની સ્થિતિમાં નથી. એમણે એ કામ મૂકી દીધું. પૂ. ગાંધીજીના આશ્રમમાં લલિતાને મૂકવા વિચાર કર્યો, પરંતુ લલિતાએ ત્યાં જવાની ના પાડી દીધી.

તેઓ કોઈ શિક્ષણ સંસ્થાની શોધમાં પડ્યા. એમને શ્રી કન્યા મહાવિદ્યાલય વિષે સાંભળવામાં આવ્યું. એમણે આજુબાજુ તપાસ કરી. મૈયાના પ્રભાવ અને સ્ત્રીઓના કલ્યાણની ધગશ સંબંધી એમણે સાંભળ્યું. એક દિવસે રજા લઈને જાતે કન્યા મહાવિદ્યાલયનું નિરીક્ષણ કરવા ગયા એમને સર્વે વસ્તુઓ બતાવવામાં આવી. એમણે જોયું કે આમાં આર્ય સંસ્કૃતિના ઘેરા રંગોવાળું શિક્ષણ હતું. પાશ્ચિમાત્ય સંસ્કૃતિના ઉપયુક્ત અંગો પણ લેવામાં સંકોચ કરવામાં આવ્યો નહોતો. કન્યાઓના વિકાસ માટે આપણા હિંદુ સંસારને ઉપયુક્ત સાધનો અને શિક્ષણ વસાવવામાં આવ્યા હતા યુરોપની સમૃદ્ધ શાળાઓ પાસે દેખાવ, મકાન, સાધનો અને ટાપટીપમાં આ શાળા નાના બચ્ચા જેવી હતી; પરંતુ શિક્ષણનો કાર્યક્રમ, શીખવનારાઓની ધગશ, શુદ્ધ પવિત્ર આર્ય વાતાવરણ અને સક્રિય દેખરેખ એમને આ શાળામાં પણ દેખાયાં. એમણે લલિતાને આ શાળામાં દાખલ કરવાની ગાંઠ વાળી.

રાત્રે જમ્યા પછી પતિપત્ની બેઠા હતા. પ્રોફેસરે લલિતાને કહ્યું: 'જો લલિતા મારે તને ભણાવવી છે. હું પોતે એ કામ કરી

શકું તેમ નથી. હું તને કન્યા મહાવિદ્યાલયમાં મૂકવાનો બંદોબસ્ત કરી આવ્યો છું, તારે આવતી કાલે ત્યાં જવાનું છે.'

'નારે ભાઈસાબ, આ કામ આપણાથી ન બને.'

'શા માટે નહિ? શું વાંધો છે?'

'ત્યાં નાની નાની ઢીંગલીઓ વચ્ચે હું ઊંટડા જેવી બહુ શોભું ખરી ને?'

પ્રોફેસર હસી પડયાઃ 'ઓહો તું તો બહુ મોટી થઈ ગઈ હો ! પચીસ વરસ તે કાંઇ મોટી ઉંમર કહેવાય?'

'ના ભાઈ ના, સો વાતે એક વાતની પણ ના, મારે ભણવું જ નથી. આ ભણવાની ઉંમર છે?'

'તું શા માટે ગભરાય છે. બધી બાળકીઓ સાથે તારે કાંઈ થોડું જ ભણવાનું છે? તું તો બાર વાગે જમીને ત્યાં ચાલી જજે, સાંજે ૭ વાગે પાછી આવી જજે. તને કેટલીક આધેડ બાઇઓ સાથે જુદી ભણવા બેસાડશે, કપડાં વેતરતાં, સંચે ચડાવતાં, ઇશ્વરની સ્તુતિ સંગીત સાથે શીખવતા અને ભરતા લખતા પણ શીખવશે. મેં આગળથી વિચારીને તારા માટે બધી સગવડભરેલી ગોઠવણ કરી છે. પ્રોફેસરની સ્ત્રી અભણ એતો કજોડું કહેવાય સાંભળ એક જૂની કવિતા છે.

"ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં ઘૂમે છે.
બાઈનું તો ચિત્ત ચૂલામાંહ્ય?
દેશી કહોની તમે, કેવું કજોડું કહેવાય ?"

લલિતાને પ્રોફેસરે ખૂબ સમજાવી. બે ત્રણ દિવસ તો એણે આનાકાની કરી, પરંતુ સમજાવટ, દબાણ, મીઠાશ અને કાંઈક

ભણવાની જાગૃત થયેલી જીજ્ઞાસાએ લલિતાને સાધ્વીમૈયાને આશ્રયે મોકલી. પ્રોફેસરે પણ સમય પ્રમાણે ત્યાં આવી નિરીક્ષણ કરવાનું શરૂ કર્યું. મૈયા સાથે એમનો સ્નેહસંબંધ વધ્યો. સાથે મનહરલાલના કુટુંબની સાથે પણ ઓળખાણ થયું. મયાએ લલિતાને અક્ષરજ્ઞાન સાથે સંસ્કૃતિનું શિક્ષણ દેવાની પણ સગવડ કરી આપી. એકાદ માસ તો લલિતાને નવલું લાગ્યું. પરંતુ ધીમે ધીમે એને ત્યાંના વાતાવરણમાં અનુકૂળ આવવા માંડયું. પાંચ છ કલાક ત્યાં ગાળવા માંડ્યા. એ વરસમાં એ વાંચતા લખતાં શીખી ગઈ, સંગીતમાં ઇશ્વરસ્તુતિ ગાવા લાગી. એને વસ્ત્રો વેતરતાં શીવતાં આવડ્યા. પ્રોફેસર સમાજવાદી હોવાથી નિરીશ્વરવાદી હતા. પરંતુ સંસ્કૃતિ સુધારવામાં ઇશ્વર વચ્ચે આવતો હોય તો એમને વાંધો નહોતો.







# પ્રકરણ એકવીસમું

## આનંદી

રાયકુટુંબના નવલરાય બી. એ. એલ. એલ. બી. હતા. તેમણે કુટુંબની લાગવગથી સરકારી નોકરી મેળવી હતી. તેઓ પ્રાંતિક નોકરીમાં દાખલ થયા હતા. અલ્હાબાદ જીલ્લામાં તેઓ મુનસફ હતા. નોકરીને લીધે એમને અલ્હાબાદમાં રહેવું પડતું હતું. એકાદ બે વરસે સંયુક્ત પ્રાંતના બીજા જીલ્લામાં એમની બદલી થતી હતી. પરંતુ સુમિત્ર અલ્હાબાદમાં ભણતો હતો. અલ્હાબાદમાં એ હોસ્ટેલમાં રહેતો હતો. ત્યાંની હાઈસ્કૂલમાં એણે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી હતી. સુમિત્ર કસરતી યુવાન હતો. એ ભારે ઉમંગી અને વિદ્યા ઉપર પ્રીતિ રાખતો હતો. એની આસપાસના

વિદ્યાર્થીઓને બીડી, ચહા, અને ફેશનોનું વ્યસન હતું. ઘણાખરા યુવાનોની ઓરડીઓમાં નાટકની અને સિનેમાની નટીઓનાં ફોટોગ્રાફો હતા. ઘણાખરા યુવકો એ નટીઓ સાથે પ્રેમમાં પડી શેખચલ્લીઓની પેઠે પ્રેમનાં સ્વપ્નાં સેવી તરંગોમાં ડોલતા હતા, પણ રાયકુટુંબના નબીરાઓની નાડોમાં શુદ્ધ લોહી હતું. એઓ સ્વચ્છ વાતાવરણમાં ઉછરેલા યુવકો હતા. સુમિત્રના મનોરાજ્યના તરંગો બીજી દિશાઓમાં વહેતા હતા.

સુમિત્ર સ્વપ્નઘેલો હતો. એ આદર્શવાદી હતો. આદર્શને માટે આત્મભોગ આપવાના એને સ્વપ્નાં આવતાં હતાં. તે સ્હેજ ઊંચો, પાતળો અને મજબૂત છાતીનો હતો. દોડવામાં તો આખી હોસ્ટેલના છોકરાઓમાંથી સૌને હંફાવે તેવો હતો. તે શુદ્ધ હિંદી બોલી જાણતો હતો. ગુજરાતી બોલતાં હિંદી વ્યાકરણ અને શબ્દો આવી જતા હતા. અંગ્રેજીમાં એના ઉચ્ચાર સારા હતા. ઘણાં વિદ્યાર્થીઓનું અંગ્રેજી કાચું હતું, ત્યારે સુમિત્ર સ્પષ્ટ અને જુસ્સાથી અંગ્રેજી બોલી શકતો હતો. અંગ્રેજી સાહિત્ય એણે ઠીક ઠીક વાંચ્યું હતું, છતાં એનું હૃદય સ્વદેશી હતું. તે ઓછાબોલો હતો, પરંતુ સમય આવે એનો વાણીપ્રવાહ સાધારણ રીતે ઠીક છૂટતો હતો. એ પોતાને પરિપક્વ વિચારો ધરાવનાર તરીકે પિછાનતો પરંતુ એના વિચારો હજી ડોળાતા હતા, છતાં હૉસ્ટેલના છોકરાઓ અજાણ્યે એને નાયકપદ અર્પતા હતા. સુમિત્ર પ્રગટરીતે એ નાયકપદ સ્વીકારતો નહિ, છતાં ચર્ચાને અંતે એના વિચારોને ઘણું વજન મળતું હતું.

સુમિત્ર કટર પ્રજાસત્તાવાદી હતો. પ્રજાતંત્રમાં એને વિશ્વાસ હતો. અંગ્રેજો સાથે તો હિંદનો સંબંધ દૈવી છે એમ એના પિતા માનતા હતા, પણ સુમિત્રના વિચારો ઉગ્ર હતા. પિતાને જરા ગંધ આવી. એણે પુત્રને ધમકાવી કાઢ્યો. પુત્રે કાંઈ જવાબ

આપ્યો નહિ, પરંતુ પોતાના વિચારોમાં એ વધારે મક્કમ હતો. એના મિત્રમંડળમાં આ ચર્ચાઓ હંમેશાં થતી. ઘણાખરા દેશભક્તો હતા, પણ સ્વરાજ્ય શું તેનું કોઇને ભાન નહોતું. દેશને મુક્તિ મળવી જોઇએ એમ બધા ઇચ્છતા હતા, પરંતુ કોઈ પણ માર્ગ જાણતા નહોતા, છતાં એમની તરંગમાળાઓ પોતાની મનોદશાને યોગ્ય પણ જરા પણ સમજણ વગરના અનેક લાકડેમાંકડા ચડાવી દેતી હતી. થોડું વાંચ્યું, થોડું સાંભળ્યું, થોડી ચર્ચા કરી અને થોડાં અધૂરાં અનુમાનો બાંધ્યા એટલે કાર્યકારણોની પરંપરા મેળવ્યા સિવાયના મનોરાજ્યોમાં દેશની સ્વતંત્રતા એમને દરરોજ મળી જતી. સુમિત્રના વિચારો આવા અંધાઓમાં કાણો રાજીઓ જેવા જ અર્ધદગ્ધ હતા, સૂકામાં એરંડાની પૂજા થતી હતી.

મિત્રોમાં પણ પરસ્પર અનેક વખતે મતભેદો થતા હતા. ઘણી વખતે આ મતભેદો ગરમાગરમ ચાહના ઘૂંટડાઓ સાથે ઉગ્ર થતા; પરંતુ એમને 'ઓટ' આવતા પણ વાર લાગતી નહિ સુમિત્ર આ ગરમાગરમ ચર્ચારૂપી ભજિયાઓ ઉપર હાથ મારવામાં કદી સામેલ થતો નહિ, તે મૌન ધારણ કરતો. ચર્ચાને અંતે જો સર્વે એનો મત પૂછતાં તો તે શાંત નિર્ણયાત્મક રીતે પોતાનો મત પ્રતિપાદન કરતો હતો, રાજદ્વારી વિષયો સિવાય સામાજિક વિષયો માટે એનું મન અને વિચારો ઉદાસીન હતા.

સુમિત્ર કોલેજમાં આવ્યો. કોલેજમાં એના મગજના વિચારો એણે તરત પ્રગટ કર્યા નહિ. એણે એના સહાધ્યાયીઓને માપવા માંડયા. એ સૌના વિચારો સાંભળતો પણ પોતે મૂંગો રહેતો, એ સૌની સાથે હળી ગયો, પરંતુ એણે કાન ખુલ્લાં રાખી મોઢું શીવી લીધું. પ્રોફેસરો સાથે પણ એ ભળ્યો. એણે એમના રાજદ્વારી અને સામાજિક વિચારો સાંભળ્યા. ઘણાખરા પ્રોફેસરો એકમતીના

પડદા નીચે મતભેદો ધરાવતા હતા. કોઈ કઈ રીતે તો બીજો બીજી રીતે પોતાના વિચારોને મંતવ્યો તરીકે ઠોકી બેસાડતા હતા. પ્રોફેસરોને પોતાને પણ પોતાનું વહાણ કઈ દિશામાં પ્રવાસ કરી રહ્યું છે તેનો ખ્યાલ નહોતો, છતાં સર્વેનો દાવો સર્વજ્ઞનો હતો. તેમ બીજા પ્રોફેસરોને અલ્પજ્ઞ તરીકે માપવાને પણ એમની બુદ્ધિ તૈયાર હતી. રાજદ્વારી વિચારોમાં પણ "કૂતરૂં ગામ તરફ અને શિયાળનું જંગલ તરફ ખેંચે" તેવી વલણ સુમિત્રે દીઠી.

સુમિત્ર ઇન્ટર આર્ટસથીજ પ્રોફેસર રામપાડેના હાથમાં ઘઉંનો લોટ થઇ પડયો. પ્રોફેસરે ખૂબ વાંચ્યું હતું. ખૂબ અવલોકન કર્યું હતું, તેથી પણ વધારે તેઓ મોટા વિચારકોના સંબંધમાં આવ્યા હતા. એમણે સુમિત્રનું ઘડતર હાથમાં લીધું, એમણે સુમિત્રના વિચારો જાણી લીધા. યોગ્ય સ્થળ જાણીને સુમિત્રે હૃદય રેડયું, એ હૃદયના આવેગને પ્રોફેસર રામે પોતાનામાં સમાવી દીધો. એમણે સુમિત્રની એક પણ શંકાનું સમાધાન કર્યું નહિ. એ વિવાદ કે ચર્ચામાં ઉતર્યોજ નહિ.

'સુમિત્ર, તમે જોનસ્ટુઅર્ટ મીલની "લીબર્ટી" વાંચી આવો. એ પુસ્તક હું તમને વાંચવા આપું છું. છ માસની મુદતમાં તમારે કોઇ પણ જાતની ચર્ચા મારી સાથે કરવાની નથી, છ માસ પછી ચર્ચા છૂટથી કરીશું. તે સમય દરમ્યાન હું જે પુસ્તકો આપું તે વાંચી લ્યો, એટલે ચર્ચાઓ કરવાની યોગ્યતા તમારામાં આવશે. ઘણી શંકાઓનો આપોઆપ નિર્ણય થઈ જશે, ઘણી શંકાઓ કેમ અને કઈ દષ્ટિબિંદુથી રજૂ કરવી તે માર્ગસ્તંભો તમને સૂઝશે. પુસ્તકોમાં ન સમજાય તે પૂછવા તમને સ્વતંત્રતા છે.'

સુમિત્ર પ્રોફેસર રામની સીધી દેખરેખ નીચે વાંચવા મંડયો. બકલ કૃત અંગ્રેજી સંસ્કૃતિનો ઇતિહાસ એણે વાંચ્યો. એ ગંભીર વાંચનનો શોખીન હતો. એણે અંગ્રેજી રાજ્ય બંધારણનો ઇતિહાસ

પણ વાંચ્યો. જોન મોરલીનું "કૉમ્પ્રોમાઈસ" પણ વાંચ્યું. હર્બર્ટ સ્પેન્સરના રાજ્ય બંધારણના લેખો વાંચ્યા. કૌટિલ્યનું અર્થશાસ્ત્ર વાંચ્યું. ફ્રેન્ચ લેખક વોલ્ટેર અને બીજા લેખકોના પુસ્તકોના અંગ્રેજી અનુવાદો પણ એણે વાંચ્યા, બર્કનો ફ્રેન્ચ રીવોલ્યુશન વાંચ્યો, જર્મન રાજનૈતિક વિચારક "નિત્ઝ" નુંપણ પુસ્તક એણે વાંચ્યું. પ્રોફેસર રામ એને દરરોજ પોતાની સાથે ફરવા તેડી જતા, વાંચનમાં જ્યાં જ્યાં ગાંઠો આવતી ત્યાં ત્યાં પ્રોફેસર પોતાની બુદ્ધિથી એ ગાંઠોને છોલી નાંખતા હતા. સુમિત્ર આ વિષયોનો રસીલો હતો. એને હવે ચર્ચાની ભૂમિકાઓ હાથ લાગી ગઈ હતી. પ્રોફેસર રામને હજી કચાસ માલૂમ પડી. એણે વાંચવાની મુદત બીજાં ૭ માસ વધારી દીધી.

પ્રોફેસર રામે હવે સુમિત્રને જુદા જુદા ગ્રંથકારોની વચ્ચે રહેલા મતભેદોના મુદ્દાઓ પોતાના મગજમાં સ્પષ્ટ કરવાની ચાવી શીખવી. અનેક લેખકોના વિચારોની સમતુલના કરવાની પાશ્ચિમાત્ય પદ્ધતિ પણ બતાવી દીધી, સુમિત્ર વાંચવામાં એટલો મગ્ન રહેતો કે પરીક્ષા માંડ પસાર થાય એટલાજ માર્કો મેળવતો હતો. બાકી એનું ધ્યાન ગંભીર વાંચનમાં નિમગ્ન હતું. પરંતુ પ્રોફેસર રામ જાગૃત હતા. એઓ એને બળાત્કારથી રમતોમાં ભાગ લેવા મોકલતા. સાંજે ફરવા પણ આગ્રહ સાથે તેડી જતા. હવે એમણે સુમિત્રને કાર્લમાર્કનું 'કેપીટલ' વાંચવા આપ્યું. એ કઠિન પુસ્તકમાં એમણે એને સહેજ ભાવે સરલ રસ્તો ગૂંચો ઉકેલી કરી આપ્યો, એનું ઘડતર સમાજવાદમાં કરવાની તદબીરો રચી. બધી નદીઓ સમુદ્ર તરફ વહે છે, તેમ આ બધા વાંચનનો પ્રવાહ સમાજવાદ તરફ વળ્યો. અનુભવી અને ખૂબ વિચારકની આગળ સુમિત્ર ઘઉંનો લોટ થઈ પડ્યો. એ છેવટે સામ્યવાદ તરફ ઢળ્યો. પ્રોફેસર રામે સંતોષના ઉદ્ગારો કાઢ્યા.

× × × ×

આનંદી કન્યા મહાવિદ્યાલયમાં શીખતી હતી. મનહરલાલના દરેક કુટુંબી પેઠે એ પણ સરળ સ્વભાવની પણ તીવ્ર બુદ્ધિની હતી. એની માતા સખ્ત શિસ્તપાલક હતી. નવ દશ વરસની ઉંમર સુધી આનંદી એનાથી દબાતી. પરંતુ પાછળથી એ માતા પાસે જરા જરા છૂટી થવા માંડી. દાદાજી, કાકાજી, બાપાજી એ સૌની એ લાડકી હતી. માતા ધમકાવતી તો ઉપલા સ્થળોએ એને પૂરતું આશ્વાસન મળતું. દાદાજી તો છોકરાઓ ઉપર ગાંડા ઘેલા હતા. માલતીદેવીને પણ હસતા હસતા બે અક્ષર કહી દેતા હતા. દાદાજીની મોટી ઢાલ નીચે આનંદી માતાથી રિસાવા શીખી. એમાંથી ક્યારેક હિંમત ભેગી કરીને આજ્ઞાભંગનો પ્રસંગ પણ આવવા લાગ્યો. છેવટે માતાની પૂંઠ પાછળ મોઢામાંથી જીભ કાઢી તે ચાળા કરતી. માતાનો ધાક ઊતરી ગયો. માત્ર મૈયા પાસે એ તદ્દન આજ્ઞાધારક બની જતી હતી.

વૃંદાને નોવેલોનો શોખ હતો. વૃંદા રસિક હતી. કૃષ્ણપ્રેમનું સંગીત એને ઘણું ગમતું. સુરદાસ, મીરાંબાઈ, ભાગવતકારના રસિક ભજનો અને શ્લોકો વૃંદાને ઘણાં ગમતાં હતાં. ભાગવતનું દશમસ્કંધ એનું પ્રિય પુસ્તક હતું. જયદેવ એનો પ્રિય કવિ હતો. આનંદી અને વૃંદાની વચ્ચે ઉંમરમાં માત્ર ૭ વરસનો જ ફરક હતો. બંને સખીઓ હતી. કાકીભત્રીજીના સંબંધ કરતાં મનના ઐક્યનો સંબંધ ગાઢ હતો. કાકીની ભક્તિની રસિકતા ભત્રીજીમાં પણ ઊતરી. કાકી સંસારની અનુભવી હોવાથી એ રસિકતા ભક્તિ પ્રેમથી આગળ વધી નહિ. પણ ભત્રીજી હજુ પંદર વર્ષની હતી. એણે તો

મીરાં મનમોહન શું માન્યું, વરીઆં વરીઆં શ્રી ગિરીવરધરલાલ.
જાણે જગ સાચું નથી.

એ હૃદયમાં ઉતાર્યું. એ પોતાને વ્રજની ગોપી માનવા લાગી. કન્યા મહાવિદ્યાલયમાં એ નૃત્ય શીખતી હતી. વૃંદા પણ

એને નૃત્ય શીખવતી હતી. એ એકાંત અગાસીમાં જઈ નાચતી હતી. સામે શ્રીકૃષ્ણની છબી રાખી કોડભરી નાચતી હતી.

બહુત નાચી ગોપાળ, મેં તો બહુત નાચી ગોપાળ,
કૃષ્ણ મંદિરમેં આનંદી નાચે, શિરપેં બજાવે તાલ;
નાચ નાચ કર પ્રભુકું રીઝાવું, ગાઉંગી ગુણ રસાલ,
બાઈ આનંદી કહે પ્રભુ ગિરિધરનાગર, ચરણ કમલ પ્રતિપાલ.
બહુત નાચી ગોપાલ,

એ નૃત્ય કરતી કરતી આનંદમાં આવી જતી. એ ગોપીકા-ગીત ( ભાગવત દશમ સ્કંધ અધ્યાય ૩૧ મો ) ગાતી હતી.

**जयति तेऽधिकं जन्मना व्रजः श्रयत इंदिरा शश्वदत्र हि दयित दृश्यतां दिक्षुतावका स्त्वयि धृतासवस्त्वां विचिन्वते.**

હે પ્રિય કૃષ્ણ ! તમારા જન્મથી વ્રજનો વધારે વિજય થયો છે. તેને લીધે લક્ષ્મીજી અહીં નિત્ય વાસ કરે છે. અને વ્રજને શોભા આપે છે, આથી વ્રજમાં નિત્ય આનંદ ઉલ્લાસ રહે છે. જેઓએ તમારા માટે પ્રાણ ધારણ કરેલા છે એવી તમારી ગોપીઓ તમને દિશાઓમાં શોધતી ફરે છે, માટે હે પ્રિય ! તમે એમને દર્શન આપો.

વળી—

**यत्ते सुजात चरणांबुरुहं स्तनेषु ।
भीता शनैः प्रिय दधे मयि कर्कशेषु ॥
तेनाटवी मटसि तद्व्यथितं नकिं स्वित् ।
कूर्पादिभिर्भ्रमति धीर्भव दायुषांनः' ॥**

હે પ્રિય, અમે તમારા ચરણકમલોને અમારી કઠણ છાતી ઉપર બીતાં બીતાં ધારણ કરીએ છીએ. તે કોમળ ચરણો વડે તમે

વનમાં ફરો છો ત્યારે એ ચરણો ઝીણી ઝીણી કાંકરીઓથી શું પીડા પામતા નહિ હોય ? એવા વિચારો પ્રિય જીવન, અમને મૂંઝાવે છે.

**इति गोप्य प्रगायत्यः प्रलपंत्यश्च चित्रधाः**
**रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः**

શ્રીકૃષ્ણની દર્શન લાલસાથી ગાતી અને વિલાપ કરતી ગોપીઓ ઊંચેથી રડવા લાગી.

આનંદીની આંખમાંથી અશ્રુઓ ટપકતાં હતાં. તે નાચતાં નાચતાં થાકીને ભોંય ઉપર ઢગલો થઈ જતી.

વળી ક્યારેક આનંદી જયદેવના ગીત ગોવિંદના વસંતરાગને છેડી નાચતી નાચતી ગાતી હતી કે—

**विहरति हरिरिह सरस वसंते,**
**नृत्यति युवती जनेन समं सखी विरहि जनस्य दुरंते**
**विहरति हरिरिह०**
**ललित लवंग लता परिशीलन कोमल मलय समीरे,**
**मधुकर निकर करम्बित कोकिल कूजित कुंजकुटीरे. वि० १**
**उन्मद मदन मनोरथ पथिक वधू जनजनित विलापे.**
**अलि कुल संकुल कुसुम समूह निराकुल बकुल कलापे. वि. २**
**मृगमद सौरभ रभस वशंवद नवदल ताल तमाले,**
**युवजन हृदय विदारण मनसिज नख रुचि किंशुक जाले. वि० ३**
**मदन महीपति कनक दण्ड रुचि केशर कुसुम विकासे,**
**मिलित शिलीमुख पाटलि पटलकृत स्मर तूण विलासे. वि० ४**
**विगलित लज्जित जगदवलोकन तरुण करुण कृत हासे,**
**विरहि निकृन्तत कुन्त मुखाकृति केतकि दन्तु रिताशे. वि० ५**
**माधविका परिमल ललिते नव मालति जाति सुगन्धौ,**
**मुनि मनसामपि परिमल ललिते**
**नवमालति जाति सुगन्धौ. वि. ६**

મૈં તો હરિગુન ગાવત નાચૂંગી,
અપને મહેલમેં બૈઠ બૈઠ કર, ગીતા ભાગવત બાંચુંગી.
જ્ઞાન ધ્યાનકી ગઠરી બાંધકર, અપને હૃદય રાખુંગી
આનંદી કહત પ્રભુ ગિરિધર નાગર, સદા પ્રેમ રસ ચાખુંગી
(મીરાં)

એ કૃષ્ણ પાછળ ઘેલી થઈ, એને મીરાં બનવું હતું, પરંતુ કુટુંબીઓ એના ગાંડપણને આગળ વધવા દે તેમ નહોતું, એમણે એને કન્યા મહાવિદ્યાલયમાંથી કૉલેજમાં હાંકી મૂકી. એ કૉલેજમાં ગઈ.

આનંદી દેખાવડી હતી, મધ્યમ ઊંચી સાધારણ, ભરાવદાર શરીરની, ખૂબ ગોરા વર્ણની, મોટી આંખો, ગોળ મોઢું, શ્વેત દંતકળીઓ, ગુલાબી ગાલો, સત્તર વર્ષની કૌમાર્યની નિર્દોષતા અને તીવ્ર નાસિકા એને ભ્રમરોની આંખોની મીટનો વિષય બનાવતા હતા; પરંતુ આનંદી નિર્ભય હતી. એની આંખો સૂચક પણ બુદ્ધિવાળી હતી. નાના કપોલમાં બુદ્ધિ ચમકારા મારતી હતી. અનેક યુવક ભ્રમરો એની મૈત્રી માટે તલપાપડ થતા હતા, પણ આનંદી આ ક્ષુદ્રો પ્રત્યે દૃષ્ટિ નાંખવા પણ તૈયાર નહોતી. એનો પ્રિય તો વ્રજાંગનાનંદ વર્ધકનંદનંદન હતો. આ વેંતિયાઓ એને મન તૃણોથી વિશેષ નહોતા. એ એકદમ બેપરવા હતી. આ સુરેખ દેહવાળી નારી સાગરકન્યા જેવી દીપતી હતી, એની બેપરવાઈમાં પણ સૌંદર્ય હતું. એને જોઈ ભોગી ભ્રમરાઓ નિશ્વાસ મૂકતા હતા. સંસ્કારી કુટુંબની આ લડાવેલી અને મગજના તોરમાં તરંગોમાં તરતી કન્યાની સાથે કોઇ છૂટ લઈ શકતું નહિ, સામાને ઊલટું દાબી દેતા એની સ્વાભાવિકતા વિકાસ પામતી હતી. એ કૃષ્ણની રાધા હતી. રાધાની વિરહવ્યથા એના એકાંતમાં પ્રકટ થતી. રાધાની પેઠેજ એ સારા વસ્ત્રાલંકારોથી દેહલતાને શણગારતા જાણતી હતી. એનો અંતરાત્મા કૃષ્ણને શોધતો હતો પણ કૃષ્ણ ક્યાં રેઢા પડયાં છે!

સુમિત્રની આંખોએ એને જોઈ. રાધાની કલિયુગની પ્રતિકૃતિએ આ તુચ્છ પ્રાણીને જોયો. એણે નાકનું ટીચકું ચડાવ્યું. એની આંખમાં ગુસ્સાની અગ્નિનો જરા ઉજાશ થયો. તે મોઢું ફેરવી બીજી તરફ ચાલી ગઇ. સુમિત્રના વેષભૂષા બેદરકાર હતા. છૂટું પાટલી વગરનું અને રસ્તાની ધૂળ સાફ કરતું ધોતીઉ, અને એક બટન ખુલ્લું મૂકેલ ખમીસ એને આકર્ષી શકયા નહિ. બંનેના માર્ગો જુદાં જુદાં ફાટયા.

આનંદીને સાથે વાંચવાના, સાથે ચાહઘરમાં હળવો નાસ્તો લેવાના આમંત્રણો છૂટયા. એણે વિવેક સહિત સૌ આમંત્રણોને વિદાય આપી, બાળાઓની સાથે પણ એ બહુ ભમતી નહિ, પ્રોફેસરો સાથે પણ ખપપૂરતી વાત કરતી હતી.

સુમિત્રને દૂર રખડવાની ટેવ હતી. એકાન્તમાં માઇલોના માઈલો એ કાપી નાંખતો, પ્રોફેસર રામે આપેલા પુસ્તકોના વાંચનના વિચારો સમાધાન માંગતા એનું બારણું ઠોકતા હતા. એ આવી રખડપટ્ટીમાં એ વિષયોને આવકારતો હતો. એક દિવસ અંધારું થયું અને એ ફરતો ફરતો એકાંત રસ્તે આવી ચડયો. રસ્તો તદ્દન નિર્જન હતો. છતાં ઝાંખા અજવાળામાં એકાંત રસ્તા ઉપર એણે બે આકૃતિઓને દૂરથી જોઈ. પરસ્પર મારામારી કરતી જોઇ, સુમિત્રે પગનો વેગ વધાર્યો. એક આકૃતિએ એની આંખમાં નારી રૂપ લીધું. બીજી આકૃતિ પુરુષ રૂપે આંખની કીકીઓમાં પ્રગટી. સુમિત્રે હવે દોટ મૂકી. એ નજદીક આવ્યો. એની આંખ સ્પષ્ટ બની, નારીમૂર્તિ નરમૂર્તિ સાથે લડતી હતી. નારીમૂર્તિ હારી ગઈ હતી. એણે નરમૂર્તિને સજા પણ કરી હોવાનો ભાસ થયો. છતાં નરમૂર્તિ ધીરજથી એને થકવવાના પ્રયત્નો કરતી હતી. નારીમૂર્તિ બૂમો પાડતી નહોતી. એ નરમૂર્તિને સજા કરવા પ્રયત્નો કરતી હતી.

સુમિત્ર નજદીક દોડતો આવ્યો. નારીમૂર્તિનું મોઢું લાલ થયું હતું. એનો શ્વાસોશ્વાસ જોરથી ચાલતો હતો. એની શારીરિક શક્તિ મોળી પડતી હતી. થાકના ચિહ્ન લાગતા હતા. પુરુષ એની વાટ જોતો તક શોધતો હતો. એ નારીમૂર્તિના દાવો સુકાવવાના કૌશલ્યમાં હતો. સુમિત્રે પોતાના ચંપલો રસ્તામાં પડતા મૂકયા અને તે ઊઘાડે પગે દોડયો. જમીન પોચી હોઈને એના પગનો અવાજ થયો નહિ. એણે નરમૂર્તિની પૂંઠે જઈ એની પૂંઠે જોરથી મુક્કી મારી, નરમૂર્તિ નીચે પડી ગઇ, સુમિત્રે એકદમ એના શરીર ઉપર પાટુ લગાવી. યુવતીએ પણ પાટુનો વરસાદ વરસાવ્યો. એ ઊભો થઈ શકયો નહતો.

'એને બાંધો' આનંદીએ કહ્યું. 'આ બાંધવાનું લ્યો' એમ કહીને પોતાના ઝાયલનો અર્ધો ભાગ ફાડી આપ્યો. બાકીનો અર્ધો ભાગ એણે કાછોટાની પેઠે પોતાના અંગ ઉપર વીંટી લીધો.

સુમિત્ર અને આનંદીએ સાથે મળીને ગુંડાને બાંધ્યો, એને ઊભો કર્યો અને ગુંડાને ચલાવીને પોલીસને સ્વાધીન કર્યો. કેસ ચાલ્યો, આનંદીએ નીડરભાવે સાક્ષી આપી. ગુંડો શહેરનો જાણીતો ભ્રમર હતો, તે એક વર્ષની યાત્રાએ ગયો. રસ્તામાં જ્યારે ગુંડાને લઈ બંને પોલીસ તરફ જતા હતા ત્યારે આનંદીએ જરા પણ મૂંઝાયા કે અચકાયા વગર સુમિત્રને કહ્યું:

'તમે માણસ છો કે જાનવર છો? મારા શિકારની વચ્ચે પડવાની તમને કોણે પરવાનગી આપી હતી? હું એને પહોંચી વળું તેમ હતી.'

'મેં જાણ્યું તમે થાકી ગયા હતા, એટલેજ મારે વચ્ચે પડવું પડયું.'

'હંઅ, તમારા ચશ્મા હવે બદલાવવાની જરૂર છે, કાંતો આંખ માટે દવા લ્યો.' સુમિત્રે મૌન રાખ્યું. પણ તે મનમાં હસ્યો.

બીજા દિવસથીજ આનંદીની બેદરકારી ઓછી થઇ. સુમિત્રને એણે માથું નમાવી નમન કર્યું. સુમિત્રે તે ઝીલી લીધું. આનંદી એ યુવકને સૂક્ષ્મતાથી માપી લેવાનો પ્રયત્ન કરતી હતી.

એક પુસ્તકમાંથી કોઈ ન સમજાતો ભાગ સમજવા પૂછવા માટે આ અભિમાની છોકરી મૂંઝાતી હતી, સુમિત્રે એ સમજાવ્યો, બંને વચ્ચેનો બરફ ઓગળવા માંડ્યો. બંને હવે વાતોના વ્યવહારે પહોંચ્યા હતા. એક વખત પડદો તૂટયો કે હૃદયના સજ્જન ભાવો એક બીજાનું સખ્ય શોધવા લાગ્યા. સહવાંચન પણ શરૂ થયું. આંતરના પ્રેમતારોમાં મધુરા સંગીતના તારો ઝણઝણવા માંડયા, સુમિત્રના મોઢાની કળ ખુલી ગઈ. એણે સ્વદેશભક્તિના પાઠ રાધાની પ્રતિકૃતિને ભણાવવા માંડયાં, સુમિત્ર પ્રોફેસર રામની અસર તળે આવ્યો. રાધાની પ્રતિકૃતિ સુમિત્રની અસર નીચે આવી. ગૌલોકથી ભ્રષ્ટ થયેલી રાધા વ્રજભૂમિમાં આવી. વ્રજભૂમિથી પતન થઇ પ્રયાગમાં ઊતરેલી રાધા આખરે સામ્યવાદીમાં પરિણમી પ્રો. રામ પોતે પોતાથી શ્રેષ્ઠ પ્રતિકૃતિઓ બતાવી તે માટે નાચી ઊઠયા.

મનહરલાલે કૂચ કરી હતી. નીલાદેવી (મહાવિદ્યાલયમાં આવ્યા એ પહેલાના પ્રભાદેવી) સ્વર્ગમાં સિધાવ્યા હતા. મૈયાએ માલતીદેવીને ગૃહના નાવનું સુકાન વૃદ્ધાના હાથમાં આપવાની આજ્ઞા કરી કન્યા મહાવિદ્યાલયનું નાવ માલતીદેવીના સબળ હાથોમાં મૂક્યું હતું. રામલાલ પેન્શન ઉપર ઊતરી કૃષ્ણલાલના બાળકોને રમાડતા હતા, મૈયા નેવું વર્ષ લગભગ પહોંચ્યા હતા, હવે ખૂબ વૃદ્ધ થયા હતા.

એક દિવસે કન્યા મહાવિદ્યાલયમાં મૈયા પાસે માલતીદેવી બેઠા હતા. સુમિત્ર અને આનંદી આવ્યા. આનંદીએ સુમિત્ર સાથે પોતે વિવાહ કર્યાના સમાચાર આપ્યા. માલતીદેવી ઠરી ગયાં. મૈયાએ બધી હકીકત પૂછી લીધી. મૈયાએ બધાં કુટુંબીજનોને બોલાવી

લીધાં, પરંતુ એક પણ ઠપકાનો શબ્દ બોલ્યા નહિ. માલતીને પણ બોલવા દીધી નહિ, સાધારણ ભાવે કંઈક અનૌચિત્ય ન બન્યું હોય એમ વ્યવહાર ચાલુ રાખ્યો. માલતીદેવીને પણ એમણે શાંત કર્યાં.

અઠવાડિઆ પછી આ સામ્યવાદી યુગલ રાયસદન તરફ રવાના થયું.



સ્ત્રીઓને માર્ગદર્શક થઈ પડે એવા અને સ્ત્રીજીવનને સ્પર્શતા વિવિધ પ્રકારના વિષયો આ પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યા છે. 'ઘરની રાણી' એ એક એવું પ્રકાશન છે કે, જે મધ્યમ અને સંસ્કારી વર્ગની બહેનો માટે તથા ગ્રામ્યબહેનોથી માંડીને તે શહેરની સુધરેલી બહેનોને સ્પર્શે, તેમને એમાંથી શીખવાનું મળે એવી રીતે તેની રચના કરવામાં આવી છે.

**સ્ત્રીને ઘરની રાણી** કહેવામાં આવી છે. સ્ત્રીથી જ ઘરની શોભા છે. આ રાણીપદ તેને ક્યારે મળે છે, કેવી રીતે તે પ્રાપ્ત કરી તેને શોભાવી શકે અને એ પદ પ્રાપ્ત કર્યા બાદ તેણે એને કેવી રીતે યોગ્ય બનવું તેની માર્ગદર્શક માહિતી એમાં દાખલા-દલીલ અને દ્રષ્ટાંતો સાથે આપવામાં આવી છે. સ્ત્રીએ ઘરની રાણી બની ઘરનો વહીવટ કેવી રીતે ચલાવવો, ઘરમાં રહેતાં અનેક પ્રકારનાં સંબંધવાળાં માનવીઓની સાથે કેવી રીતે વર્તવું તે આ પુસ્તકમાં સરસ રીતે વર્ણવી બતાવવામાં આવ્યું છે.

**'ઘરની રાણી'** પુસ્તકને પાંચ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે.

**પહેલો વિભાગ**–સ્ત્રીની સુન્દરતાને સ્પર્શતો છે. એમાં સ્ત્રીએ સુન્દર શા માટે બનવું? કેવી રીતે સાચ્ચી સુંદરતા મેળવવી, ચહેરાની સુંદરતા કેવી રીતે વધારવી, કેશ–ગૂંથનના વિવિધ પ્રકાર, વેણીની રચના અને તેનું સૌંદર્ય, સોળ શણગારની

કળા, સ્નાનનું મહત્વ, સ્નાન કેવી રીતે કરવું; સૌંદર્ય પ્રયોગો, વાળ અને તેનું રક્ષણ, વેણી-ગૂંથનના પ્રાચીન તથા અર્વાચીન પ્રકારો, સૌભાગ્ય-ચાંલ્લો, ચાંલ્લાની વિવિધ ફેશનો તથા પ્રચલિત પ્રકારો, શંગારની વિવિધ સજાવટો, વસ્ત્રોનું સૌન્દર્ય, વસ્ત્રો પહેરવાની કળા તથા તેની ફેશન, અલંકારો અને આભૂષણો, કાન, ગળાના અલંકારોના અર્વાચીન ઢબના નમૂનાઓ તથા ફેશનો, તરેહતરેહની બંગડીઓ, કંગન, સુવર્ણ-કંગનો, શરીરનું આરોગ્ય, વ્યાયામની જરૂર, અપવાસ આદિ વિષયો એમાં પુષ્કળ ચિત્રો સાથે દ્વિરંગી શાહીમાં સુંદર રીતે આપવામાં આવ્યા છે.



બીજા વિભાગમાં પતિને કેવી રીતે વશ રાખી તેને વશ બનાવવો તેની યુક્તિ-પ્રયુક્તિઓ બતાવેલી છે. સ્ત્રી જો ધારે તો પતિને પોતાને અનુકૂળ બનાવી પોતાનાં ગરીબ અને નાનાં ઘરમાં પણ સ્વર્ગનું સુખ ઉતારી શકે છે. સ્ત્રીએ કેવી રીતે પોતાના પતિને ખુશ રાખવો જોઈએ? તેનો પ્રેમ જીતવા તેણે શું કરવું જોઇએ? પતિ કેવી રીતે પ્રસન્ન બની સ્ત્રીને વશ થઈ શકે વગેરે વિષયો એમાં સચોટ રીતે વર્ણવેલા છે. આ વિભાગનું સ્ત્રીઓ અધ્યયન કરી તેનો જો અમલ કરે

તો અનેક સ્ત્રીઓ પોતાનાં દુઃખી, તકરારી અને ક્લેશથી બળતાં ઘરોમાં પણ સોનાનો સુરજ ઉગાડી શકે છે. સ્ત્રીને પતિ સિવાય બીજું કોઈજ મોટું નથી. પતિનો પ્રેમ એજ પ્રભુનો પ્રેમ. એટલે પ્રત્યેક સ્ત્રીઓએ આ બીજો વિભાગ તો ખાસ વાંચવોજ જોઇએ. આ વિભાગ પણ સચિત્ર છે. આકર્ષક રીતે દ્વિરંગી શાહીમાં તેને છાપવામાં આવ્યો છે.

તે પછીના ત્રણ વિભાગોમાં જુદા જુદા ઘરોનાં ને સમયનાં સંસારચિત્રો એટલાં તો સજીવ અને આકર્ષક ઢબે આલેખાયાં છે, કે તે વાંચતાં એ આપણાં—આપણા પાડોશીઓનાં તથા આપણા અંગત સગાંઓનાં હોય એવું જણાયા વગર રહે નહિ. વઢકણી સાસુઓને પ્રેમથી અને પોતાની કામગીરીથી વશ બનાવી દેતી વહુઓ, સસરા અને જેઠોનો પ્રેમ સંપાદન કરનારી વધૂઓ તથા ઘર આખાને પોતાને કબજે કરી લેનારી પુત્રવધૂઓનાં રસભર્યાં, બુદ્ધિ, શિક્ષણ અને જ્ઞાનથી ઓપતાં સંસારચિત્રો એમાં પાને પાને ભરવામાં આવ્યાં છે. કુટુમ્બના કલેશને કેવી રીતે દૂર કરી શકાય, સાસુ, નણંદો તથા જેઠ અને દિયરોને પ્રેમથી કેવી રીતે પોતાના બનાવી, ઘરનો કબજો મેળવી શકાય તેની ગુપ્ત ચાવીઓ લેખકે કુશળતાથી અંદર જણાવી દીધી છે. આ ત્રણે વિભાગો સ્ત્રીઓને ખૂબજ વિચારશીલ વાંચન પૂરૂં પાડે છે, અને તે દ્વારા સ્ત્રીસંસારને લગતું તથા કુટુમ્બ-જીવનને લગતું ઘણું તેઓ જાણી શકે છે.

આ પુસ્તકમાં ૨૫૦ ઉપરાંત ચિત્રો–સુશોભનો છે. ગુજરાતના પ્રસિદ્ધ ચિત્રકારોનો એમાં સાથ છે. શ્રી. કનુ દેસાઈ, સૌ. ભદ્રાબ્હેન, કુ. નલિનીબહેન માવાણી, શ્રી. ભાનુ સ્માર્ત આદિનાં ચિત્રો એમાં મુખ્ય છે. પુસ્તકમાં રાસ–નૃત્યો, ગરબા, મેંદી, ગોવ્રત અને બપોરાનાં ચિત્રો પણ સુંદર રીતે આકારેલાં છે. આ પુસ્તકની શરૂઆતના ભાગમાં કુમારી નલિનીબહેન માવાણીનું બંગાળી અલ્પનાનું અને માતૃપ્રેમનું ત્રિરંગી



ચિત્ર ખરેખર આપણા મનને મુગ્ધ બનાવે છે. આવીજ રીતે આ પુસ્તકના અન્ત ભાગમાં મૂકવામાં આવેલું શ્રી. ભાનુ સ્માર્તનું 'કોન્સર્ટ' અને પ્રેક્ષકો'નું સંગીતને નૃત્યવાળું ત્રિરંગી ચિત્ર પણ એટલુંજ નયનમનોહર અને મનને લોભાવનારૂં છે. એમાં ચિત્રાંકનની કલા સાથે આજના શિક્ષિત નારીસમાજની કેશ–ગૂંથનની કલાનો પણ રસિક પરિચય કરાવવામાં આવ્યો છે. આ ચારે ત્રિરંગી ચિત્રો આખા પુસ્તકની બે પાંખ જેવાં સૂશોભિત અને રળિયામણાં બન્યાં છે.

આ પુસ્તકનું સૌથી વિશેષ આકર્ષણ તો એનું બોકસ છે. જેવી રીતે 'સંસ્કારલક્ષ્મી'ના બોક્સ પર ચાંલ્લો કરતી

સોહાગણનું સુંદર ચિત્ર આપવામાં આવ્યું છે તેવીજ રીતે 'ઘરનીરાણી'ના બોક્સ ઉપર ગુજરાતની કલા અને સંસ્કારિતાનો પરિચય કરાવતી એક ગુર્જર કુલવધૂનું સુંદર, આકર્ષક અને નયનમનોહર પચરંગી ચિત્ર આપવામાં આવ્યું છે. આ ચિત્ર શ્રી. કનુ દેસાઈની અપૂર્વ કલારચનાનો સજીવ પરિચય કરાવે છે. બોક્સની બીજી બાજુએ શ્રીમતી ભદ્રાબહેન દેસાઈનું ત્રિરંગી ચિત્ર છે. આ ચિત્ર પણ આકર્ષક અને દેસાઈ દંપતિની કલાનો પૂરો પરિચય કરાવનારૂં બન્યું છે.

અને 'ઘરનીરાણી'ની સૌથી નવીનતા તો એ છે, કે આ પુસ્તકને હાથમાં લો કે તરતજ તેમાંથી સુંદર મધુર ફોરમ આવવા માંડશે. ગુજરાતના આ મધુર લોકપ્રિય પ્રકાશક પોતાના દરેક પુસ્તકમાં કંઈને કંઇ નવીનતા કર્યે જ જાય છે. 'ઘરની રાણી'ને તેમણે સુંદર ચિત્રોમાં કલાયુક્ત રીતે શણગારી, વાર્નીશવાળાં બોક્સમાં મૂકી, એટલુંજ નહિ પણ મધુર અને દિલને હરી લે એવી મીઠી ખુશ્બો પણ તેમાં મૂકી—જેવી રીતે સંસ્કારી અને કુલિન, શિક્ષિત અને કહ્યાકરી સમજુ કુલવધૂ ઘરમાં આવતાંની સાથેજ પોતાના રૂપ-ગુણોની મધુર સુવાસ ઘરમાં પ્રસરાવી દે છે તેવીજ રીતે આ પુસ્તક પણ તેના રૂપ-ગુણ અને કલાની મધુર ફોરમનો પરિચય કરાવે છે. અંદર મૂકવામાં આવેલી મધુર સુવાસની જેમ જ પ્રત્યેક ગુણ-

સુન્દરીનાં ઘર, સુગંધ અને આનંદથી કિલ્લોલી ઉઠો, પ્રત્યેકનાં ઘરમાં કુટુમ્બ પ્રેમ, સાચ્ચા સંસાર-જીવનની મજાહ અને દૈવી પ્રેમના આનંદની ઝાકમઝોળ ઉડો, એવી શુભ ભાવના આ ફોરમની પાછળ રહેલી છે. અને આવા ઉમદા, શુભ હેતુ માટે પ્રકાશક આપણા અભિનંદનને પાત્ર છે.

આમ 'ઘરની રાણી'એ વહુઓ–કન્યાઓ અને તરૂણીઓ માટેનુંજ નહિ, પરન્તુ પુરૂષો અને સ્ત્રીઓ માટેનું એક અનોખું, અનુપમ અને વિવિધજ્ઞાનથી ભરપૂર એવું પ્રકાશન છે. સ્ત્રીઓ પોતાનું કહી શકે એવું આ એકજ પુસ્તક છે. દરેક સંસ્કારી અને શિક્ષિત કુટુંબોમાં એ અવશ્ય હોવું જોઈએ. સ્ત્રીઓને, વહુઓને, કોડભરી કન્યાઓને, શુભ પ્રસંગે, નવાં વર્ષે કે જન્મદિન પ્રસંગે ભેટમાં આપી શકાય એવું આ એકજ પુસ્તક અમને જણાય છે. અમો અમારા વાંચકોને એ ખરીદવાની આગ્રહભરી વિનંતી કરીએ છીએ. સુંદર સામગ્રી, ૨૫૦ ઉપરાંત ચિત્રો, આકર્ષક પચરંગી સુવાસિત બોકસ અને આંખને ઉડી વળગે એવું રૂપાળું મુદ્રણ જોતાં તેની કિંમત રૂા. ૬–૧૨–૦ યોગ્યજ છે. વી. પી. ખર્ચ રૂા. ૦-૧૨-૦ અલગ. (આફ્રિકાના ઘરાકો તરફથી પંદર શીલીંગ મળતાં ઘેર બેઠાં રજીસ્ટર્ડ બુકપોસ્ટ દ્વારા પુસ્તક મળી જશે.)

'ઘરની રાણી' પ્રકટ થતાંની સાથે ટૂંક સમયમાંજ લોકપ્રિય બની ગયું છે. શ્રી. ડુંગરસી સંપટે સ્ત્રી–જીવનના પ્રશ્નો

# ગોમતીપુરવાળાની

## જગવિખ્યાત કાંટા છાપ છીંકણી, તમાકુ

## વાપરો

રજીસ્ટર્ડ




# કાં
# ટા
# છા
# પ




ટ્રેડમાર્ક તપાસી માલ ખરીદવો.




જુની અને જાણીતી એક અને અજોડ દુકાન

**પટેલ ભોગીલાલ મફતલાલ એન્ડ સન્સ,**

ઠે. માંડવીની પોળ, દુકાન નં. ૨૧૭૭.

**તમારી ડાયરીમાં નોંધી રાખો**

TRIBHUVAN

ત્રિભુવન

સૂઈજા બાબા !!



બાલ સહાય વરાધની દવા તને પીવરાવીછે, ?

જેનાથી દરેક બાળકોની જીવલેણ બીમારીઓ નાબુદ થાયછે, તેવીજ રીતે તારી પણ બીમારી નાબુદ થશે.

# ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી.

ગાંધીરોડ અમદાવાદ

ડબી એકની કિં. રૂા. ૧-૦-૦ વી. પી ખર્ચ જુદું.

-: એજન્ટો :

ઠક્કર મણીલાલ ઈશ્વરદાસ કાલુપુર, અમદાવાદ.

ઠક્કર ચુનીલાલ ઈશ્વરદાસ સારંગપુર, અમદાવાદ.

ગાંધી મેડીકલ સ્ટોર વીરમગામ.

## જ્યાં શરીરની સાચી સુખાકારી
## ત્યાં સુંદરતાની સહીસલામતી




બહેનોની
સુંદરતા અને
સુખાકારી માટે

સર્વોત્તમ શક્તિવર્ધક દવા

# લોધ્રા

અનીયમીત અટકાવ, ગર્ભાશયનો સોજો, શરીરની શીથીલતા, કમરનો દુઃખાવો, સુવારોગ, લોહીવા, પ્રદર વિગેરે મટાડી તંદુરસ્તી અને તાકાત અર્પે છે.

**વાપરી ખાત્રી કરો.** **દરેક દવાવાળા વેચે છે.**

**બનાવનાર:-કેસરી કુટીરમ લી. મદ્રાસ**

**સોલ એજન્ટ:-ડી. એમ. વોરા,** લક્ષ્મીપુરી, **કોલ્હાપુર.**

* ગુજરાત કાઠિયાવાડના એજન્ટસ *

**જી. મોહનલાલ** ગાંધીરોડ, ચાર રસ્તા, **અમદાવાદ.**

સ્ટોકીસ્ટ:—**ચુનીલાલ મયાચંદ મહેતા-અમદાવાદ.**